

# પુરાણ વિવેચન

卐

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

પ્રકાશક · ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ

કચ્છ ગિબ્સ સ્મારકફંડ ગ્રંથમાળા નં. ૧૧.

# પુરાણ વિવેચન


કર્તા,

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,

મુંબઈ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી—અમદાવાદ.


કિંમત એક રૂપિયો.

કચ્છ ગીબ્સ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત.

મહારાવ સર શ્રી ખેંગારજી સવાઇ બહાદુર એમના સગીરપણામાં નીમાએલી રીજન્સીએ સરકારની પરવાનગી લેઇને ઇ. સ. ૧૮૮૦માં ઑનરેબલ જેમ્સ ગિબ્સ સી. એસ. આઇ. જેઓ તે વખતે વાઇસરોય અને ગવર્નર જનરલની કાઉન્સિલના મેમ્બર હતા અને જેઓ એક વખત મુંબાઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર હતા, તેમના કચ્છ કાઠિયાવાડ તથા ગુજરાત સાથેના સંબંધના સ્મરણાર્થે તથા ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિને ઉત્તેજન આપવા માટે સોસાઇટીને રૂ. ૨૫૦૦) ની નોટો સ્વાધીન કરી છે. તેના વ્યાજમાંથી વખતે વખતે ઇનામ આપી પુસ્તકો રચાવવામાં આવે છે; અને તે પુસ્તકો સોસાઇટી છપાવે છે. આજ સુધી આ ફંડમાંથી નીચેનાં પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે :—

૧. ઉદ્યોગથી થતા લાભ અને આળસથી થતી હાનિ.
૨. માંદાની માવજત.
૩. જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ.
૪. રણજીતસિંહ.
૫. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન.
૬. લૉર્ડ લૉરેન્સ.
૭. બ્રાહ્મણોના સોળ સંસ્કાર.
૮. હિંદની રાજ્યવ્યવસ્થા અને લોકસ્થિતિ.
૯. વનસ્પતિશાસ્ત્ર ( આર્થિક દૃષ્ટિએ )
૧૦. અભિનયકલા.
૧૧. પુરાણ વિવેચન.

અમદાવાદ.
તા. ૨૦–૪–૧૯૩૧ } ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

# ઉપોદ્‌ઘાત

હિંદુધર્મ અને હિંદુ વિદ્યાઓનાં ચૌદ સ્થાનોમાં પુરાણો પણ ગણાય છે* અને છેલ્લાં હજાર વર્ષના હિંદુ સમાજ ઉપર તો શ્રીમદ્‌ભાગવતાદિ પુરાણોએ કોઈ પણ બીજાં સાહિત્ય કરતાં વધારે અસર કરી છે. છતાં પુરાણો સંબંધી સામાન્ય માહિતી—ખાસ કરીને ઐતિહાસિક દૃષ્ટિવાળી માહિતી આપનારૂં એક પણ સારૂં પુસ્તક ગુજરાતીમાં નથી, બીજી ભાષામાં પણ આ પ્રકારનાં પુસ્તકો વિરલ છે.

પૌરાણિક રચનાનો ઇતિહાસ પણ ઘણો લાંબો છે. વૈદિક સાહિત્યમાં **नाराशंसी** એટલે માણસની પ્રશંસા કરનારી રચનાઓનો ઉલ્લેખ મળે છે.[1] આ રચનાઓ મહાભારત પુરાણનું બીજ હોય એમ લાગે છે. આથી આગળ ચાલતાં ઉપનિષદોમાં ઈતિહાસ પુરાણ એ પ્રમાણે સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. ( **इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः छां. उ. ७-१-४** તથા **अस्य वा महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः—बृ. उ. २-४-१०** ) અને એ ઉપરથી ઉપનિષદ્‌કાળમાં મહાભારત અને પુરાણની રચનાનો પ્રથમ

---

***पुराणन्यायमीमांसा [illegible]ः ।**
**वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥**
**या. स्मृति**

૧ જુઓ ऋ. ૧૦–૮૫–૬, अ. वे. ૧૫–૬–૪ तै. सं. ૭–૫–૧૧ વગેરે Vedic Index Vol. I p. 445-

આરંભ થયો હશે, એમ માનવામાં વાંધો નથી. પૌરાણિક સાહિત્યની મૂળ રચના આટલી પ્રાચીન છે ત્યારે હાલમાં મળતાં પુરાણોમાં કેટલોક ભાગ છેક આધુનિક છે. મતલબ કે પુરાણોનું સાચું સ્વરૂપ સમજવા માટે એ વિશાળ સાહિત્યનું ઐતિહાસિક વિવેચન આવશ્યક છે.

બીજું વેદ ભણવાનો શૂદ્રને પ્રતિબંધ થતાં એ વર્ણ માટે ધાર્મિક ઉપદેશના સાધનોની જરૂર પડી અને ઇતિહાસ પુરાણ નામનો પાંચમો વેદ સાધનરૂપ થયો. પાછળથી તો ક્ષત્રિયો અને વૈશ્યોમાંથી પણ વૈદિકસંસ્કારનો લોપ થઇ ગયો એટલે અમુક બ્રાહ્મણોને બાદ કરતાં બાકીના વિશાળ સમાજને હિન્દુધર્મના સંસ્કારો મુખ્યત્વે મહાભારત પુરાણ મારફત મળવા લાગ્યા.[1]

ત્રીજું મહાભારત અને પુરાણો સર્વસંગ્રહ જેવાં છે. હિન્દુધર્મ અને વિદ્યાઓનો જેમ જેમ કાળક્રમમાં વિકાસ થતો ગયો તેમ તેમ એ સર્વ વિચારોનો સંગ્રહ કરવાની જરૂર પડી અને પુરાણો આવા સંગ્રહ માટે અનુકૂળ આવવાથી એ સંગ્રહરૂપ બની ગયાં. અને અન્તે પૌરાણિક સાહિત્યે હિન્દુસમાજના જીવનમાં એવું અગત્યનું સ્થાન લીધું કે સ્મૃતિકારોને "વેદના અર્થનું ઇતિહાસ પુરાણથી ઉપબૃંહણ કરવું"[2] એમ કહેવું પડયું.

---

૧ જુઓ ब्र-सू. ૧-૩-૩૪ વગેરે ઉપર શંકરભાષ્ય.

૨ इतिहासपुराणाभ्यां वेदार्थमुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥

मनु,

महाभारत

બીજી તરફથી પુરાણોની નિન્દા પણ ઓછી નથી થઈ. હિન્દુ સમાજની વર્તમાન સ્થિતિના કેટલાક અનર્થોનું મૂળ, ઘણા, પુરાણોને માને છે. આ માન્યતામાં સત્યાંશ નથી જ એમ કહેવું મુશ્કેલ છે. આ સ્થિતિમાં ઐતિહાસિક વિવેચનદ્વારા પૌરાણિક સાહિત્યનું યત્કિંચિત્ દિગ્દર્શન કરાવવું એ આ ગ્રન્થ લખવાનો ઉદ્દેશ છે. એ ઉદ્દેશને અનુસરી અઢારે પુરાણોમાં કયા કયા વિષયો છે તે પણ ટુંકામાં—અતિ ટુંકામાં કહ્યું છે. આ પુસ્તકથી પુરાણ જેવા ગાઢ અંધકારમાં પડેલા સાહિત્ય પ્રકાર ઉપર થોડો પણ પ્રકાશ પડશે તો મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

ઝંડુફાર્મસી, સયાની રોડ,<br>મુંબઇ તા. ૧૦—૭—૩૧ } દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# પ્રકરણસૂચી

# પુરાણ વિવેચન

## —વિભાગ પહેલો.—

# પ્રાચીન સંસ્કૃત સાહિત્ય અને પુરાણો

### હાલનાં પુરાણોનો સામાન્ય સમય

પુરાણોના સમયનો નિર્ણય કરવામાં પ્હેલેથી પ્રક્ષિપ્તો નડે છે. વળી પુરાણનો સામાન્ય નિર્દેશ છેક અથર્વવેદમાં મળે છે, ત્યારે હાલનાં પુરાણોમાંથી ભવિષ્ય શિવાય કોઈનો નામ નિર્દેશ વિ. સં. ના આરંભ પ્હેલાના કોઈ ગ્રંથમાં મળતો નથી. મહાભારતના વનપર્વમાં એક સ્થળે વાયુ પુરાણનો અને કેટલીક પ્રતોમાં વાયુ અને મત્સ્ય બન્નેનો નામનિર્દેશ છે પણ વનપર્વનો એ ભાગજ મહાભારતના છેલ્લા થરનો કે કદાચ પ્રક્ષિપ્ત હોવાની પંડિતોની માન્યતા છે. હાલનાં અઢાર પુરાણોમાંનાં ઘણાં ખરાંમાં તે પ્હેલાંનાં જૂનાં પુરાણના કેટલાક અંશો મળે છે. પણ તેમાં બીજુંયે ઘણું મળે છે. વળી હાલનાં લગભગ બધાં પુરાણોમાં તે તે પુરાણ રચાયા પછી એક વાર કે અનેકવાર થોડાઘણા ઉમેરા થયા છે. આ વસ્તુસ્થિતિને લીધે કેટલાક વિદ્વાનો પુરાણના ઉપર કહેલા સામાન્ય નિર્દેશ ઉપર અથવા તે તે પુરાણના પ્રાચીન અંશ ઉપર આધાર રાખીને પુરાણોને ઘણા જૂના કાળમાં મૂકે છે, ત્યારે બીજાઓ પાછળથી ઉમેરાયલા અંશ ઉપર આધાર રાખી પુરાણોને અતિ અર્વાચીન ઠરાવે છે.

જેમ મહાભારતમાં મહાભારત સંપૂર્ણ થઈ ગયા પછી હરિવંશમાંથી અને પુરાણોમાંથી લીધેલા તથા નવા રચાઈને હજારો શ્લોકો ઉમેરાયા છે તેમ પુરાણોમાં પણ પાછળથી ઉમેરા થયે જ ગયા છે. અને કોઈ કોઈ પુરાણોમાં આજસુધી કોઈ કોઈ ઉમેરા થયા

હોય એવું લાગે છે. આ સ્થિતિમાં, પુરાણોનો ઉંડો અભ્યાસ થયેલો ન હોવાથી ઘણા પાશ્ચાત્ય પંડિતો છેવટના ઉમેરાઓ ઉપરથી તે તે પુરાણનો સમય નક્કી કરે છે. પણ આ ચોખ્ખી અશાસ્ત્રીય રીત છે. 'કેમ્બ્રીજ હીસ્ટરી'માં પ્રો. રેપ્સન કહે છે કે "કોઈ પણ મકાનનો અથવા કોઇ પણ સાહિત્ય રચનાનો સમય તેમાં થયેલા છેવટના ઉમેરા ઉપરથી નક્કી ન કરાય."

ખરી રીતે આપણા સાહિત્યના, ધર્મના કે સાંસારિક રિવાજોના ઇતિહાસનું યથાર્થ ચિત્ર ખડું કરવા માટે પુરાણોના જુદા જુદા થરોનો વિવેચનાત્મક અભ્યાસ અત્યંત આવશ્યક છે.

પુરાણો અઢાર મનાય છે અને એટલાં જ ઉપ પુરાણો ગણાય છે. ઉપપુરાણો વિશે તો હજી ઘણું જ થોડું જાણવામાં આવ્યું છે. ઉપપુરાણોનો મોટો ભાગ છપાયો નથી. અને તેની હાથપ્રતો પણ ભાગ્યે જ વંચાય છે. વળી ઉપપુરાણોમાં સાંપ્રદાયિક સાહિત્ય વધારે જોવામાં આવે છે. અઢારે પુરાણોની નામાવલિ પુરાણોમાં જ મળે છે.

આ અઢાર પુરાણોમાં કુલ ચાર લાખ શ્લોકો છે એમ પુરાણોમાંજ કહ્યું છે. પણ આ અનુક્રમણિકા પાછળથી તૈયાર થઈ છે. અને એનો વસ્તુસ્થિતિ સાથે પૂરેપૂરો મેળ બેસતો નથી. અનુક્રમણિકામાં વિષ્ણુપુરાણના ૨૩ હજાર શ્લોકો કહ્યા છે જ્યારે અત્યારે વિષ્ણુપુરાણમાં સાત હજાર શ્લોકો જ મળે છે. સ્કંદપુરાણ સૌથી મોટું ગણાય છે. અનુક્રમણિકામાં એના ૮૧ હજાર શ્લોકો ગણ્યા છે. પણ હાલમાં જેટલાં માહાત્મ્યાદિ પુસ્તકો સ્કંદપુરાણાંતર્ગત મળે છે તેટલાંનો સરવાળો કરવામાં આવે તો શ્લોકની સંખ્યાનો આંકડો ઘણો વધી જાય. મતલબ કે સ્કંદપુરાણ અને પદ્મપુરાણ (અનુક્રમણિકા પ્રમાણે ૫૫ હજાર શ્લોકો) હજી પૂરાં જ નથી થયાં. અને એથી ઉલટું વિષ્ણુપુરાણ ઘણા વખત પ્હેલાં પૂરૂં થઈ ગયું છે. વળી પુરાણોની આ અનુક્રમણિકા એક વખત તૈયાર થઈ ગયા પછી બધાંએ (જેટલાં પુરાણોમાં અનુક્રમણિકા મળે છે તેટલાં

એ ) એમને એમ, તે તે પુરાણ સાથે મેળવ્યા વગર ઉતારી છે. ભાગવત અને બ્રહ્મવૈવર્તના યોજકો પાસે હાલનું વિષ્ણુ પુરાણ જરૂર હોવું જોઇએ; છતાં એના શ્લોકોની સંખ્યા તો બેયમાં ૨૩ હજારની જ આપી છે. સંભવ એવો લાગે છે કે પુરાણોમાં આ અનુક્રમણિકા મૂળ પુરાણ તૈયાર થઈ ગયા પછી પાછળથી કોઈ પૌરાણિકે મત્સ્ય પુરાણાદિમાંથી લઇને એમને એમ ઉમેરી દીધી છે. ભાગવતના છેલ્લા અધ્યાયમાં આ અનુક્રમણિકા છે અને એ આખો અધ્યાય પાછળથી કોઇ સામાન્ય પૌરાણિકને હાથે લખાયલો સ્પષ્ટ દેખાય છે.

આ પુરાણાનુક્રમણિ પ્હેલી ક્યારે તૈયાર થઈ એ મોટો પ્રશ્ન છે. આ અનુક્રમણિકાનું સૌથી જૂનું રૂપ વિષ્ણુપુરાણમાં હોય એમ જણાય છે. અલબત્ત એમાંયે અનુક્રમણિકા પાછળથી ઉમેરવામાં આવી છે. વિષ્ણુપુરાણમાં ત્રીજા અંશના છઠ્ઠા અધ્યાયમાં આ અનુક્રમણિકા છે. અનુક્રમણિકા પાછળથી ઉમેરવામાં આવી છે એમ આગળ પાછળના સંબંધ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. ' ત્યાર પછી પુરાણજ્ઞ વ્યાસજીએ આખ્યાન, ઉપાખ્યાન, ગાથા અને કલ્પશુદ્ધિ સહિત એક પુરાણ સંહિતા રચી, વ્યાસજીએ આ પુરાણ પોતાના શિષ્ય રોમહર્ષણ સૂતને ભણાવ્યું, સૂતને છ શિષ્યો હતા, સુમતિ, અગ્નિવર્ચસ, મૈત્રેય, શાંશપાયન, અકૃતવર્ચન્ ઉર્ફે કાશ્યપ અને સાવર્ણિ. છેલ્લા ત્રણે ત્રણ મૂળ સંહિતાઓ રચી અને રોમહર્ષણની પોતાની ચોથી. આ ચારેયનો સાર આ વિષ્ણુપુરાણમાં સંગ્રહેલો છે." ( **શ્લો**. ૧૫ થી ૧૮ )

આ પછી એકદમ "સઘળાં પુરાણોમાં આદિ પુરાણ બ્રહ્મ પુરાણ છે અને પુરાણ જાણનારાઓ અઢાર પુરાણો ગણાવે છે" એમ કહી પુરાણોનાં નામો લખ્યાં છે. અને પછી **સર્ગશ્ચ પ્રતિ સર્ગશ્ચ** એ શ્લોક તથા વૈષ્ણવ પુરાણ છે અને પદ્મ પછી રચાયું છે એ ઉમેર્યું છે. અને પછી શ્લો. ૨૫ થી, ઉપર શ્લો. ૧૮ સાથે

સંબંધમાં અધુરૂં રહેલું વેદો, અંગો વગેરેનું વર્ણન શરૂ કરે છે. અહીં અઢાર પુરાણોની અનુક્રમણિકાવાળા ૧૯ થી ૨૪ સુધીના શ્લોકો પાછળથી ઉમેરેલા સ્પષ્ટ દેખાય છે. ક્યારે આ ઉમેરો થયો હશે? આ પ્રશ્નનો જવાબ સહેલો નથી. જૂનાં પુરાણોમાં પણ પાછળથી પુરાણોની અનુક્રમણિકા ઉમેરવામાં આવી છે એટલે પુરાણો ઉપરથી પત્તો લાગવો મુશ્કેલ છે. એ માટે પુરાણેતર સાહિત્યની મદદ લેવી પડશે.

ઇતિહાસ પુરાણનો સામાન્ય ઉલ્લેખ અથર્વવેદ જેટલો જૂનો છે એ ઉપર કહ્યું જ છે. પણ અઢાર પુરાણોનો ઉલ્લેખ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં મળતો નથી. મહાભારતમાં પુરાણ નામ વારંવાર આવે છે. પુરાણમાંથી આદિ પર્વમાં, વનપર્વમાં અને ભીષ્મપર્વમાં અનેક વાતો લીધી છે પણ અઢાર પુરાણોના નામો ક્યાંયે જોવામાં આવતાં નથી. માત્ર એક બે ઠેકાણે મોઘમ અઢાર પુરાણો હોવાનો ઉલ્લેખ છેઃ—

अष्टादशपुराणानां श्रवणाद्यत्फलं भवेत् ।

म. १८. ६. ९७.

अष्टादशपुराणानि धर्मशास्त्राणि सर्वशः

म. १८. ५. ४६

પણ આ વચનો મહાભારતમાં એવે ઠેકાણે છે કે તે પ્રક્ષિપ્ત હોવાનો ઘણો સંભવ છે. એટલે એ ઉપરથી પુરાણોની અઢાર સંખ્યા ક્યારે થઈ હશે એનો નિશ્ચય નથી થઈ શકતો.

પણ યાજ્ઞવલ્કય સ્મૃતિના એક ટીકાકાર અપરાદિત્યે મત્સ્ય પુરાણમાં આવેલી ઉપપુરાણો શિવાયની આખી પુરાણાનુક્રમાણિકા ઉતારી છે, અને અપરાદિત્યનો સમય ઇ–સ–બારમા શતકનો મધ્ય ભાગ છે. અપરાદિત્ય પ્હેલાં થઈ ગયેલા એલ્બીરૂનીએ પુરાણોની બે નામાવલિ આપી છે. તેમાંની એક સ્પષ્ટ રીતે વિષ્ણુ પુરાણની યાદીને

અનુસરે છે. એલ્બીરૂનીનો ગ્રંથ ઈ. સ. ૧૦૩૦ માં લખાયેલ છે. પણ એક પરદેશી મુસલમાને અહીંના પંડિતો પાસેથી પુરાણોનાં નામો મેળવ્યાં ત્યારે તો એ નામો એ વખતમાં સારી પેઠે પ્રસિદ્ધ હોવાં જોઇએ. મતલબ કે ઇ. સ. ૧૦૦૦ માં તો જરૂર અઢાર પુરાણો પ્રસિદ્ધ હોવાં જોઈએ. આથી જૂના કાળમાં અઢારે પુરાણોનાં નામો મળતાં નથી પણ કવિ રાજશેખર બાલભારતમાં વાલ્મીકિને મોઢે વ્યાસને **अष्टादशपुराणसारसंग्रहकारिन्** એ રીતે સંબોધે છે,

જુઓ **काव्यमाला** અં. ૧.

કવિ રાજશેખર કનોજના રાજા મહેન્દ્રપાલના ગુરૂ હતા અને તેના તથા તેના પુત્ર મહીપાલ (ઇ. સ. ૯૧૦ થી ૯૪૦) ના વખતમાં થઈ ગયા છે× અને મહારાજાધિરાજ મહીપાલના રાજ્ય કાળમાં કનોજમાં બાલ ભારત ભજવાયાનું રાજશેખર કહે છે. મતલબ કે પુરાણો ૧૮ હોવાની વાત ઈ. સ. ૯૦૦ ની આસપાસમાં પ્રચારમાં હતી. બીજી તરફથી પુરાણોના સમય બાબત વિલ્સનના મતનું ખંડન કરતાં બુલ્હર સાહેબે વર્ષો પહેલાં બતાવ્યું છે તેમ "જૂનામાં જૂના ધર્મ નિબંધોમાં હાલનાં પુરાણોમાથી ઉતારા ટંકેલા મળે છે. અને વિજ્ઞાનેશ્વરની મિતાક્ષરા (ઈ. સ. ૧૧૦૦) માં, અપરાર્કે (ઈ. સ. ૧૧૪૦) ની યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપરની ટીકામાં અને હલાયુધ (ઈ. સ. ૧૧૧૮ ની આસપાસ) ના બ્રાહ્મણ સર્વસ્વમાં, પુરાણોને, ધર્મનાં મૂળ રૂપ, મન્વાદિ ધર્મશાસ્ત્રોની સમકક્ષાના અને આર્ષ પરંપરાના પ્રાચીન ગ્રન્થો ગણ્યા છે" (જુઓ Indian Antiquary 1896 p. 313 to 328) આ ધર્મ નિબંધો પેઠે જ ભક્તિ માર્ગનાં સાંપ્રદાયિક સાહિત્યમાં પણ બારમા શતકથી પુરાણો વેદ અને મહાભારત પેઠે પ્રમાણરૂપ ગણાવા માંડયાં છે. આવી પ્રતિષ્ઠા મળવા માટે ઓછામાં ઓછાં બસ્સો ત્રણસો

---

× રાજશેખરના સમય માટે જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા भा. ६ अं. ४ पा. ३७१

વર્ષો જવાં જોઇએ એમ માનીએ અને રાજશેખરના વચન ઉપર આધાર રાખીએ તો વિજ્ઞાનેશ્વર, અપરાર્ક વગેરે જેમાંથી ઉતારા કરે છે તે અઠ્ઠાવીશ ઓગણત્રીશ પુરાણો નવમા દશમા શતકમાં વિદ્યમાન હતાં એમ માન્યા વગર છુટકો નથી. મતલબ કે અઢાર પુરાણોની યાદી પણ નવમા શતકમાં તૈયાર થઈ હોવાનો સંભવ છે.

પ્રો. વિલ્સને એ વખતની ઐતિહાસિક શોધખોળની સ્થિતિમાં પુરાણોના સમય માટે ગુપ્ત રાજાઓ સાતમા શતકમાં થઈ ગયા, એમ માનીને તથા પુરાણોમાં મુસલમાન હુમલાઓ વિશે ઉલ્લેખો છે; અને મુસલમાનો આઠમા શતકમાં પ્હેલવ્હેલા આવ્યા છે એમ ગણીને ૯ મા થી ૧૭ મા શતક સુધીમાં પુરાણો રચાયાં છે એમ ગણ્યું છે ( જુઓ Preface to Vishnu Purana ).

પણ હવે ગુપ્ત રાજાઓનો સમય ચોથા પાંચમા શતકમાં નિશ્ચિત થઇ ગયો છે અને પુરાણોમાં યવન, શક, હૂણ, તુરૂષ્ક વગેરે જે શબ્દો આવે છે તે કેવળ મુસલમાન વાચક નહિ પણ મુસલમાનો પ્હેલાં આવેલા પરદેશીઓના પણ વાચક છે, એ સર્વમાન્ય થઈ ગયું છે એટલે હાલના પ્રાચ્યવિદ્યાભિજ્ઞો જુદાં જુદાં પુરાણો વિશે વિલ્સને ઠરાવેલા સમયને સામાન્ય રીતે ત્રણસો ચારસો વરસ પાછળ હઠાડવો જોઇએ, એમ કહે છે. ( જુઓ માર્કંડેય પુરાણના ઇંગ્રેજી ભાષાંતરનો પાર્જિટરનો ઉપોદ્ઘાત ) પણ ઉપર દર્શાવ્યું છે તેમ પાછળથી થયેલા મોટા ઉમેરાઓને ન ગણીએ તો પુરાણોક્ત વંશાવળીઓ ઈ. સ. ચોથા શતક આગળ અટકે છે. માટે ઈ. સ. ચોથાથી નવમા દશમા શતક સુધીમાં હાલનાં મુખ્ય પુરાણો રચાયાં હોવાનો સંભવ સ્પષ્ટ છે, મિ. જેકસને પુરાણોના સમય માટે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે. વૈદિક તથા ઇ. સ. પૂર્વે બીજા શતક સુધીના સાહિત્યમાં જે પુરાણ માટે ઉલ્લેખો મળે છે અને જેમાંથી હાલનાં પુરાણોએ કેટલુંક વસ્તુ લીધું છે. તે મૂળપુરાણ મેગેસ્થેનીસે જોયું હોવું જોઇએ માટે તે ઈ. સ. પૂર્વે ચોથા શતક પછી રચાયું નથી.

અને હાલનાં પુરાણોનો મોટો ભાગ ઈ. સ. છઠ્ઠા શતકમાં રચાયો હોવાનો સંભવ છે; જો કે કેટલાકમાં પાછળથી ઉમેરા થયા હશે.

( જુઓ B. B. R. A. S Centenary Memorial Volume )

## જૂનાં પુરાણો

પુરાણોમાં આપેલી કળિયુગના રાજાઓની વંશાવળી ઈ. સ. ચોથા શતકમાં થઈ ગયેલા રાજાઓનો ઉલ્લેખ કરે છે, માટે એ ચોથા શતક પ્હેલાં ન રચાયેલાં હોવાં જોઇએ, એ સાદું અનુમાન છે. પણ આ કળિયુગની વંશાવળીઓનું સ્થાન પુરાણોમાં ઘણું ન્હાનું છે, સાત જ પુરાણોમાં આ વંશાવળી આપેલ છે. અને પુરાણોનું સ્વરૂપ જોતાં આ વંશાવળી પાછળથી ઉમેરાયેલ હોવાનો સંભવ સ્પષ્ટ છે. મતલબ કે બીજા ચોક્કસ પુરાવાઓ ઉપરથી કોઇ પુરાણો ઇ. સ. ચોથા શતક પ્હેલાંનાં ઠરે તો વંશાવળીઓવાળો પુરાવો ખાસ નડે એવો નથી. અને આવા પુરાવાઓ છે પણ ખરા. બધાં પુરાણો અને મહાભારત, પુરાણ વિશે ઉલ્લેખ કરે છે અને એ ઉલ્લેખો ઉપરથી હાલનાં પુરાણો રચાયા પ્હેલાં પણ કોઈક જાતનાં પુરાણો હોવાનું સૂચન મળે છે. વળી કવિવર અશ્વઘોષ, ભાસ અને કાલિદાસથી આરંભી શંકરાચાર્ય સુધીના અનેક સંસ્કૃત સાહિત્યકારો મહાભારત સાથે પુરાણોનો ઉલ્લેખ કરે છે અને પૌરાણિક કથાઓનો પુષ્કળ ઉપયોગ કરે છે. પુરાણોમાંથી સંસ્કૃત સાહિત્યમાં આવેલા ઉતારાઓનો અભ્યાસ કરવામાં આવે તો પુરાણોના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડે એ દેખીતું છે. આ બાબત ઉપર પ્હેલવ્હેલું ધ્યાન બુલ્હર સાહેબે ખેંચ્યું હતું અને એ સમર્થ સંસ્કૃતજ્ઞ વિદ્વાને ઈ. સ. ૧૮૯૬માં ઈન્ડીઅન એન્ટીકવેરીમાં એક લેખ લખીને પુરાણોની પ્રાચીનતા ઉપર સારો પ્રકાશ નાખ્યો છે. એ લેખમાં અપાયેલા પુરાવાઓ પાછળથી આ દેશના ઇતિહાસ સંશોધકોમાં સામાન્ય રીતે માન્ય રહેલા છે.

ખાસ કરીને આપસ્તમ્બ ધર્મસૂત્રમાંથી શોધી કાઢેલા પૌરાણિક ઉતારા બહુ ઉપયોગી છે, પણ પુરાણેતર સંસ્કૃત સાહિત્ય સાથેનો પુરાણોનો સંબંધ કાળના વિપરીત ક્રમમાં પાછે પગલે જોવો એ વધારે પ્રકાશક હોવાથી શંકરાચાર્ય (ઈ. સ. ૮૦૦)થી શરૂ કરી આપસ્તંબ સુધીનાં પુરાણોનાં ચિહ્નો નીચે ઉતાર્યાં છે.

## શંકરાચાર્ય અને પુરાણો

બુલ્હર સાહેબે જ ઉપર કહેલા લેખમાં નોંધ કરી છે કે "બ્રહ્મ-સૂત્રભાષ્યમાં શંકરાચાર્યે સ્મૃતિ નામથી એક શ્લોક ઉતાર્યો છે. જે માર્કંડેય પુરાણમાં હોવાનું ઘુસેને શોધી કાઢ્યું છે, વળી શંકરાચાર્ય પુરાણનામથી પણ ઉતારા કરે છે અને પુરાણો સાથે શંકરાચાર્યના ગ્રન્થોને વધારે મેળવવામાં આવે તો બીજા ઉતારાઓનું મૂળ મળી આવે ખરૂં." ( Indian Antiquary 1896 )

બુલ્હર સાહેબની સૂચનાને અનુસરી મેં શંકરાચાર્યનાં બ્રહ્મસૂત્ર-ભાષ્યમાંનાં ઉપનિષદ્ બ્હારનાં ઉદાહરણો શોધી જોયાં તો મોટો ભાગ ભગવદ્‌ગીતામાંથી અને કેટલાંક મહાભારતમાંથી છે. જોકે કોઇ સંશોધકે મહાભારત કે પુરાણોના ઉતારાઓ મેળવવાનો શ્રમ લીધો નથી. પણ **स्मृतावपि, तथा च स्मृतिः, स्मरन्ति च, स्मरन्ति च व्यासादयः,** અથવા **तथा च द्वैपायनः** એમ કહીને શંકરાચાર્ય જે શ્લોકો ઉતારે છે તેમાંના ઘણાખરા મહાભારતમાં મળે છે.* પણ આવાજ ઉલ્લેખો સાથે ઉતારેલા કેટલાક શ્લોકો પુરાણોમાંથી લીધેલા દેખાય છે, દા. ત:—

---

* દાખલા તરીકે:—

**स्मृतौ:**—

जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु प्रलीयते।
ज्योतिष्वाप: प्रलीयन्ते ज्योतिर्वायौ प्रलीयते ॥

**ब्र. सू. अ. २ पा. ३ सू. १४**
**म. शां. मो. अ. ३४७ श्लो. २९**

स्मृतिश्च भवतिः—

तेषां ये यानि कर्माणि प्राक्सृष्ट्यां प्रतिपेदिरे ।
तान्येव ते प्रपद्यन्ते सृज्यमानाः पुनः पुनः ॥
हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मा ऋतानृते ।
तद्भाविताः प्रपद्यन्ते तस्मात्तत्तस्य रोचते ॥

ब्र. सू. अ. १ पा. ३ सू. ३०

આ બે શ્લોકો નીચેના ગ્રન્થોમાં મળ્યા છેઃ—

म. शां. मो. अ. २३८ श्लो. ८५, ८६
वायुपुराण अ. ९ श्लो. ५७, ५८
विष्णुपुराण अं. १ अ. ५ श्लो. ५९, ६०
मार्कण्डेय पुराण अ. ४८ श्लो. ३९, ४०

આ ઉપરાંત પણ બીજાં પુરાણોમાં સૃષ્ટિ પ્રસંગમાં મળવાનો સંભવ છે. આગળ ચાલતાં ઉપલાજ સૂત્રના ભાષ્યના અન્તમાં નીચેના શ્લોકો ઉતાર્યા છેઃ—

---

स्मृतावपिः—

वागध्यात्ममिति प्राहुः ब्राह्मणास्तत्त्वदर्शिनः ।
वक्तव्यमधिभूतं तु वह्निस्तत्राधिदैवतम् ॥

ब्र. सू. अ. २ पा. ४ सू. १४
म. शां. मो. अ. ११८ श्लो. ५

इति स्मर्यते:—

माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद ।
सर्वभूतगुणैर्युक्तं नैवं मां ज्ञातुमर्हसि ॥

ब्र. सू. अ. ३. पा. २. सू. १८
म. शां. मो. अ. ३४७ श्लो. ४५

स्मृतिरपि:—

ऋषीणां नामधेयानि याश्च वेदेषु दृष्टयः ।
शर्वर्यन्ते प्रसूतानां तान्येवैभ्यो ददात्यजः ॥
यथर्तुष्वृतुलिङ्गानि नानारूपाणि पर्यये ।
दृश्यन्ते तानि तान्येव तथा भावा युगादिषु ॥
यथाभिमानिनो तीतास्तुल्यास्ते सांप्रतैरिह ।
देवा देवैरतीतैर्हि रूपैर्नामभिरेव च ॥

આ ત્રણમાંથી ઉપલા બે શ્લોકો નીચેના ગ્રન્થોમાં મને મળ્યા છેઃ—

**वायुपुराण अ. ९ श्लो. ६४, ६५**
**विष्णुपुराण अं. १ अ. ५ श्लो. ६३, ६४.**
**मार्कंडेयपुराण अ. ४८ श्लो, ४३, ४४**

મહાભારતના ઉપલાજ અધ્યાયમાં ઉપરને મળતા શ્લોકો છે. ( જુઓ શ્લોક ૯૪ તથા ૧૦૯ ) પણ એમાં પાઠ ફેર છે. અને શંકરાચાર્યનો પાઠ મહાભારતના પાઠ કરતાં વાયુ વગેરે પુરાણોના પાઠને અનુસરતો છે.

શંકરાચાર્યે એજ અધ્યાયના એજ પાદના ૨૮ મા સૂત્રના ભાષ્યમાં નીચેના શ્લોકો ઉતાર્યા છેઃ—

स्मृतिरपि—

अनादिनिधना नित्या वागुत्सृष्टा स्वयंभुवा ।
आदौ वेदमयी दिव्या यतः सर्वाः प्रवृत्तयः ॥
नामरूपं च भूतानां कर्मणां च प्रवर्तनम् ।
वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः ॥

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।
वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः ॥

**ब्र. सू. अ. १ पा. ३ सू. २८**

આ ત્રણમાંથી બીજો શ્લોક વાયુપુરાણમાં **अ. ९ श्लो. ६३** મો છે, વિષ્ણુ પુરાણમાં **अं. १ अ. ५ श्लो. ६२** મો છે અને માર્કંડેયમાં **अ. ४८ શ્લો. ४२** મો છે. અને **म. शां. मो. अ. २३८** માં **९४–९५** મો છે. આ રીતે વાયુ, વિષ્ણુ, અને માર્કન્ડેયના એકજ પ્રકરણમાં મળી આવતા પાંચ શ્લોકો શંકરાચાર્યે સ્મૃતિ નામથી ઉતાર્યા છે. આ વચલો શ્લોક (વાયુ. અ. ૯ શ્લો. ૬૩) મનુ-સ્મૃતિમાં (**अ. १ श्लो. २१**) પણ મળે છે. અને પ્હેલો અર્ધો શ્લોક **म. शां. मो. अ. २३८ श्लो. ९३** માં છે.

આ પ્રકરણમાં શંકરાચાર્યે મહાભારતમાંથી ઉતારો નથી કર્યો એ તો સ્પષ્ટ દેખાય છે.×

---

×ઉલટું આ પ્રકરણના શ્લોકોના વાયુ, વિષ્ણુ, મહાભારત વિગેરેના પાઠો પરસ્પર મેળવતાં એવું લાગે છે કે આ બધાનું મૂળ અત્યારે વાયુમાં મળે છે. વાયુ અ. ૯ ને મહાભારત શા. પ. અ. ૨૩૮ સાથે સરખાવતાં મહાભારતના ૮૪ મા શ્લોકથી આગળના ૯૫ મા સુધીના શ્લોકો વાયુ પુ. ના ૫૬ મા થી ૬૪ સુધીને અનુસરે છે. આમા મહાભા. ના ૯૧, ૯૨ અને ૯૩ શ્લોકો વાયુમાં કે વિષ્ણુ માર્કન્ડેયમાં નથી અને વાયુનો ૬૫ મો શ્લોક મહા ભા. માં છેક ૧૦૯ મો શ્લોક છે. માર્કંડેય અ. ૪૮ ના ૩૬ થી ૪૫ સુધીના દશ શ્લોકો બરાબર, શબ્દોના થોડા પાઠાંતર સાથે વાયુના ૫૩ થી ૬૬ સુધીના શ્લોકોને અનુસરે છે. માત્ર વાયુના વચલા ૬૦, ૬૧ ને ૬૨ શ્લોકો છોડી દીધા છે. અને વિષ્ણુ પુરાણનો તો ૬૫ શ્લોકનો એ આખો અધ્યાય (અ. ૧ અ. ૫) વાયુના અ. ૯ ના ૬૬ સુધીના શ્લોકોને શબ્દોના કેટલાક ફેરફાર સાથે અનુસરે છે. અને આ પ્રસંગના શ્લોકો ૫૬ થી ૬૪ સુધીના તો વાયુના ૫૬ થી ૬૫ સુધીના શ્લોકોને બરાબર અનુસરે છે. પણ વિષ્ણુએ વાયુના ૬૦, ૬૧ ને ૬૨ શ્લોકો છોડી દીધા છે; જ્યારે ૬૧ મો શ્લોક લગભગ નવો ઉમેર્યો છે.

પણ શંકરાચાર્યે પુરાણ નામથી કેટલાક ઉતારા કર્યા છેઃ—

तथाहुः पौराणिकाः—

अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् ।

प्रकृतिभ्यः परं यच्च तदचिंत्यस्य लक्षणम् ॥

**ब्र. सू. अ. २ पा. १ सू, २८**

આ શ્લોક વાયુ પુરાણમાં અ. ૪૪ માં આઠમો શ્લોક છે. માત્ર વાયુમાં ચોથું પદ **तन्नित्यं च प्रचक्ष्यते** એ રીતે છે. પણ બ્રહ્માંડ પુરાણમાં શંકરાચાર્યે ઉતારેલો પાઠ જ મળે છે. આનંદાશ્રમ પાસેની વાયુની અમુક પ્રતોમાં **तदनित्यं प्रभाष्यते** એમ પાઠાંતર હતું એ તો ખોટું જ છે. **तदचिंत्यं प्रभाष्यते** એમ હોય તો ચાલે, નહિં તો શંકરાચાર્યનો પાઠ ઉત્તમ છે.

બીજે સ્થળે નીચેનો શ્લોક ભાષ્યકારે ઉતાર્યો છેઃ—

अतश्च संक्षेपमिमं श्रुणुध्वं नारायणः सर्वमिदं पुराणः ।

स सर्गकाले च करोति सर्गं संहारकाले च तदत्तिभूयः ॥

पुराणे.

**ब्र. सू. अ. २. पा. १ सू. १**

આ શ્લોક નીચે પ્રમાણે પાઠાંતર સાથે વાયુ પુરાણમાં ( **अ. १ श्लो. २०५** ) મળે છે, બીજા પદમાં **नारायणः** ને બદલે **महेश्वरः** છે અને ચોથામાં **च तदत्तिभूयः** એ શબ્દોને બદલે **पुनराददीत** શબ્દો છે. વાયુપુરાણ આગળ કહ્યું છે તેમ શૈવ ગણાતું હોવાથી પ્હેલો ફેરફાર સ્વાભાવિક છે. બીજા ફેરફારમાં અર્થ એક જ છે, એટલે એ પાઠાંતર મહત્વનું નથી. પણ આ ઉદાહરણ પુરાણોના સમય ઉપર સારો પ્રકાશ નાખે છે. કારણ કે ૨–૧–૧ના ભાષ્યમાં કપિલમતનું ખંડન કરતાં શંકરાચાર્ય અદ્વૈત પ્રતિપાદક સ્મૃતિ વચનોનાં ઉદાહરણો આપે છે. એમાં ભગવદ્ગીતા, ધર્મસૂત્રો, મનુસ્મૃતિ વગેરે સાથે મહાભારત શાંતિપર્વમાંથી એક ઉતારો આપેલો છે અને

**इतिपुराणे** એમ કહીને ઉપરનો શ્લોક ઉતારેલો છે. હવે જો ભાગવતનાં અથવા વિષ્ણુપુરાણનાં સ્પષ્ટ બ્રહ્માત્મૈક્ય પ્રતિપાદક વચનો શંકરાચાર્ય પાસે હોત તો ઉપર ઉતાર્યો છે તેવો શાંકર અદ્વૈત મતને બહુ ઓછો ટેકો આપનારો શ્લોક શા માટે ઉતારત? એટલી વાત ખરી છે કે શંકરાચાર્ય બનતાં સુધી પ્રાચીન—અતિ પ્રતિષ્ઠિત ગ્રંથોમાંથી જ ઉતારા કરે છે. એટલે શંકરાચાર્યના વખતમાં જો વિષ્ણુપુરાણની જૂના ગ્રન્થ તરીકે પ્રતિષ્ઠા મનુસ્મૃતિ વગેરે જેટલી ન બંધાઈ હોય તો ભાષ્યકાર એમાંથી ઉતારો ન કરે એ સંભવિત છે. ખરી રીતે શંકરાચાર્યે વાયુ શિવાય બીજું કોઈ પુરાણ જોયું હોય એમ સાબીત થતું નથી, અને શંકરાચાર્ય પાસે પણ વાયુની આપણી પાસે છે તેથી જુદાં પાઠાંતરોવાળી પ્રત હોવાનો સંભવ છે. અથવા કોઈ જૂનાં પુરાણોમાંથી શંકરાચાર્યે ઉતારાઓ કર્યા હોય.*

વળી શંકરાચાર્યે **स्मृतिश्च** કહીને નીચેનો શ્લોક ઉતાર્યો છેઃ—

**ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।**

**परस्यान्ते कृतात्मनः प्रविशन्ति परं पदम् ॥**

**ब्र. सू. भा. ४. ३. ११.**

---

* આ રીતે જોતાં વિષ્ણુ સહસ્રનામ ભાષ્ય અને સનત્સુજાતીય ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે પદ્મપુરાણમાંથી ઉતારા કર્યા છે તથા પદ્મપુરાણાંતર્ગત વાસુદેવ સહસ્ર નામ ઉપર શંકરાચાર્યે ભાષ્ય કર્યું છે માટે પદ્મપુરાણ શંકરાચાર્ય પ્હેલાનું છે વગેરે ત્ર્યંબક ગુરુનાથ કાળેનાં કથનો ગળે ઉતરતાં નથી. એ જ રીતે ગૌડપાદે ઉત્તરગીતા ભાષ્યમાં पुराणानि ब्राह्मादीनि એ રીતે બ્રહ્મ પુરાણનો ઉલ્લેખ કર્યો છે એમ કાળે કહે છે. પણ શંકરાચાર્યનાં ઉપનિષદો ગીતા અને બ્રહ્મસૂત્ર ઉપરનાં ભાષ્યોમાં એક પણ પુરાણનો નામથી નિર્દેશ નથી. અને જે ઉતારા છે તે ઉપર દર્શાવ્યા છે એટલે આ ગૌડપાદના તથા શંકરાચાર્યના કહેવાતા ગ્રન્થો વિષે શંકાનું કારણ રહે છે. બીજી રીતે પણ ઉત્તરગીતા માંડૂક્યકારિકાકાર ગૌડપાદની કૃતિ હોવા વિષે અને વિષ્ણુસહસ્રનામ ભાષ્ય વગેરે ગ્રન્થો ભાષ્યકાર શંકરાચાર્યની કૃતિઓ હોવા બાબત વિદ્વાનોને શંકા છે.

આ શ્લોકનો ભાવાર્થ વાયુપુરાણનાં નીચેનાં વચનોમાં મળે છેઃ—

ब्रह्मणा सह देवैश्च संप्राप्ते प्रतिमंचरे ।

तपसोन्ते क्रियात्मानो बुद्धावस्थामनीषिणः ॥

अव्यक्ते संप्रलीयन्ते सर्वे ते क्षणदर्शिनः ।

**वायु पु. अ. १०१ श्लो. ८९**

## કુમારિલ અને પુરાણો.

શંકરાચાર્ય ( ઈ. સ. ૮૦૦ ) પ્હેલાં પચાસેક વર્ષે કુમારિલ ભટ્ટ થઈ ગયા ગણાય છે. એમણે પુરાણને વેદાંગ સમાન પ્રમાણ રૂપ માનેલ છે, જુઓઃ—

पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् ।

इतिहि तुल्यवत् प्रामाण्यकरणम् ।

**तंत्र वार्तिक** પા. ૩૩૭

વળી બીજે ઠેકાણે, શ્રીયુત પી. વી. કાણેએ બતાવ્યું છે તેમ—કહે છે કેઃ—

एषैवेतिहासपुराणयोरप्युपदेशवाक्यानां गतिः । उपाख्यानानि त्वर्थवादेषु व्याख्यातानि । यत्तु पृथिवीविभागकथनं किंचिद्वेदमूलम् । वंशानुक्रमणमपि दर्शनस्मरणमूलम् । देशकालपरिमाणमप्यनुमानपूर्वकम् । भाविकथनमपि वेदमूलम् ।

તંત્ર વાર્તિક પા. ૭૯

ઉપરનાં વચનમાં કુમારિલ ભટ્ટે પુરાણના જે વિષયો ગણાવ્યા છે તે ઉપરથી રા. કાણે કહે છે તેમ તેણે હાલનાં પુરાણોમાંથી જ કાંઈક જોયાં હોય એમ સ્પષ્ટ દેખાય છે. વળી બુલ્હર સાહેબ, ઉપર વારંવાર ઉદાહરેલા લેખમાં ‘ પુરાણમાંથી કોઇ ઉતારો તંત્ર વાર્તિકમાં મળતો નથી ’ એમ કહે છે. પણ રા. કાણેએ નીચેનો શ્લોક તંત્રવાર્તિકમાં ટાંકેલો શોધી કાઢયો છે.

**यथर्त्तावृतुलिङ्गानि.** વગેરે ઉપર શંકરાચાર્યે કરેલા ઉતારા રૂપે જોયેલો શ્લોક તંત્રવાર્તિકમાં મળે છે ( પા. ૧૨૬ ). આ શ્લોક વિષ્ણુ પુરાણ ( ૧. ૫. ૬૪ ) અને માર્કંડેય પુરાણ ( ૪૮, ૪૪ ) માં છે એમ રા. કાણે કહે છે. ( J B. B. R. A. Society 1925 april p. 102 n. 37 ) પણ આપણે ઉપર જોયું છે તેમ આ શ્લોક વાયુ પુરાણમાંયે મળે છે. આ ઉપરાંત "કુમારિલ પુરાણો મેરૂને સ્વર્ગ કહે છે તથા કલિયુગમાં બૌદ્ધો અને બીજા પાખંડીઓ ધર્મ-વ્યુત્ક્રમ કરી દેશે એમ કહે છે, એ રીતે કહ્યું છે. ( જુઓ કાણેનો ઉપર કહેલો લેખ પા. ૧૦૨ ) આ રીતે કુમારિલને પુરાણોની ખબર હતી એમ સિદ્ધ થાય છે; પણ ક્યાં પુરાણોની એ નક્કી કહી શકાતું નથી.

## બાણ કવિ અને પુરાણો

બુલ્હર સાહેબ કહે છે કે "સાતમા શતકના સંસ્કૃત લેખકોમાં ખાસ કરીને બાણ ભટ્ટે વારંવાર પુરાણનો ઉલ્લેખ કર્યો છે. વળી આ મહાકવિએ માર્કંડેય પુરાણનાં દેવીમાહાત્મ્યની કથા પોતાના ચંડી-શતકમાં ગુંથી છે અને બીજી પણ અનેક પૌરાણિક કથાઓનો ઉપયોગ કર્યો છે; અને હર્ષચરિતમાં પોતાનો પુસ્તકવાચક પવનપ્રોક્ત પુરાણ વાંચતો હતો એમ લખ્યું છે. આ પવનપ્રોક્ત પુરાણ તે વાયુપુરાણ જ હોવું જોઇએ.

બાણે અને તેના પુત્રે કાદંબરીમાં જે પૌરાણિક ઉલ્લેખો કર્યા છે તે બધા તો એક ખાસ નિબંધની અપેક્ષા રાખે છે."

બુલ્હર સાહેબની આ સૂચના યથાર્થ લાગવાથી મેં કાદંબરી અને હર્ષચરિત જોયાં. કાદંબરીમાં, મહાભારત, રામાયણ, બૃહત્કથા, હરિવંશ અને પુરાણનાં નામ મળે છે.

**महाभारतपुराणरामायणानुरागिणा बृहत्कथाकुशलेन ।**

**का.** પા. ૧૦૬

**हरिवंशकथेवानेकबालक्रीडारमणीया ॥**

**का.** પા. ૧૦૭

મહાભારત, રામાયણનું ઇ. સ. ૬૦૦ થી પ્રાચીનપણું તો બીજા પુરાવાઓ ઉપરથી સિદ્ધ છે. પણ બૃહત્કથા અને હરિવંશનાં નામ બાણે લખ્યાં છે એ ઉપરથી એ બે ગ્રન્થો ઇ. સ. ૬૦૦ પ્હેલાંના ઠરે છે. હરિવંશમાંથી બાણના વૃદ્ધ સમકાલીન સુબંધુએ પુષ્કરપ્રાદુર્ભાવવૃત્તાંત લીધો છે એમ વર્ષો પહેલાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે એમના કૃષ્ણચરિત્રમાં નોંધ્યું છે.

પુરાણનો ઉપરના વચનમાં સામાન્ય ઉલ્લેખ બાણે કર્યો છે પણ એ ઉપરથી કયાં કયાં પુરાણો બાણના વખતમાં વિદ્યમાન હતાં એ નક્કી થતું નથી. વાયુપુરાણનું હર્ષચરિત્રમાં નામ લીધું છે એટલે એ વિષે શંકા નથી રહેતી. વળી સદ્દગત કાળે સિવાય બીજા કોઇનું ધ્યાન ખેંચાયું નથા પણ કાદંબરીમાં **पुराणे वायुप्रलपितम् । का.** પા. ૮૪ એ રીતે સ્પષ્ટ વાયુ પુરાણનો ઉલ્લેખ છે. આ રીતે બાણ કવિને પુરાણોમાં વાયુપુરાણ બહુ પરિચિત હોય એમ જણાય છે. આ ઉપરાંત બાણે કરેલા ઉલ્લેખો ઉપરથી કયાં કયાં પુરાણોનો તેણે આધાર લીધો છે એ વિશે તર્કો થયા છે.

ડા. ફુહ્રરે ( Fuhrer ) કહ્યું છે કે " બાણે જ્યારે હર્ષચરિત લખ્યું ત્યારે એની પાસે નીચેના સંસ્કૃત ગ્રન્થો હોવા જોઇએ. રામાયણ, મહાભારત, હરિવંશ, વાયુપુરાણ, અગ્નિપુરાણ, ભાગવતપુરાણ અને માર્કંડેય પુરાણ. "[૨]

---

૨. The Sanskrit literature which Bāṇa has had before him when writing his life of Harshavardhana, consists in the Rāmāyaṇa, Mahābharāt, Harivansha, Vāyupurāṇa, Agnipurāṇa, Bhāgavatapurāṇa, and Mārkaṇdeyapurāṇa which fact I shall prove fully in my edition of the text."—Proceedings of the International Congress of Orientalists.

આ માન્યતા માટે ડૉ. ફુહ્રર હર્ષચરિતની આવૃત્તિમાં પુરાવાઓ આપવાના હતા પણ આપી શકયા નથી એટલે ડૉ. વિન્સેટ સ્મિથ, ડૉ. ફુહ્રરની માન્યતારૂપે આ વચનનો પુરાવો રજુ કરે છે.[3] મતલબ કે બુલ્હરની સૂચના પ્રમાણે કોઈએ હજુ સુધી બાણના પૌરાણિક ઉલ્લેખોનો અભ્યાસ કરેલો ન હોવાથી બાણના કેટલાક ઉલ્લેખો નીચે સવિસ્તર ઉતાર્યા છેઃ—

**असुरगृहीतामृतापहरणकृतकपटपटुविलासिनीवेषस्य**
**श्यामतया भगवतो हरेरिवानुकुर्वतीम्**

**का०** પા. ૨૨

આ કટકામાં બાણે સમુદ્રમંથન વખતે ભગવાન હરિએ અસુરોને છેતરવા માટે મોહિની રૂપ લીધાનો ઉલ્લેખ છે. હવે સમુદ્રમંથનની કથા મહાભારતમાં, રામાયણમાં, હરિવંશમાં અને ઘણાં પુરાણોમાં મળે છે અને બધે એકરૂપમાં નથી મળતી. હરિવંશમાં બીજા કરતાં જરા જુદે રૂપે આ કથા છે, માટે પહેલાં એ જોઈએઃ—

"એક વખત વસંત ઋતુમાં ગંધમાદનના શિખરોમાં દૈત્યોને પુષ્પની સુગંધથી એટલો મદ ચઢ્યો કે એ આનંદમાં દૈત્યોએ વિચાર કર્યો કે જો ફુલમાં આટલું વીર્ય છે તો પાણીમાંની ઔષધિઓનું મંદર પર્વતવડે મંથન કરીએ તો કેટલું વીર્ય મળે? આ રીતે વિચાર કરીને પર્વતને ઉપાડવાનો યત્ન કરવા માંડ્યો, પણ પર્વત ઉપાડી ન શકયા ત્યારે બ્રહ્માએ અશરીરી વાણીથી કહ્યું કે "બધા દેવો, યક્ષો, ગંધર્વો સાથે મળીને તમે (દૈત્યો) પ્રયત્ન કરો તો અમૃત માટે

---

૩. ડૉ. વિન્સેટ સ્મિથ કહે છે કેઃ—"Dr Fuhrer believed that he could prove the use by Bāṇa of the Agni, Bhāgavata and Mārkaṇdeya Purāṇa as well as the Vayu." The Early History of India (Third edition) p. 22.

પર્વત ઉપડે," પછી પર્વત ઉપાડીને સુરોએ અને અસુરોએ ક્ષાર સમુદ્રનું મંદર પર્વતવડે વાસુકિનું નેતરૂં કરીને હજારો વર્ષો સુધી ઔષધિઓ સાથે મંથન કર્યું; ત્યારે એમાંથી શુદ્ધ અમૃત નીકળ્યું તે લોભથી અને ક્રોધથી અસુરો લઈ ગયા. પછી દેવો તે લેવા તૈયાર થયા અને રાહુને કહ્યું. પછી હરિએ લડાઈમાં રાહુનું માથું કાપી નાખ્યું અને ઈંદ્રના હાથમાંથી તે અમૃતને પૃથ્વીએ જાતે લઈ લીધું" ( હરિવંશ ૩ અ. ૩૦ ). આ ત્રુટિત જેવી લાગતી કથામાં ભગવાને મોહિની રૂપ લીધાની વાત જ નથી. વાયુપુરાણમાં શંકરે મંથન કરતાં નીકળેલું ઝેર પીધાની વાત છે પણ વિષ્ણુએ સ્ત્રીવેષ લીધાની વાત નથી. બાણે ઉપરના વચનમાં કહ્યું છે તેમ વિષ્ણુ ભગવાને સ્ત્રીવેષ લઇને અસુરોને છેતરીને દેવોને અમૃત પાયાની કથા ભાગવતમાં છે પણ બાણે ભાગવતમાથી એ કથા લીધી છે એમ કહેવું મુશ્કેલ છે. કારણ કે વિષ્ણુપુરાણમાં ટુંકામાં પણ આ હકીકત તો છે ( જુઓ વિષ્ણુપુરાણ, અંશ ૧ અ. ૯ શ્લો. ૧૦૬, ૧૦૭ ).

પણ મત્સ્યપુરાણમાં નીચે પ્રમાણે શ્લોક છે:—

ततो नारायणो मायामास्थितो मोहिनीं प्रभुः ।

स्त्रीरूपमतुलं कृत्वा दानवानभिसंसृतः ॥

**मत्स्य अ. २५१ श्लो. ८**

મત્સ્યે આ કથા બીજેથી લઈને ટુંકામાં કહી છે એમ આ વચન ઉપરથી દેખાય છે.

રામાયણમાં પણ સમુદ્રમંથનની કથા છે. રામાયણમાં કહ્યું છે કે:—

एकतोऽभ्यागमन्सर्वे ह्यसुरा राक्षसैः सह ।

युद्धमासीन्महाघोरं वीर त्रैलोक्यमोहनम् ॥

यदा क्षयं गतं सर्वं तदा विष्णुर्महाबलः ।

अमृतं सोऽहरत् तूर्णं मायामास्थाय मोहिनीम् ॥

**रामायण बा. कां. सर्ग ४६ श्लो. ४८, ४९**

રામાયણના આ વચનમાં વિષ્ણુએ માયાથી અમૃત હર્યાની વાત છે પણ સ્ત્રીવેષ ધારણ કર્યાની વાત નથી; મત્સ્યે રામાયણમાંથી **मायामास्थाय मोहिनीं** શબ્દો લીધા જણાય છે. અને સ્ત્રીવેષની વાત વધારે કહી છે એટલે મત્સ્યનું વચન રામાયણ પછીનું છે. પણ બાણે માત્ર રામાયણ ઉપરથી ઉપરનો ઉલ્લેખ નથી કર્યો એ દેખીતું છે. રામાયણની પેઠે મહાભારતમાં પણ આ કથા છે.

एतदत्यद्भुतं दृष्ट्वा दानवानां समुत्थितः ।
अमृतार्थे महान्नादो ममेदमिति जल्पताम् ॥
ततो नारायणो मायां मोहिनीं समुपाश्रितः ।
स्त्रीरूपमद्भुतं कृत्वा दानवानभिसंश्रितः ॥
ततस्तदमृतं तस्यै ददुस्ते मूढचेतसः ।

**म. आ. अ. १८ श्लो. ५४, ५५**

મહાભારતના આ શ્લોકો પણ રામાયણ પછીના છે અને મત્સ્યના તથા મહાભારતના વચનમાં એક જ અર્થ છે. એટલે બાણે મહાભારતમાં આ કથા વાંચી હોય એ દેખીતું છે પણ મહાભારત અને મત્સ્ય બેયમાં કોઈ ત્રીજા મૂળમાંથી ઉતારો હોવાનો સંભવ છે. મહાભારતના આ ભાગમાં પુરાણોમાંથી ઘણા ઉતારા છે એ પ્રસિદ્ધ છે. હવે વિષ્ણુપુરાણ કરતાં મહાભારતમાં આ કથા વધારે વિગતથી અને વિસ્તારથી છે અને સમુદ્રમંથનની કથામાં ધીમે ધીમે વધારો થતો ગયો છે. બાણ અસુરોએ લઈ લીધેલા અમૃતને પાછું લેવા માટે વિષ્ણુએ સ્ત્રીવેશ લીધાની વાત કરે છે. મહાભારતોક્ત કથામાં અસુરોએ અમૃત લઇ લીધાનું સ્પષ્ટ કહ્યું નથી પણ વિષ્ણુપુરાણમાં સ્પષ્ટ કહ્યું છે. ( જુઓ अं. १ अ. ९ श्लो. १०६. )

જો કે મહાભારતમાં યે અસુરોએ અમૃત સ્ત્રીરૂપ વિષ્ણુને આપી દીધું એમ તો છે જ.

આ બધા ઉપરથી મને તો એમ લાગે છે કે હરિવંશ, રામાયણ, મહાભારત—આદિપર્વ, મત્સ્ય, વિષ્ણુપુરાણ, ભાગવત એ રીતે

ક્રમે ક્રમે સમુદ્રમંથનની કથામાં વધારો થતો ગયો છે અને બાણે વિષ્ણુના કે એના કોઈ મૂળના આધારે ઉપર આપેલું વચન લખ્યું છે. રાહુનું માથું કાપી નાખ્યાની કથા વિષ્ણુપુરાણમાં નથી અને મત્સ્ય-પુરાણમાં, મહાભારતમાં તથા હરિવંશમાં છે, એટલે વિષ્ણુપુરાણે ટુંકું કરતાં ઘણી વાતો છોડી દીધી છે ( જુઓ **म. आ–अ–१९** ).

हिरण्याक्षदानवमिव महावराहदंष्ट्राविभिन्नवक्षःस्थलम् ।

**का.** ६४–६५

વરાહ–અવતારે હિરણ્યાક્ષને માર્યાની વાત ભાગવતમાં છે, પણ વિષ્ણુપુરાણમાં કે મહાભારત સભાપર્વમાં નથી. પણ ભાગવતકારે હરિવંશ (**३–अ–१३९**) માંથી લીધેલી લાગે છે. વાયુપુરાણ (**अ–९७**) માં પણ ટુંકામાં વરાહે હિરણ્યાક્ષને માર્યાનો ઉલ્લેખ છે.

उन्मदहलिहलाकर्षणभयपलायितामिव कालिन्दीम् ।

**का.** પા. ૨૨

બલભદ્રે યમુનાને ખેંચ્યાની આ કથા ભાગવત, વિષ્ણુ અને હરિવંશમાં છે. બાણે હરિવંશનું નામ લખ્યું જ છે એટલે આનું મૂળ હરિવંશ હોવાનો સંભવ છે ( જુઓ **हरि २ अ–४६** ).

कैश्चित्कृष्णचरितमिव दर्शयद्भिः समुत्खातविधृतगजदन्तैः ।

**का.** પા. ૬૪

કૃષ્ણે કુવલયાપીડ હાથીને મારીને એના દાંતો ઉખેડી અને હાથમાં ધારણ કર્યાની વાત ભાગવતમાં, વિષ્ણુમાં અને હરિવંશમાં છે એટલે અહિં પણ મૂળ હરિવંશ જ લાગે છે ( જુઓ **हरि २ अ. २९, ३०** )

मधुरोपवनमिव बलावलीढदर्पितधेनुकम् ।

**का.** પા. ૮૩

જુઓ **हरि. २ अ-१३**

उषानिरुद्धसमागममिव चित्रलेखादर्शितविचित्रसकलत्रिभुवनाकारम् ।

**का.** પા. ૧૦૫

આ ઓખાહરણની કથાના પ્રસંગનું મૂળ પણ હરિવંશજ લાગે છે ( જુઓ **हरि** २ **अ**-११८ ).

पुराणमिव विभागावस्थितसकलभुवनकोशम् ।

**का.** પા. ૧૮૪

ભુવનકોશનું વર્ણન ઘણાંખરાં પુરાણોમાં હોય છે એટલે આ વચન ઉપરથી કોઈ એક પુરાણ વિષે ચોક્કસ કહેવાય નહિ. પણ વાયુમાં ભુવનવિન્યાસ શબ્દ છે, અને માર્કન્ડેયમાં અને મત્સ્યમાં ભુવનકોષવર્ણન એમ શબ્દ છે.

कृष्णबालचरितमिव तटकदम्बशाखाधिरूढहरिकृतजलप्रपातक्रीडम् ।

**का.** પા. ૨૪૭

જુઓ **हरि** २ **अ**-११

कंसबलमिव मधुकरकुलोपगीयमानकुवलयापीडम् ।

**का.** પા. ૨૪૮

જુઓ **हरि**-२ **अ**-११

उज्जयिन्यां च संदीपनिद्विजतनयमन्तकपुरादपहृत्य
त्रिभुवनवन्दितचरणः स एवानीतवान् ।

**का.** [4] પા. ૩૪૧

ટૂંકામાં કૃષ્ણકથા સંબંધી બાણે ઉપર પ્રમાણે ઘણા ઉલ્લેખો કર્યા છે પણ બધાનું મૂળ હરિવંશમાં મળે છે. હરિવંશમાં ન હોય

---

૪ કાદંબરીની નિર્ણયસાગરના ૧૮૯૦ માં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબવાળી આવૃત્તિનાં પાનાં નોંધ્યાં છે.

અને હર્ષચરિતની ૧૮૯૭ માં નિ. પ્રે. માં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબે સંશોધેલ આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

અને વિષ્ણુમાં કે ભાગવતમાં જ હોય એવી કોઈ વાતનો ઉલ્લેખ બાણે કરેલો મને મળ્યો નથી. આ ઉપરાંત **बकराक्षसमिव गृहीतैकचक्रम्** ( **का**-પા-૬૪ ) જેવી ઘણી કથાઓ વિષે બાણે મહાભારતમાંથી ઉલ્લેખો કર્યા છે. પણ મહાભારત વિષે શંકાનું કારણ ન હોવાથી વિસ્તારભયને લીધે મહાભારતની કથાઓનાં સૂચનો જુદાં તારવ્યાં નથી. ઉપર સમુદ્રમંથનના પ્રસંગમાં વિષ્ણુપુરાણ બાણને જાણીતું હોવાનો સંભવ કલ્પ્યો છે. પણ પ્રહ્લાદચરિત્ર, ધ્રુવચરિત્ર વગેરે વિષ્ણુમાં જ જે પહેલી વાર મળે છે એવી કોઈ કથાનું બાણે સૂચન કર્યું નથી એ ઉપરથી તો મહાભારત અને વિષ્ણુ બન્નેનાં મૂળ રૂપ કોઈ ત્રીજું પુરાણ બાણના વખતમાં હોય અને એમાંથી વિષ્ણુએ સંક્ષેપમાં ઉતારો કર્યો હોય અને મહાભારતે વિસ્તારથી ઉતારો કર્યો હોય એવો સંભવ વધારે લાગે છે.

હર્ષચરિતમાં કાદંબરીથી જુદી જાતના પૌરાણિક ઉલ્લેખો મળે છેઃ—

नास्य हरेरिव वृषविरोधीनि बालचरितानि ।

**हर्ष च.** પા. ૭૭

જુઓ **हरि–२ अ–२१**

द्विजानां राजा गुरुदारग्रहणमकार्षीत् । हर्ष च.

પા. ८७

આ કથા ઘણાં પુરાણોમાં છે. પણ બાણે વાયુનું નામ લખ્યું છે એટલે વાયુ જો એનું મૂળ હોય તો બીજું પુરાણ મૂળ માનવાનું કારણ રહેતું નથી. અને વાયુપુરાણમાં મળે છે ( જુઓ. **वायु–अ ९०–श्लो. २८, २९ ).**

पुरूरवा ब्राह्मणधनतृष्णया दयितेनायुषा व्ययुज्यत । हर्षच.

પા. ८७

આ કથાનું મૂળ મહાભારતમાં ( જુઓ **आ-अ-६९ श्लो. २४, २६** ) અને વાયુપુરાણમાં છે (**वायु-अ-२ श्लो. २० थी २३**)

**नहुषः परकलत्राभिलाषी महाभुजंग आसीत् ।**

આ કથા મહાભારતમાં છે ( જુઓ **उ. अ. ११, व-अ-१८१**)

**ययातिराहितब्राह्मणीपाणिग्रहणः पपात ।**

આ સૂચન મહાભારતની કથાનું છે ( **म-आ-अ-८२** ).

**मांधाता मार्गणव्यसनेन सपुत्रपौत्रो रसातलमगात् ।**

પા. ૮૮

**सुद्युम्नः स्त्रीमय एवासीत् ।**

એજન.

આ સૂચનની મૂળ કથા વાયુ વગેરે ઘણાંખરાં પુરાણોમાં છે ( જુઓ **वायु-अ-८५ श्लो. १९** ).

**सोमकस्य प्रख्याता जन्तुवधनिर्घृणता ।**

એજન.

આ કથા મહાભારતમાં છે ( **म-व-अ-१२८, १२१** ).

**पुरुकुत्सः कुत्सितं कर्म तपस्यन्नपि मेकलकन्यकायामकरोत् ।**

એજન.

આ સૂચન પુરુકુત્સની સ્ત્રી નર્મદા હતી એટલા પૂરતું જ હોય તો એટલી વાત પુરાણોમાં છે જ (જૂઓ **वायु पु. अ. ८८ श्लो. ७४**)

**कुवलयाश्वो भुजंगलोकपरिग्रहादश्वतरकन्यामपि न परिजहार ।**

એજન.

આ સૂચનનું મૂળ માર્કંડેય પુરાણમાં જ મને મળ્યું છે (જુઓ **अ-२४** ).

**पृथुः प्रथमपुरुषकः परिभूतवान्पृथिवीम् ।**

એજન.

આ કથા ઘણાં પુરાણોમાં છે ( જુઓ **वायु अ-६२** ). પણ પૃથુચરિત્રનો અન્યત્ર–કાદંબરીમાં એક સ્થળે–બાણે ઉલ્લેખ કર્યો છે ત્યાં પણ વાયુપુરાણના જ શબ્દોનો અનુવાદ કર્યો જણાય છે. જુઓઃ–

**वैन्य इव चापकोटिसमुत्सारितारातिकुलाचलो**

**का.** પા. ૯

આ પ્રસંગના વર્ણનમાં વાયુમાં નીચેના શબ્દો છેઃ—

तत उत्सारयामास शिलाजालानि सर्वशः ।

धनुष्कोटचा ततो वैन्यस्तेन शैला विवर्धिताः ॥

**वायु अ. ६२ श्लो. १६९**

મત્સ્યપુરાણમાં નીચેના શબ્દો છેઃ—

धनुष्यकोटचा च शैलेन्द्रानुत्सार्य च महाबलः ।

**मत्स्य. अ. १० श्लो. ३१**

કાદંબરીકારે વાયુમાંથી શબ્દો લીધા છે અને મત્સ્યે વાયુના શબ્દોનો જ સંક્ષેપ કર્યો છે એ ઉપરના ઉતારા સરખાવતાં સ્પષ્ટ દેખાય છે.

नृगस्य कृकलासभावे वर्णसंकरः समदृश्यत ।[५]

**म. अनु. पर्व-अ. १०५ वा. रामायण-उ-का-अ ५३**

**भागवत १० अ. ६४**

सौदासेन न रक्षिता पर्याकुलीकृता क्षितिः ।

**हर्षच.** પા. ૭૮

---

૫. નૃગ કૃકલાસ થઇ ગયાની કથા ભાગવતના દશમ સ્કંધમાં છે એ ઉપરથી જ કુહ્રૂરે બાણે ભાગવત જોયું હતું એમ માન્યું હોય તો એ વાત ટકતી નથી; કારણ કે **म–अनु** પર્વમાં તથા વાલ્મીકિના રામાયણ ( **उ.** કાંડ ) માં એ કથા છે. અને બાણે એ બે ગ્રંથો જોયા હતા એ ચોક્કસ છે એટલે બાણે મહાભારતોક્ત કે રામાયણોક્ત કથાનું સૂચન કર્યું હોય એ જ સંભવિત છે.

આ સૂચનનું મૂળ મહાભારતમાં છે (म. आ. अ. १९२, १९३).
नलमवशाक्षहृदयं कलिरभिभूतवान् ।

हर्षच. પા. ૮૮

નલાખ્યાન મહાભારતનું પ્રસિદ્ધ આખ્યાન છે (व. अ. ५६).
संवरणो मित्रदुहितरि विक्लवतामगात्

એજન.

સંવરણનું આખ્યાન મહાભારતમાં છે ( म. आ. अ. ६३ )
दशरथ इष्टरामोन्मादेन मृत्युमवाप

એજન.
રામાયણ

कार्तवीर्यो गोब्राह्मणातिपीडनेन निधनमयासीत्

એજન.

કાર્તવીર્યની કથા મહાભારતમાં છે ( व. अ-११७ ).

એજન.

मरुत्त इष्टबहुसुवर्णकोऽपि देवद्विजबहुमतो न बभूव ।

એજન ( म. आश्व. अ-९ )

शंतनुरतिव्यसनादेकाकी वियुक्तो वाहिन्या विपिने विललाप ।

એજન. ( म-आ-अ. १०६ )

पाण्डुर्वनमध्यगतो मत्स्य इव मदनरसाविष्टःप्राणान्मुमोच ।

એજન. ( म-आ-अ. १३४ )

युधिष्ठिरो गुरुभयविषण्णहृदयः समरशिरसि सत्यमुत्सृष्टवान् ।

એજન. म-द्रोण अ. १०६

पृथुना गौरियं कृतेति यः स्पर्धमान इव महीं महिषीं चकार ।

એજન પા. ૧૦૦

આ કથા પુરાણોમાં છે (જુઓ वायु-अ-६२ श्लो. १६१).
श्वेतगंगावर्तपाण्डुरं पदमिव त्रिभुवनवन्दनीयं त्रिविक्रमस्य ।

એજન પા. ૨૧૬

આ રીતે વામનના ચરણકમળમાંથી ગંગાજી નીકળ્યાનું કાલિદાસ પણ કહે છે:—

**यथैव श्लाघ्यते गंगा पादेन परमेष्ठिनः**

**कु सं** ૬, ૭૦

વાયુપુરાણમાં ગંગાવતરણની કથા ટુંકામાં છે ( જુઓ **अ.** ૪૭ ). ત્યાં ગંગાને સ્પષ્ટ શબ્દોમાં સોમપાદમાંથી નીકળેલી કહી છે:-

**सोमपादप्रसूता सा सप्तधा प्रतिपद्यते ।**

**वायु अ. ४७ श्लो–२६**

રામાયણમાં જે ગંગાવતરણની કથા છે તે વાયુ પુરાણને મળતી છે. હરિવંશ ( ૩. અ.–૧૭ શ્લો. ૨૨ થી ૨૫ ) માં વાયુના ઉપલા વચનનો જુદી રીતે અનુવાદ છે. આ વામનાવતારના પદકમલમાંથી ગંગા નીકળ્યાની વાત પહેલી વૈષ્ણવોએ ચલાવી હશે. હવે વૈષ્ણવોનું અત્યારે જે જુનું સાહિત્ય આપણી પાસે છે તેમાંથી હરિવંશમાં આ વાત નથી ( જુઓ **हरि॰ ३. अ** ૭૧–૭૨ ), પણ મહાભારત સભા પર્વમાં ( **म. सभा.-अ–४६- श्लो–२२** ) તથા વિષ્ણુપુરાણમાં મળે છે. વિષ્ણુપુરાણમાં વિષ્ણુના ચરણકમળના અંગુષ્ટમાંથી ગંગાને નીકળેલી કહી છે ( જુઓ **अं. ४–अ. ४-श्लो, १९.** ). બાણ અને કાલિદાસે હરિવંશથી જુદા, વિષ્ણુપુરાણના અને મહાભારતના પ્રક્ષિપ્ત વૈષ્ણવ ભાગોના મૂળરૂપ વૈષ્ણવ પુરાણમાંથી આ ઉલ્લેખ લીધો જણાય છે.

**पुरा वराहसंपर्कसंभूतगर्भया भगवत्या भुवा नरको नाम सूनुरसावि रसातले ।**

**हर्षच** પા. ૨૧૯

હરિવંશ ( **२ अ–९३** ) માં તથા વિષ્ણુપુરાણ ( **अं. ४ अ–** ૨૧ ) માં આ કથાનું મૂળ છે.

બાણનાં વર્ણનોમાં કથાઓનાં એટલાં બધાં સૂચનો આવે છે

કે બધાં ઉતારતાં તો એક પુસ્તક થાય. પણ મોટે ભાગે મહાભારત, રામાયણ અને બૃહત્કથાનાં પાત્રો અને આખ્યાનોનાં સૂચનો ઘણાં છે. એ બધાં ઉતારવાથી કાંઈ ફળ નથી. પુરાણોના ઇતિહાસ ઉપર પ્રકાશ નાખે એવા ઉલ્લેખો શોધતાં મહાભારત, રામાયણમાંથી ન હોય એવા ઉલ્લેખો હરિવંશમાંથી કે વાયુપુરાણમાંથી છે. આ પાંચેમાં જેનું મૂળ ન મળે એવા ઉલ્લેખો શોધી જોયા પણ ભાગ્યે જ મળે છે. ઉપર એક ઉલ્લેખનું મૂળ માર્કંડેય પુરાણમાં મળે છે એ નોંધ્યું છે. આ ઉપરાંત બાણ કવિ જાતે શિવભક્ત છે અને અનેક શૈવ કથાઓના ઉલ્લેખો કરે છે. આ બધી કથાઓ વાયુપુરાણમાં મળતી નથી, માટે શૈવ કથાઓનું જુદું સાહિત્ય એ કાળે હોવું જોઈએ, જેનો સંગ્રહ સ્કંદપુરાણ વગેરેમાં થયો છે. વળી બાણ શૈવ હોવા છતાં વૈષ્ણવ કથાઓના અનેક ઉલ્લેખો કરે છે. બાણને કૃષ્ણચરિત્ર સારી પેઠે જાણીતું છે. પણ કૃષ્ણચરિત્ર સંબંધી બાણના ઉલ્લખોમાં એકે ય એવો નથી કે જેનું મૂળ હરિવંશમાં ન હોય પણ વિષ્ણુમાં કે ભાગવતમાં હોય. બાણ અવતારોનાં સૂચનો પણ કરે છે. કૃષ્ણાવતાર ઉપરાંત વરાહ, વામન અને નૃસિંહ અવતારનાં વધારે સૂચનો મળે છે. આ ત્રણે ય અવતારો ગુપ્ત કાળમાં અતિ લોકપ્રિય હતા એ એ સમયના ઉત્કીર્ણ લેખો અને અવશેષો ઉપરથી જણાય છે. હરિવંશમાં ભવિષ્યપર્વમાં આ ત્રણે અવતારોની કથા વિસ્તારથી છે. આ અવતારોની કથાઓ મહાભારતમાં યે પાછળથી દાખલ થયેલ છે. અને મહાભારત તથા હરિવંશ આ કથાઓ પુરાણમાંથી લીધેલી હોવાનું કહે છે.

મહાભારત અને હરિવંશમાં **पुराणैः**, **पुराणेषु**, એ રીતે બહુવચન વાપર્યું છે માટે વરાહ, વામન વગેરે અવતારોનાં જુદાં જુદાં પુરાણો હતાં એમ માનવું કે એક જ વૈષ્ણવ પુરાણ હશે એમ માનવું? હાલનું વિષ્ણુપુરાણ હરિવંશ પછીનું છે, એમાં હરિવંશ કરતાં કથાઓ ટુંકામાં છે, અને ભક્તિનું તત્ત્વ ઘણું વધારે

છે. વિષ્ણુપુરાણના, હરિવંશના અને મહાભારતમાં પાછળથી ઉમેરાયેલા અધ્યાયોના મૂળ રૂપ વૈષ્ણવ પૌરાણિક સાહિત્યમાંથી સમુદ્રમંથન વખતે વિષ્ણુએ સ્ત્રીવેષ લીધાની તથા એવી બીજી કથાઓ બાણે લીધી છે એમ મને લાગે છે. હર્ષચરિતમાં બાણ પોતે જ ભાગવતો, પૌરાણિકો અને પાંચરાત્રિકોનો ઉલ્લેખ કરે છે ( પા. ૨૩૬–૨૩૭ ), અને કાદંબરીમાં પાશુપતોનો ઉલ્લેખ છે. મતલબ કે બાણના વખતમાં વાયુપુરાણ જેવાં પુરાણો ઉપરાંત વૈષ્ણવોનું તથા શૈવોનું પૌરાણિક સાહિત્ય હતું એમાં શંકા નથી.

## વરાહમિહિર અને પુરાણો.

બુલ્હર સાહેબે ઈ. સ. ૧૮૯૬ માં કહેલું કે " હમણાં તો મને લાગે છે કે, પુરાણોનો ઇતિહાસ ઈ. સ. ૬૦૦ થી આગળ લઇ જઇ શકાય એમ નથી એટલે કે ઈ. સ. ૬૦૦ થી જૂના કાળમાં પુરાણોના સમયને લઈ જાય એવો કોઇ પુરાવો જડતો નથી. "

( Indian Antiquary 1896 p. 328 )

મને લાગે છે કે ઈ. સ. ૬૦૦ પ્હેલાં પણ થોડે સુધી જઈ શકાય એમ છે. બૃહત્સંહિતાકાર મહાન્ જ્યોતિષી વરાહમિહિરનો સમય બાણ પ્હેલાં ૫૦ વર્ષ ઉપર મુકવો જોઇએ. ( ઈ. સ. ૫૮૭ માં મરણ પામ્યા. ) આ વરાહમિહિરે પૌરાણિક ઉલ્લેખો ભાગ્યે જ કર્યા છે. પણ નીચેના બે ઉલ્લેખો ખાસ ધ્યાન ખેંચે એવા છેઃ—

आब्रह्मकीटान्तमिदं निबद्धं ।
पुंस्त्रीप्रयोगेण जगत्समस्तम् ॥
व्रीडा च का यत्र चतुर्मुखत्व ।
मोशोपि लोभाद्गमितो युवत्याः ॥

बृ. सं. अ. ७४ श्लो. २०

अमृतास्वादविशेषा—
च्छिन्नमपिशिरः किलासुरस्येदम् ।

प्राणैरपरिस्त्यक्तं
　　प्रहतां यातं वदन्त्येके ॥ १ ॥
इन्द्वर्कमण्डलाकृति-
　　रसितत्वात् किल न दृश्यते गगने ।
अन्यच्च पर्वकालाद्
　　वरप्रदानात् कमलयोनेः ॥ २ ॥

बृ. सं. अ. ५

પ્હેલા શ્લોકનું મૂળ મત્સ્ય પુરાણમાં મળે છે. મત્સ્ય પુરાણ (अ. ૩ )માં કહ્યું છે કે "પ્રજાપતિના શરીરના બે ભાગ થયા. અર્ધું શરીર સ્ત્રીરૂપ થયું અને અર્ધું પુરૂષરૂપ; આ અર્ધું સ્ત્રીરૂપ તેજ સાવિત્રી, શતરુપા, સરસ્વતી, ગાયત્રી કે બ્રહ્માણી કહેવાય છે. પછી પોતાના દેહમાંથી ઉત્પન્ન થયેલ સ્ત્રીરૂપ જોઈને પ્રજાપતિ કામાર્દિત થયા અને 'અહો રૂપ અહો રૂપ' કહેવા માંડયું. પછી તે સ્ત્રીએ પિતા-પ્રજાપતિની પ્રદક્ષિણા કરવા માંડી. પણ પ્રજાપતિની એને જોવાની ઉત્કંઠા એટલી બધી હતી કે તેણે જે દિશામાં સાવિત્રી ગઈ તે દિશામાં પોતાનું મુખ ઉત્પન્ન કર્યું. આ રીતે બ્રહ્માને ચાર મોઢાં થયાં":—

अथ प्रदक्षिणं चक्रे सा पितुर्वरवर्णिनी ।
पुत्रेभ्यो लज्जितस्यास्य तद्रूपालोकनेच्छया ॥
आविर्भूतं ततो वक्त्रं दक्षिणं पाण्डुगण्डवत् ।
विस्मयस्फुरदोष्ठं च पाश्चात्यमुदगात्ततः
चतुर्थमभवत्पश्चात्वामं कामशरातुरम् ॥

मत्स्य पु. अ. ३ श्लो. ३६ थी ३८

પાછળના રાહુ સંબંધી બે શ્લોકોના મૂળરૂપે રાહુનું માથું વિષ્ણુએ કાપી નાખ્યાની વાત તો મત્સ્યમાં છે. ( મ. ૨૫. ૧ ) અને બ્રહ્માના વરદાનનો ઉલ્લેખ ભાગવતમાં મળે છે. ( ભા. ૮. ૧ )

## મહાકવિ કાલિદાસ અને પુરાણો

પુરાણોના ઇતિહાસ ઉપર બાણુ કવિના ઉલ્લેખો પેઠે મહાકવિ કાલિદાસના ઉલ્લેખો સારો પ્રકાશ નાખે છે. બાણુ પહેલાંના ગણાતા સંસ્કૃત લેખકોમાં ઘણાનો સમય સંદિગ્ધ છે અને ઘણાખરામાં ચોક્કસ પૌરાણિક ગણાય એવા ઉલ્લેખો ભાગ્યે જ મળે છે. આ કારણથી બુલ્હર સાહેબ પેઠે બીજા સંસ્કૃતજ્ઞો પણ બાણુ આગળ અટકયા છે. પણ મહાકવિ કાલિદાસના ઉલ્લેખોનો અભ્યાસ કરવાથી પૌરાણિક ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે એવું છે એમ મને લાગ્યું છે. કાલિદાસનો સમય પણ હવે ઠીક ચોક્કસ થઈ ગયો છે. બાણુ અને રવિકીર્તિ જેનો ઉલ્લેખ કરે છે તે મહાકવિ કાલિદાસ પશ્ચિમના પ્રાચ્યતત્ત્વજ્ઞોને બહુ મતે ઈ. સ. પાંચમા શતકમાં-અને ઘણું કરી એ શતકના આરંભમાં ઈ. સ. ૪૦૦ ની આસપાસમાં થઇ ગયા છે. ( જુઓ Sanskrit Drama P. 147 ) જો કે અત્રત્ય વિદ્વાનો કાલિદાસને અશ્વઘોષ પહેલાં વિ. સં. ના આરંભમાં મુકે છે. ( જુઓ પરાક્રમની પ્રસાદી તથા Allahabad University studies Vol 11 1926 માં ક્ષેત્રેશચંદ્ર ચટ્ટોપાધ્યાયનો લેખ. )

કાલિદાસને મહાભારત રામાયણ સુપરિચિત છે એ પ્રસિદ્ધ છે. પણ એ મહાકવિએ પોતાના ગ્રન્થોનું વસ્તુ મહાભારત રામાયણમાં-થી જ લીધું છે, એવું નથી. વળી દાખલાઓ અથવા કથાઓનાં સૂચનો પણ કાલિદાસના ગ્રન્થોમાં મહાભારત રામાયણ બ્હારનાં મળે છે. આવાં બધાં સૂચનો એકઠાં કરવામાં આવે તો સંસ્કૃત સાહિ-ત્યના પુરાતત્ત્વમાં સારો ઉમેરો થાય. નીચે થોડા દાખલા આપ્યા છેઃ—

મેઘદૂત, કુમારસંભવ, રઘુવંશ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય અને શાંકુતલ, એ છ ગ્રંથો નિઃસંદિગ્ધ મહાકવિ કાલિદાસના, ગણાય

છે; તેમાંથી શાકુંતલનું મૂળ વસ્તુ મહાભારતમાંથી અને રઘુવંશનું રામાયણમાંથી છે એટલી વાત ખરી—જો કે રઘુવંશમાં દશરથ પ્હેલાંના દિલીપ, રઘુ અને અજ રાજાની હકીકત કાલિદાસે રામાયણમાંથી નથી લીધી એ દેખીતું છે. મેઘદૂતનું મૂળ એ વખતની પ્રચલિત કોઈ લોક કથા હશે. પાછળથી અમુક એકાદશીની કથામાં એ રસિક યક્ષની કથાનો સમાવેશ કરવામાં આવ્યો છે. કુમારસંભવનું મૂળ મહાભારત રામાયણથી સ્વતંત્ર છે. એ શૈવકથા એ વખતના શિવભકતોમાં ખૂબ લોકપ્રિય હશે. એલીફન્ટાનાં તથા બીજાં શૈવગુહા મન્દિરોમાં એ કથા કોતરેલી મળે છે. શિવ પાર્વતીનાં લગ્નની કથા કાવ્યમાં ઉતારતાં કાલિદાસે પોતાની પ્રતિભાથી કેટલું નવું ઉમેર્યું છે એ જાણવા માટે પુરાણો સાથે કુમારસંભવને સરખાવી જોવું એજ ઉપાય છે. મહાભારતના શલ્યપર્વમાં ( अ. ૪૬, ૪૭ ) તથા વનપર્વમાં ( अ. ૨૨૭ ) સ્કન્દોત્પત્તિની કથા મળે છે પણ કાલિદાસના કુમારસંભવના પ્હેલા સાત સર્ગોને એ કથા સાથે કશો સંબંધ નથી. કાલિદાસના વખતમાં કોઈ શૈવસંહિતામાં કે શૈવપુરાણમાં કાલિદાસે વર્ણવી છે તેવી રીતે આખી કથા સળંગ હોવાનો સંભવ છે. એ જૂનાં શૈવપુરાણમાંથી મત્સ્યપુરાણમાં ઉતારો કર્યો હોય કે ગમે તેમ હોય પણ કુમારસંભવના લગભગ ક્રમમાં એ આખી કથા કુમારની ઉત્પત્તિ સુધી મત્સ્યપુરાણમાં મળે છે. મત્સ્યપુરાણના ૫૮૮ શ્લોકના ૧૫૪ મા અધ્યાયનું તથા તે પછીના ન્હાના ન્હાના ચાર અધ્યાયોનું નામ જ કુમારસંભવ છે. કાલિદાસે આ નામ પૌરાણિક સાહિત્યમાંથી જ ઉપાડ્યું હશે, હવે કાલિદાસના કુમારસંભવની અને મત્સ્યપુરાણની કથા સરખાવીએ. મત્સ્યપુરાણના ૧૫૩ મા અધ્યાયમાં તારકાસુરના વિજયનું વર્ણન છે. અને ૧૫૪ મા અધ્યાયમાં શરૂઆતમાં હારેલા દેવો બ્રહ્માની સ્તુતિ કરે છે. આ વાત કાલિદાસના કુમારસંભવના બીજા સર્ગમાં છે. દેવોની સ્તુતિના જવાબમાં બ્રહ્મા "તમે બધા દેવો કેમ મ્લાન થઇ ગયા છો" એમ પૂછે છે, તે

વાત બેય ગ્રન્થોમાં છે. પછી દેવોના તરફથી વાયુ જવાબ આપે છે એમ મત્સ્યપુરાણમાં છે. કાલિદાસ બૃહસ્પતિ પાસે જવાબ અપાવે છે. પછી બ્રહ્મા " શંકરનો પુત્ર તારકાસુરને મારશે માટે થોડો વખત વાટ જુઓ અને શંકરને પુત્ર થાય એવો પ્રયાસ કરો " એમ જવાબ આપે છે. ( જુઓ કુમારસંભવનો બીજો સર્ગ ) મત્સ્યપુરાણમાં પ્રયાસ કરવાનું દેવોને ન કહેતાં દેવો ગયા પછી બ્રહ્મા પોતે જ વિભાવરિને બોલાવે છે, તેની સ્તુતિ કરે છે, અને પછી ઉમાની માતા મેનાના ગર્ભસ્થાનમાં અમુક ફેરફાર કરવાનું કહે છે. ( જુઓ મત્સ્ય પુ. अ. ૧૫૪ श्लो. ૫૬ થી ૯૫ ) આ વાત કુમારસંભવમાં નથી. પછી ઉમાનો જન્મ થાય છે, ઉમા મોટી થાય છે અને હિમાલયને ઘેર ઇંદ્રના મોકલ્યા નારદ આવે છે. આ વાત કુમારસંભવમાં પ્હેલા સર્ગમાં છે. માત્ર નારદને ઇંદ્રે મોકલ્યા છે એમ કહ્યું નથી. ઉમા શંકરનાં પત્ની થશે એમ નારદ હિમાલયને કહી જાય છે એટલી વાત કુમારસંભવમાં અને મત્સ્યમાં સરખી છે. પણ મત્સ્યમાં હિમાલય અને નારદની વાતચિતમાં લંબાણ કર્યું છે. હવે કામદેવનું કામ પડે છે. એટલે ઇંદ્ર કામદેવને યાદ કરી, શંકરનું મન ઉમા તરફ ખેંચવાનું કહે છે અને કામદેવ પહેલાં આનાકાની કર્યા પછી એ કામ માથે લીએ છે. પછી વસંતમિત્ર સાથે કામ શંકરના સ્થાન તરફ જાય છે અને શંકરના મનમાં પ્રવેશ કરે છે એટલે શંકરને દક્ષપુત્રી સતીનું સ્મરણ થાય છે, પણ શંકર તરત જ પોતાના મનની વિકૃતિ કામાત્મક છે એમ જાણીને એ વિકૃતિને દૂર કરે છે. પછી હૃદયમાંથી નીકળી ગયેલો મદન વસંતની મદદથી આંબાની મંજરી રૂપ પોતાનાં મોહન બાણને મારે છે. આ બાણથી શંકરને કાંઈ અસર થતી નથી; ઉલટું શંકરનું ત્રીજું નેત્ર અગ્નિમય થઇ જાય છે અને એના અગ્નિથી દેવોના હાહાકાર વચ્ચે મદન બળી જાય છે. ( જુઓ **मत्स्य पु. अ** ૧૫૪ **श्लो.** ૨૦૮ થી ૨૫૦ ) કુમારસંભવના ત્રીજા સર્ગમાં આજ ક્રમમાં કથા છે. માત્ર પાર્વતી પૂજા કરવા આવે છે વગેરે પ્રસંગ કાલિદાસે

નવો ઉપજાવ્યો છે. છેવટનો પ્રસંગ કાલિદાસે મત્સ્યના શબ્દો લઇને વર્ણવ્યો છે.:—*

જુઓ:—

क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
तावत्स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥

कु. सं. ३ श्लो. ७२

આનું મૂળ મત્સ્યપુરાણનો નીચેનો શ્લોક છે:—

तन्नेत्रविस्फुलिङ्गेन क्रोशतां नाकवासिनाम् ।
गमितो भस्मसात्तूर्णं कंदर्पः कामिदर्पकः ॥

मत्स्य-पु. अ. १५४ श्लो २५०

કુમારસંભવના ચોથા સર્ગમાં રતિવિલાપ આવે છે. કાલિદાસની આ રમણીય રચનાનું મૂળ મત્સ્ય પુરાણના એક શ્લોકમાં છે:—

विललाप रतिः क्रूरं बन्धुना मधुना सह ।

એજન શ્લો. ૨૫૬

કાલિદાસે **विललाप** શબ્દ જ વાપર્યો છે.

विललाप विकीर्णमूर्धजा

कु. सं. ४. ४

મત્સ્યપુરાણ વિલાપની વાતને અર્ધા શ્લોકમાં પતાવી દઇ ૧૦ શ્લોકમાં રતિ પાસે શંકરની સ્તુતિ કરાવે છે, જે ભાગ કાલિદાસે છોડી દીધો છે. વિલાપને અન્તે રતિ મરવા તૈયાર થાય છે ત્યારે આકાશવાણી થાય છે; તેમાં કાલિદાસે કામદેવના આ રીતના નાશનું

*વાલ્મિકીય રામાયણમાં શંકરે કંદર્પને બાળ્યાની વાત આવે છે, પણ જરા જુદી રીતે છે, ( જુઓ बालकांड सर्ग-२३ ) અહીં શંકર માટે कृतोद्वाहं અને तपस्यन्तं એવાં બે વિશેષણો છે. એ જોતાં આ બાબતમાં કાલિદાસ રામાયણને નહિ પણ પુરાણોને અનુસરે છે.

કારણ દર્શાવ્યું છે. કાલિદાસ કહે છે કે "પ્રજાપતિએ પોતાની પુત્રીમાં અભિલાષ કર્યો હતો પણ પછી વિક્રિયાને રોકી દઇને કામદેવને શાપ આપ્યો અને શાપનો અવધિ પાર્વતીના લગ્નનો ઠરાવ્યો."—

अभिलाषमुदीरितेन्द्रियः स्वसुतायामकरोत् प्रजापतिः ।
अथ तेन निगृह्य विक्रिया मभिशप्तः फलमेतदन्वभूत् ॥
परिणेष्यपि पार्वतीं यदा तपसा तत्प्रवणीकृतो हरः ।
उपलब्धसुखस्तदा स्मरं वपुषा स्वेन नियोजयिष्यति ॥

**कु. सं. ४ श्लो. ४१, ४२**

આ શ્લોકનું મૂળ મત્સ્ય પુરાણના ચાલુ પ્રકરણમાં નથી પણ એના ત્રીજા ચોથા અધ્યાયોમાં છે. બૃહત્સંહિતાએ ઉલ્લેખેલા પ્રસંગમાં જે ઉતારો કર્યો છે તે પછી ચોથા અધ્યાયમા નીચેના શ્લોકો છેઃ—

स्वसुतोपगमाद्ब्रह्मा शशाप कुसुमायुधम् ॥
यस्मान्ममाभिभवता मनः संक्षोभितं शरैः ।
तस्मात्त्वद्देहमचिराद्रुद्रो भस्मीकरिष्यति ॥

**मत्स्य पु. अ. ४ श्लो. ११, १२**

પછી કામદેવે પોતે નિરપરાધી હોવાથી કૃપા કરવાનું બ્રહ્માને કહ્યું ત્યારે બ્રહ્માએ જવાબ આપ્યોઃ—

वैवस्वतेऽन्तरे प्राप्ते यादवान्वभयसंवः ।
रामो नाम यदा मर्त्यो मत्सत्त्वबलमाश्रितः ॥
अवतीर्यासुरध्वंसी द्वारकामधिवत्स्यति ।
तद्भ्रातुस्तत्समस्य त्वं तदा पुत्रत्वमेष्यसि ॥
एवं शरीरमासाद्य भुक्त्वा भोगानशेषतः ।
ततो भरतवंशान्ते भूत्वा वत्सनृपात्मजः ॥

विद्याधराधिपत्यं च यावदाभूतसंप्लवम् ।
सुखानि धर्मतः प्राप्य मत्समीपं गमिष्यसि ॥

"વૈવસ્વત મનુના કાળમાં યાદવવંશમાં રામના ભાઇ (કૃષ્ણ)ના પુત્રરૂપે તું જન્મીશ તથા ભરતવંશના અન્તે વત્સનો રાજા (ઉદયન) થઇ વિદ્યાધરનું રાજાપણું પ્રલય સુધી ભોગવી મારી પાસે આવીશ." એ રીતે કામદેવ ઉપર બ્રહ્માએ અનુગ્રહ કર્યાનું મત્સ્યપુરાણ કહે છે તે કાલિદાસથી જુદું પડે છે. જૂનાં પુરાણોમાં કેવી રીતે ફેરફારો થતા ગયા છે એ જોવા માટે આ દાખલો સરસ છે, એટલે જરા વિગતવાર તપાસીએ.

પોતાની પુત્રી ઉપર બ્રહ્માએ કામદૃષ્ટિ કર્યાની વાત જ વાયુ પુરાણમાં તથા મોટે ભાગે એને અનુસરનાર વિષ્ણુપુરાણમાં નથી. પણ વરાહમિહિર અને કાલિદાસ જેવા પ્રાચીન સંસ્કૃત લેખકો આ કથાનો ઉલ્લેખ કરે છે માટે એ કોઇ જૂના પુરાણમાં હોવી જોઈએ. એનું મૂલ તો વૈદિક છે અને મત્સ્યપુરાણમાં આ રીતે મળે છે પણ કાલિદાસે આપેલી કથા સાથે સરખાવતાં હાલની મત્સ્ય પુરાણની પ્રતોની કથામાં એક બે મહત્ત્વના ફેરફારો દેખાય છે. (૧) કાલિદાસ કહે છે કે પોતાની પુત્રી ઉપર અભિલાષ થયો ખરો પણ પ્રજાપતિએ મનની વિક્રિયાને રોકી દીધી અને કામદેવને શાપ આપ્યો. જ્યારે મત્સ્ય તો કહે છે "પ્રજાપતિએ શતરૂપા સાથે વિવાહ કર્યો અને બીજા પ્રાકૃત માણસ પેઠે સો દિવ્ય વર્ષો સુધી વર્ત્યા. પછી એને સ્વાયંભુવ મનુ નામનો પુત્ર ઉત્પન્ન થયો." (**मत्स्य पु. अ. ३. श्लो.** ૪૩ થી ૪૫)*

---

*उपयेमे स विश्वात्मा शतरूपामनिन्दिताम् ।
यावदब्दशतं दिव्यं यथान्यः प्राकृतो जनः ।
ततः कालेन महता तस्याः पुत्रोऽभवन्मनुः ॥
स्वायंभुव इति ख्यातः......

હવે આ વાત બીજાં પુરાણોથી પણ વિરૂદ્ધ છે. બીજાં પુરાણો સ્પષ્ટ શબ્દોમાં સ્વાયંભુવ મનુને શતરૂપાનો પુત્ર નહિ પણ પતિ કહે છે. જુઓ વાયુપુરાણ:—

द्विधाऽकरोत् स तं देहमर्धेन पुरुषो भवत् ॥ ७ ॥

अर्धेन नारी सा तस्य शतरूपा व्यजायत ।

× × ×

सा देवी नियतं तप्त्वा तपः परमदुश्चरम् ॥ १०

भर्तारं दीप्तयशसं पुरुषं प्रत्यपद्यत ।

स वै स्वायंभुवः पूर्वं पुरुषो मनुरुच्यते ॥ ११

**वायु पु. अ. १०**

અર્થાત્ " બ્રહ્માએ પોતાના શરીરના જ બે ભાગ કર્યાઃ એક ભાગ સ્ત્રી રૂપ થયો અને એક ભાગ પુરુષ થયોઃ જે સ્ત્રીરૂપ ભાગ તે જ શતરૂપા અને પુરુષરૂપ ભાગ તે સ્વાયંભુવ મનુ અને શતરૂપાએ દુશ્ચર તપ કરીને સ્વાયંભુવ મનુને પતિ તરીકે પ્રાપ્ત કર્યા " આ સ્વાયંભુવ મનુને જ શતરૂપાથી પ્રિયવ્રત અને ઉત્તાનપાદ બે પુત્રો અને આકૃતિ અને પ્રસૂતિ નામે બે પુત્રીઓ થઈ ( જુઓ એજન શ્લો. ૧૫-૧૬ )

હરિવંશ વાયુને અનુસરે છે અને સ્વાયંભુવ મનુને શતરૂપાના પતિ કહે છે. ( જુઓ **अ. २ श्लो** ૧ થી ૪ ) વિષ્ણુપુરાણ સ્પષ્ટ શબ્દોમાં આ રીતે જ કહે છે ( જુઓ **अं.** ૧ **अ.** ૭ **श्लो.** ૧૪, ૧૫ ) બ્રહ્મપુરાણે તો હરિવંશના શબ્દો જ ઉતાર્યા છે. ( જુઓ **अ. २ श्लो.** ૧ થી ૫ ) માર્કંડેય પુરાણ પણ વાયુને જ અનુસરે છે:—

शतरूपां च तां नारीं तपोनिर्धूतकल्मषाम् ।

स्वायंभुवो मनुर्देवः पत्नीत्वे जगृहे विभुः ॥

**मार्कंडेय अ. ५० श्लो. १४**

બીજી વાત એ છે કે કાલિદાસ કહે છે, "બ્રહ્માએ શાપ આપ્યો ત્યારે જ શંકરનાં લગ્ન થતાં કામદેવને ફરી શરીર મળશે એવો અનુગ્રહ કર્યો." આ વાત મત્સ્યપુરાણમાં નથી. અને મત્સ્ય તો "કૃષ્ણના પુત્ર રૂપે તથા વત્સરાજ રૂપે કામદેવ શરીર ધારણ કરશે એમ કહે છે." કામદેવનો કૃષ્ણના પુત્ર રૂપે જન્મ થયાનું વૈષ્ણવ પુરાણોમાં પ્રસિદ્ધ છે. ( જુઓ વિષ્ણુપુરાણ અં. ૫ અ-૨૭ શ્લો. ૨૭ થી ૨૯ અને ભાગવત ૧૦ અ.-૫૫ )

આ બે દાખલાઓ ઉપરથી એક વાત સ્પષ્ટ દેખાય છે કે* મત્સ્ય પુરાણમાં વાયુ વગેરે પુરાણોથી જુદી પરંપરાવાળી કેટલીક કથાઓ છે પણ એ કથાઓ જે રૂપે જુના કાળમાં કાલિદાસના વખતમાં-હતી તે રૂપે નહિં પણ પાછળથી ફરેલા રૂપમાં મળે છે. કામદેવ પ્રદ્યુમ્ન રૂપે અવતરવાની વાત વૈષ્ણવ પુરાણમાંથી અને ઉદયન રૂપે અવતરવાની વાત બૃહત્કથામાંથી આવી છે. એ જોતાં મત્સ્ય પુરાણનું હાલનું રૂપ પાછળનું જણાય છે. કુમાર સંભવ જેવા અનેક અધ્યાયો કોઈ જૂનાં પુરાણમાંથી એમને એમ ઉતરી આવ્યા છે. મત્સ્ય પુરાણનું વિશેષ પૃથક્કરણ બાકી રાખી કુમાર સંભવ સાથેની સરખામણી પુરી કરીએ.

કુમારસંભવના પાંચમા સર્ગમાં પાર્વતી તપ કરવા જાય છે, ત્યાં શંકર જટીલ વેષે આવી પોતાની નિન્દા કરી પાર્વતીની પરીક્ષા કરે છે. છેવટ પાર્વતીનો દૃઢ સ્નેહ જોઈ જાતે પ્રત્યક્ષ થઈ પરણવા તૈયાર થાય છે.

મત્સ્યપુરાણમા પણ પાર્વતી તપ કરવા જાય છે. પણ એના તપથી બ્હીને ઇંદ્ર સપ્તર્ષિઓને બોલાવે છે. અને સપ્તર્ષિઓને પાર્વતીની ઇચ્છા જાણી લઇને તૃપ્ત કરવા કહે છે. પાર્વતી પોતાની ઇચ્છા

---

*મત્સ્ય પુરાણની આ કથાની ભાગવતને ખબર છે, ભાગવત ૩. અ. ૧૨ માં મત્સ્ય-અ. ૩ ના ૩૦ થી ૪૦ શ્લોકોનો સાર ૨૭થી ૩૦ શ્લોકમાં છે. પછીથી બ્રહ્માએ શરીર તજ્યાની વાત ભાગવતની નવી છે.

જણાવે છે એટલે સપ્તર્ષિઓ શંકરની નિન્દા કરે છે. કાલિદાસે આ બાબતમાં જે ફેરફાર કર્યો છે તે સુરૂચિને અનુસરીને કર્યો છે. પછી પાર્વતીની દ્રઢતા જોઈને સપ્તર્ષિઓ એને ધન્યવાદ આપે છે અને શંકરની પાસે જઈ સ્તુતિ કરીને તેને પરણવા વિનવે છે. શંકર એઓની માગણી કબુલ કરી તેઓને જ હિમાલય પાસે મોકલે છે. અને પછી લગ્ન થાય છે. ( **मत्स्य. अ.** ૧૫૪ **श्लो.** ૫૦૦ સુધીમાં ) પછી ગણપતિના જન્મની કથા છે, એનો અહીં સંબંધ નથી.

ટુંકામાં કાલિદાસ કવિએ પોતાની પ્રતિભાથી આ પૌરાણિક કથાને અપૂર્વ સૌન્દર્ય આપ્યું છે, સમર્થ ચિત્રકાર પેઠે પુરાણના પ્રમાણુ વગરના રંગોમાં થોડા યોગ્ય અને સુરૂચિને અનુસરતા ફેરફારો ઔચિત્યપુરઃસર કરીને આખી રચનાને સરસ રીતે કળામય કરી દીધી છે. અને આ સર્વ ઉપરાંત કુમારસંભવમાં જે કાવ્ય ગુણ છે તે મત્સ્યપુરાણના આ અધ્યાયમાં બીલકુલ નથી. પણ કાલિદાસના કુમારસંભવનું મૂળ તો મત્સ્યનો આ અધ્યાય છે એમાં શંકા રહેતી નથી: જો કે કાલિદાસે મત્સ્યના શબ્દો ભાગ્યે જ ઉતાર્યા છે.

કાલિદાસે કુમારસંભવમાં જ સળંગ કથા સાથે વચ્ચે વચ્ચે કેટલાક પ્રાસંગિક પૌરાણિક ઉલ્લેખો કર્યા છે. જેનું મૂળ બીજાં પુરાણોમાં છે. દા–ત–કાર્તિકેયની ઉત્પત્તિ અને તારકાસુરના વધની કથા ટુંકામાં વાયુપુરાણમાં છે. (જુઓ–**अ.** ૭૨) પિતૃઓની માનસી કન્યા મેના, એ હિમાલયની પત્ની, મેનાનો પુત્ર મેનાક અને મેનાની પુત્રી ઉમા એટલી વાત કુમારસંભવ સર્ગ પહેલામાં આ અધ્યાયમાંથી લીધેલી જણાય છે.

**स मानसीं मेरुसखः पितॄणां कन्यां कुलस्य स्थितये स्थितिज्ञः ।**
**मेनां मुनीनामपि माननीया मात्मानुरूपां विधिनोपयेमे ॥**
**असूत सा नागवधूपभोग्यं मैनाकमम्भोनिधिबद्धसौख्यम् ।**

**कु. सं. श्लो.** १८, २०.

જુઓ વાયુ પુરાણઃ—

तेषां तु मानसी कन्या मेना नाम महागिरेः ।
पत्नी हिमवतः शुभ्रा यस्यां मैनाक उच्यते ॥

**वायु अ॰ ७२ श्लो. ९.**

ટીકાકાર મલ્લિનાથે આ જ શ્લોક કુમારસંભવના ઉપરના ૧૮મા શ્લોકની ટીકામાં બ્રહ્માંડ પુરાણનો કહીને ઉતાર્યો છે.

વાયુપુરાણે, મત્સ્ય પુરાણે (જુઓ अ॰ ૧૩) તથા બીજાં પુરાણોએ હિમાલયને અપર્ણા, એકપર્ણા અને એકપાટલા એમ ત્રણ પુત્રીઓ કહી છે. પણ કાલિદાસે ઉપલા ૧૫૪ મા અધ્યાયને અનુસરી એક અપર્ણા–ઉમાની જ કથા કહી છે અને બીજી બે બ્હેનોને છોડી દીધી છે. ઉમાનું અપર્ણા નામ કેવી રીતે પડયું એ કાલિદાસે પાંચમા સર્ગમાં કહ્યું છે. "તપ કરતાં કરતાં પાંદડાં ખાવાનું પણ છોડી દીધું માટે એને પુરાવિદો અપર્ણા કહે છે" कु–૫–૨૮ આનું મૂળ વાયુ अ–૨૭ श्लो–૮, ૧૦ માં છે. મત્સ્યે તો ઉમાએ સો વર્ષ સુધી પાટલાહાર કર્યો, સો વર્ષ સુધી એક પર્ણાહાર કર્યો અને પછાનાં સો વર્ષ એ નિરાહાર રહી એમ કહ્યું છે. (જુઓ अ॰ ૧૫૪ श्लो. ૩૦૯, ૩૧૦) એજ રીતે કાલિદાસે પાર્વતીનું ઉમા નામ કેવી રીતે પડયું તે પણ કહ્યું છે. વાયુ વગેરે પુરાણો (અને તેને અનુસરીને હરિવંશ પણ) હિમાલયની આ ત્રણે પુત્રીઓને મોટી તપસ્વિની માને છેઃ—

तपःशरीरास्ताः सर्वास्तिस्रो योगबलान्विताः ।

**वायु पु. अ. ७२ श्लो. १४.**

મસ્ય પુરાણે તથા તેને અનુસરી કાલિદાસે પણ હિમાલયની પુત્રીઓએ તપ કર્યાની આ પૌરાણિક કથામાંથી શંકરે કામદેવને બાળી નાખ્યા પછી ભગ્ન મનોરથ પાર્વતીએ તપથી મહાદેવને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યાની અને તેમાં સફળ થયાની અતિશય રમણીય

કથા ઉભી કરી છે. હવે કાલિદાસ કહે છે કે શંકરને દુર્લભ પ્રેમ મેળવવા માટે તપ કરવા જતી પાર્વતીને એની માતાએ **ઉ મા** ( અરે ન જા,) એ રીતે કહીને રોકી અને એમાંથી **ઉમા** નામ પડી ગયું.×

उमेति मात्रा तपसो निषिद्धा पश्चादुमाख्यां सुमुखी जगाम ।

કાલિદાસનાં આ વચનનું મૂળ પુરાણોમાં મળે છે. વાયુ કહે છે કે:—

निषेधयन्ती ह्युमेति माता स्नेहेन दुःखिता ।

उमेति सा महाभागा त्रिषु लोकेषु विश्रुता

**वायु अ॰** ७२ **श्लो॰** ११, १२.

હરિવંશ પહેલા પર્વમાં મોટે ભાગે વાયુપુરાણને અનુસરે છે. હરિવંશ (૧. **अ॰** ૧૮ )માં મેનાના જન્મ પછીના શ્લોકો લગભગ વાયુને અનુસરે છે. તેમાં ઉપરના શ્લોકનું પાઠાંતર નીચે પ્રમાણે છે.

**उमा इति निषेधन्ती** मातृस्नेहेन दुःखिता

सा तथोक्ता तया मात्रा देवी दुश्चरचारिणी ॥

उमेत्येवाभवत्ख्याता त्रिषु लोकेषु सुंदरी ।

**हरिवंश** १. अ. १८ **श्लो॰** १८, १९.

મત્સ્યમાં આ પ્રસંગમાં નીચેના શ્લોકો છે.

उमेति चपले पुत्रि न क्षमं तावकं वपुः ।

ततोन्तरिक्षे दिव्या वागभूद् भुवनभूतले ।

उमेति चपले पुत्रि त्वयोक्ता तनया यतः ।

उमेति नाम तेनास्या भुवनेषु भविष्यति ॥

**मत्स्य.** अ. १५४. **श्लो** २९४, २९८.

---

× જો કે ઉમાં **હૈમવતી** એ રીતે ઉપનિષદ્‌માં આવે છે અને એ ઉપરથી **ઉમા** નામ જુનું જણાય છે. પાછળથી પુરાણોએ આ નિરૂક્તિ ઘડી કાઢી લાગે છે.

વાયુ, હરિવંશ અને મત્સ્યના ઉતારા કાલિદાસના શબ્દો સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે કાલિદાસનાં વચનનું મૂળ મત્સ્ય તો નથી જ અને વાયુના (હરિવંશમાં તો વાયુનું પાઠાંતર જ છે.) શબ્દોનો કાલિદાસે ઉપયોગ કર્યો હોય એવો સંભવ સ્પષ્ટ દેખાય છે. એક બીજો દાખલો પણ જોવા જેવો છે. કાલિદાસે હિમાલયનું વર્ણન કરતાં કહ્યું છે કે:—

यं सर्वशैलाः परिकल्प्य वत्सं
मेरौ स्थिते दोग्धरि दोहदक्षे ।
भास्वन्ति रत्नानि महौषधीश्च ॥
पृथूपदिष्टां दुदुहुर्धरित्रीम्

कु. सं. १ श्लो. २.

પૃથુએ પૃથ્વી દોહ્યાની કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે. પુરાણમાંથી આ કથા મહાભારતમાં પણ દાખલ થઈ છે. (**द्रोण पर्व. अ. ६९**) પણ કાલિદાસના ઉપલા વચનનું મૂળ મહાભારતમાં નથી કારણ કે ત્યાં હિમાલયને બદલે ઉદય પર્વતને વત્સ કહ્યો છે.× પણ પુરાણમાં છે. જુઓ વાયુ પુરાણ:—

शैलैश्च श्रूयते दुग्धा पुनर्देवी वसुंधरा ।
तत्रौषधीर्मूर्तिमती रत्नानि विविधानि च ॥
वत्सस्तु हिमवांस्तेषां मेरु र्दोग्धा महागिरिः ।
पात्रं तु शैलमेवासीत् तेन शैलः प्रतिष्ठितः ॥

**वायु पु. अ. ६२ श्लो. १८९, १९०.**
**हरिवंश. अ. ६. श्लो. ४०, ४१.**
**ब्र. अ. ३६ श्लो. २२२ थी २२४.**

---

× उदयः पर्वतो वत्सो मेरुर्दोग्धा महागिरिः ।
रत्नान्योषधयो दुग्धं पात्रमश्ममयं तथा ॥
म. द्रो. अ. ६९ श्लो ३७.

વાયુના શ્લોકો જ હરિવંશમાં છે. વાયુનો **अ. ६२** અને હરિવંશનો **अ. ६** એક જ છે. મત્સ્યપુરાણમાં આ પૃથ્વી દોહનનો પ્રસંગ વાયુપુરાણના શબ્દોનો સાર ખેંચ્યો હોય તેવી રીતે વર્ણવેલો છે. ( જુઓ **मत्स्य पु. अ १० श्लो** ૨૫, ૨૬ ઉપરના પાઠાંતર જેવા છે. ) અને વિષ્ણુપુરાણે મત્સ્યથાયે ટુંકામાં વર્ણન કર્યું છે. વાયુના સોળ શ્લોકનો સાર વિષ્ણુપુરાણે બે શ્લોકોમાં આપી દીધો છે. ( જુઓ **वि. पु. अं. १-अ १३ श्लो.** ૯૦ ૯૧ ) બ્રહ્મપુરાણે વિષ્ણુ કરતાં વધારે વિગત આપીને વાયુનો સંક્ષેપ કર્યો છે. ( જુઓ **ब्रह्मपुराण अ. ४ श्लो. ९१ थी ९९** )

પાર્વતીનો મેનાને પેટે જન્મ વર્ણવતાં કાલિદાસ લખે છે કે:-

अथावमानेन पितुः प्रयुक्ता दक्षस्य कन्या भवपूर्वपत्नी
सती सती योगविसृष्टदेहा तां जन्मने शैलवधूं प्रपेदे ॥

**कु. सं. १-२१.**

શ્લોકમાં દક્ષે કરેલા અપમાનનું, સતીએ ત્યાં જ કરેલા દેહ ત્યાગનું અને બીજે જન્મે એ જ સતીએ હિમાલયને ઘેર જન્મ ગ્રહણ કર્યાનું સૂચન છે. દક્ષભંગની કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે; એ શૈવ કથા હોવાથી વિષ્ણુપુરાણ જેવાં વૈષ્ણવપુરાણમાં નહિ પણ શૈવપુરાણોમાં છે. ( જુઓ **वायु पु. अ. ३०,** મત્સ્ય પુ. **अ.** ૧૩ માં પણ કથા મળે છે. ) અને કાલિદાસના ઉપલા વચનનું મૂળ પણ વાયુમાં મળે છે:—

तथोक्ता पितरं सा वै क्रुद्धा देवीदमब्रवीत् ।
वाङ्मनःकर्मभिर्यस्माद्दुष्टां मावगर्हसे
तस्मात्त्यजाम्यहं देहमिदं तात तवात्मजम्
ततस्तेनावमानेन सती दुःखादमर्षिता ।
अब्रवीद्वचनं देवी नमस्कृत्वा महेश्वरम् ॥

यथाहमुपपत्स्येऽहं पुनर्देहेन भास्वता
तत्राप्यहमसंमूढा संभूता धार्मिकी पुनः
गच्छेयं धर्मपत्नीत्वं त्र्यम्बकस्यैव धर्मतः
तत्रैवाथ समासीना युक्तात्मानं समादधे
धारयामास चाग्नेयीं धारणां मनसात्मनः ।
तत आग्नेयीसमुत्थेन वायुना समुदीरितः
सर्वांगेभ्यो विनिःसृत्य वह्निर्भस्म चकार ताम् ॥

वायु पु. अ. ३० श्लो. ५० थी ५५.
ब्रह्म. पु. अ. ३४. श्लो. २० थी २५.

"પિતાએ કરેલા અપમાનથી શંકરની પ્હેલાંની પત્ની-દક્ષની કન્યા સતીએ યોગથી દેહનો ત્યાગ કર્યો" એટલે સુધીના કાલિદાસના શ્લોકનું મૂળ પુરાણના ઉપલા શબ્દોમાં છે. અને 'એ જ સતીએ હિમાલયને ઘેર જન્મ લીધો' એ વચનનું મૂળ વાયુના નીચેના શ્લોકોમાં છે.

अथ देवी सती या तु प्राप्ते वैवस्वतेऽन्तरे ।
मेनायां तामुमां देवीं जनयामास शैलराट् ॥
सा तु देवी सती पूर्वं ततः पश्चादुमाऽभवत् ।
सहव्रता भवस्यैषा न तया मुच्यते भवः ॥

वायु. पु. अ. ३० श्लो. ७०, ७१.

કાલિદાસ હિમાલયને નગાધિરાજ-પર્વતનો રાજા કહે છે. ( જુઓ શ્લોક-૧ તથા ૧૭ ) આનું મૂળ પુરાણોમાં છે:—

शैलानां हिमवन्तं च नदीनामथ सागरम् ।
गन्धर्वाणामधिपतिं चक्रे चित्ररथं तदा ॥

वायु. पु. अ. ७० श्लो. ९

કાલિદાસના ઉપલા શ્લોકની ટીકામાં મલ્લિનાથે આ જ શ્લોક બ્રહ્માંડ પુરાણનો કહીને ઉતાર્યો છે.

વળી કુમારસંભવની કથા બ્રહ્મપુરાણમાં ૩૪ થી ૩૮ અધ્યાયોમાં છે. તેમાં મત્સ્ય અને કાલિદાસથી જુદી રીતે ઘણા પ્રસંગો કહ્યા છે. દા. ત. શંકરનાં લગ્ન થઇ ગયા પછી કામદેવને બાળ્યાની વાત છે. પણ રતિ વિલાપ કરે છે એટલે શંકર વરદાન આપે છે કે તારૂં કાર્ય શરીર વગરના કામથી થશે છતાં જ્યારે વિષ્ણુ વસુદેવના પુત્ર થશે ત્યારે તેને જે પુત્ર થશે તે તારો પતિ હશે. ( **ब्र. पु. अ. ३८ श्लो. १०-११** )

મતલબ કે વાયુ પછીની બ્રહ્મની કથા છે અને મત્સ્ય બ્રહ્મ કરતાં અર્વાચીન લાગે છે. સ્કંદપુરાણના માહેશ્વર ખંડમાં વિસ્તારથી પાર્વતીના લગ્નની કથા કહી છે. ( **अ. २२.** ) તેમાં મત્સ્ય કરતાં કુમારસંભવ સાથે વધારે મળતાપણું છે. શંકર તપ કરતા હોય છે ત્યાં પાર્વતી પૂજા કરવા જાય છે. પાર્વતી તપ કરતી હોય છે ત્યાં શંકર બટુ વેષે જાય છે. બટુ શંકરની નિંદા કરે છે વગેરે વાતો સ્કંદ પુરાણમાં છે. મદન બળી ગયા પછી રતિને શંબરાસુર લઈ જાય છે અને પોતાના રસોડામાં માયાવતી તરીકે રાખે છે એ પણ સ્કંદ પુરાણમાં છે. કુમારસંભવની આટલી સરખામણી બસ છે.

હવે કાલિદાસના બીજા ગ્રન્થો જોઇએ. મેઘદૂત એ મહાકવિની સ્વતંત્ર રચના છે. પણ એમાં યે એક બે પ્રાસંગિક પૌરાણિક ઉલ્લેખો મળે છે તે નોંધવા જેવું છે.

કાલિદાસે મેઘદૂતમાં એક સ્થળે મેઘને ગોપવેષ શ્રી કૃષ્ણની ઉપમા આપી છે. **गोपवेषस्य विष्णोः** વિષ્ણુના ગોપવેષની વાત મહાભારતમાં નથી. ( સભાપર્વના જે ભાગમાં થોડું કૃષ્ણ ચરિત્ર મળે છે તે ભાગ પાછળથી ઉમેરાયેલા જેવો છે ) પણ હરિવંશમાં છે. અર્થાત્ બાણપેઠે કાલિદાસને પણ હરિવંશ જાણવામાં હતો.

મેઘદૂતના એક બીજા શ્લોકમાં ચોમાસાના ચાર મહિના વિષ્ણુ સુઈ જાય છે અને ચોમાસાને અન્તે જાગે છે એવો ઉલ્લેખ છે:—

शेषान्मासान्गमय चतुरो लोचने मीलयित्वा

शापान्तो नौ भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ ।

આનું મૂળ પણ હરિવંશમાં મળે છે :—

ततः स्वपिति घर्मान्ते जागर्ति जलदक्षये ।

तस्मिन्सुप्ते न वर्तन्ते मंत्रपूताः क्रतुक्रियाः ।

शरत्प्रवृत्तयज्ञोऽयं जागर्ति मधुसूदनः ।।

**हरिवंश–१. अ–५० श्लो. २३, २५.**

બીજા એક શ્લોકમાં કાલિદાસ મેઘને પુષ્કરાવર્તક મેઘના વંશમાં જન્મેલો કહે છે :—

जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानाम् ।

વાયુ પુરાણે મેઘોના ભેદો વર્ણવતાં એક પુષ્કરાવર્તક નામનો ભેદ કહ્યો છે ખરો :—

पुष्करावर्तका नाम ये मेघाः पक्षसंभवाः

**वायु. अ–५१–श्लो. ३७.**

મત્સ્યમાં આ પ્રકરણમાં આ જ શબ્દો છે ( જુઓ **अ.** ૧૨૫ **श्लो.** ૧૧ )

કાલિદાસ કવિના સર્વોત્તમ નાટક શાકુંતલનું વસ્તુ મહાભારતમાંથી લેવામાં આવ્યું છે એ પ્રસિદ્ધ છે. પણ એનો નાન્દીનો શ્લોક જોવા જેવો છે :—

या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री.

ये द्वे कालं विधत्तः श्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वम् ।

यामाहुः सर्वभूतप्रकृतिरिति यया प्राणिनः प्राणवन्तः

प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः ।।

શંકરની આ આઠ મૂર્તિઓ પ્રસિદ્ધ છે પણ એનું યે મૂળ વાયુપુરાણમાં જણાય છે :—

ततोभिसृष्टास्तनव एषां नाम्नां स्वयंभुवा ।
सूर्यो मही जलं वह्निर्वायुराकाशमेव च ॥
दीक्षितो ब्राह्मणश्चन्द्र इत्येते ब्रह्मधातवः ।

वायु॰ पु. अ-२७ श्लो-१८, १९.

માલવિકાગ્નિમિત્ર તો ઐતિહાસિક નાટક છે એટલે એનું મૂળ પુરાણમાં જોવાની જરૂર નથી. જો કે ભવિષ્યના રાજાઓની વંશાવળીમાં શુંગ પુષ્યમિત્ર અને વસુમિત્રનાં નામો છે. પણ કાલિદાસે આપેલી વિગતો પુરાણો શિવાયનાં, એ વખતે સુલભ, રાજ્યની દફતરી નોંધો ( Records ) જેવાં ચોક્કસ ઐતિહાસિક સાધનોમાંથી લીધેલી જણાય છે.

રઘુવંશનું વસ્તુ રામાયણમાંથી હોવું જોઈએ. પણ ખરી રીતે રામચરિત્રનો આધાર જ રામાયણ છે. બાકીનાં, શરૂઆતના સર્ગોમાં આવેલાં દિલીપ, રઘુ, અને અજનાં સુંદર ચરિત્રચિત્રો રામાયણમાંથી નથી. રામાયણના બાલકાંડમાં રામના લગ્ન પ્રસંગે ગોત્રોચ્ચાર પેઠે બ્રહ્માથી માંડીને દશરથ સુધીના રામના પૂર્વજો ગણાવે છે. તેમાં દશરથના પિતાનું નામ અજ, અજના પિતાનું નામ નાભાગ અને નાભાગના પિતાનું નામ યયાતિ આપ્યું છે. પણ કાલિદાસ અજના પિતાનું નામ રઘુ અને રઘુના પિતાનું નામ દિલીપ કહે છે. હવે સાધારણ રીતે પુરાણોમાં આપેલા વંશોમાં રામના પૂર્વજોનાં નામો મળે છે. તેમાં કાલિદાસના ક્રમમાં રામના પૂર્વજોનાં નામો છે. જુઓ :—

---

+नहुषस्य ययातिश्च नाभागस्तु ययातिजः ।
नाभागस्य बभूवाज अजाद्दशरथोऽभवत् ॥

वा. रा. बा. स-७० श्लो. ४२, ४३.

दिलीपस्तस्य पुत्रोऽभूत्खट्वांगद इति श्रुतिः ।
येन स्वर्गादिहागम्य मुहूर्तं प्राप्य जीवितम् ॥
त्रयोभिसंहिता लोका बुद्ध्या सत्येन चैव हि ।
दीर्घबाहुसुतस्तस्य रघुस्तस्मादजायत ॥
अजः पुत्रो रघोश्चापि तस्माज्जज्ञे स वीर्यवान् ।
राजा दशरथो नाम इक्ष्वाकुकुलनन्दनः ॥

**वायु. पु. अ-८८ श्लो. १८१ थी १८३**

વિષ્ણુપુરાણે અને ભાગવતે ( **स्कं. ९** ) દિલીપનું ચરિત્ર ઉપર કરતાં વધારે વિસ્તારથી આપ્યું છે પણ પછી દિલીપનો "દીર્ઘબાહુ, તેનો રઘુ, રઘુનો અજ અને અજનો દશરથ" એ રીતે જ ક્રમ આપ્યો છે. ( **वि. पु. अं ४ अ ५ श्लो. ४७** )

મત્સ્યપુરાણે ઇક્ષ્વાકુ વંશનાં નામો આપતાં ગોટો વાળ્યો છે. એ કહે છે. "નિઘ્નના બે પુત્રો અનમિત્ર અને રઘુ, અનમિત્ર વનમાં ગયો અને રઘુ ગાદીએ બેઠો, રઘુનો દિલીપ, દિલીપનો અજ, અજનો દીર્ઘબાહુ, દીર્ઘબાહુનો અજપાલ અને તેનો દશરથ." ( **मत्स्य पु. अ. १२ श्लो** ૪૭ થી ૪૯. )

હરિવંશ અને બ્રહ્મપુરાણ નીચે પ્રમાણે વંશાવળી આપે છે:—

दिलीपस्तनयस्तस्य रामस्य प्रपितामहः ॥
दीर्घबाहुर्दिलीपस्य रघुर्नाम्ना सुतोऽभवत् ।
अयोध्यायां महाराजो रघुश्चासीन्महाबलः ॥
अजस्तु रघुतो जज्ञे अजाद्दशरथोऽभवत् ।

**हरिवंश १ अ-१५ श्लो. २४ थी २६**

**ब्रह्मपुराण अ-८ श्लो. ८५, ८६**

હરિવંશની આ વંશાવળીમાં દીર્ઘબાહુ શબ્દ રઘુના વિશેષણ

રૂપે મળે છે. અને આ રીતે રઘુવંશ કાવ્ય સાથે આ વંશાવળી મળી રહે છે. મૂળનું દીર્ઘબાહુ વિશેષણ પાછળથી છુટું પડી જઈને વાયુ, વિષ્ણુ, ભાગવત, કૂર્મ, લિંગ, વગેરેમાં નામરૂપ થઇ ગયું છે. ઉપરના શ્લોકોમાં **रामस्य प्रपितामह** એ રીતે શબ્દો છે તે દેખાતી રીતે દિલીપને લાગુ પડે, પણ દિલીપ તો આ વંશાવળી પ્રમાણેય રામના વૃદ્ધપ્રપિતામહ થાય; માટે એ શબ્દો રઘુને લાગુ પાડવા જોઇએ, ભાસના પ્રતિમા નાટકમાં રઘુવંશ પ્રમાણે જ દિલીપ, રઘુ વગેરે ક્રમ છે અને રામપૂર્વજો તરીકે દિલીપ, રઘુ, અજ અને દશરથની પ્રતિમાઓની જ વાત છે. છતાંય પાર્જીટર દીર્ઘબાહુને વિશેષણ નહિ પણ નામ ગણવાના મતના છે. (Indian Historical Tradition p. 94. )

**વિક્રમોર્વશીય**—આ નાટકનું મૂળ કાલિદાસે કયાંથી લીધું એ પ્રશ્ન છે. ઋગ્વેદમાં પુરૂરવનું નામ મળે છે. ( ઋ. ૧–૩૧–૪ ) અને બીજા એક સૂકતમાં પુરૂરવ અને ઉર્વશી વચ્ચે સ્નેહની અસ્પષ્ટ કથા બેયના સંવાદરૂપે છે (ઋ. ૧૦ ૯૫) પાછળની પુરૂરવાઉર્વશીની સવિસ્તર કથાનું મૂળ આ ઋગ્વેદનું ૧૮ મંત્રોનું સૂકત જ છે. જો કે આ સૂકતમાં પુરૂરવા એટલે સૂર્ય અને ઉર્વશી એટલે ઉષા એ ભાવ પણ દેખાયા કરે છે છતાં ૧૮ મી ઋચામાં પુરૂરવાને એલ કહ્યો છે; અને ૧૭ મી ઋચામાં પુરૂરવા ઉર્વશીને “ મારૂં હૃદય તપે છે માટે તું પાછી આવ ” એમ કહે છે. આ સૂકતમાં પુરૂરવા અને ઉર્વશી વચ્ચે સ્નેહ હતો, અમુક વખત બેય સાથે રહેલાં, પછી છુટાં પડયાં અને પુરૂરવા ઉર્વશીને પાછી આવવા વિનવે છે, એટલું બીજ છે. આ બીજમાંથી શતપથ બ્રાહ્મણમાં કથાનો વિસ્તાર થયો છે. શતપથની કથામાં “ તારે મને વેતસ દંડ ન મારવો, હું અકામા હોઉં ત્યારે મારી પાસે ન આવવું અને તારે નગ્ન ન દેખાવું ” આ ત્રણ શરત પુરૂરવા સાથે કરીને ઉર્વશી પુરૂરવા સાથે રહે છે, ગર્ભિણી થાય છે. પછી ગંધર્વો “ઉર્વશી માણસ સાથે રહે છે તે આપણી પાસે કેમ આવે”

તેનો વિચાર કરીને ઉર્વશીની પથારી પાસે બાંધેલાં ઘેટાં ચોરી જાય છે. ' મારા પુત્રને કોણ ચોરી જાય છે'? એ રીતે ઉર્વશી આક્રોશ કરે છે એટલે નગ્ન હોવા છતાં પુરૂરવા ઘેટાને શોધવા ઉઠે છે. ત્યાં ગંધર્વો વિજળી કરે છે; એટલે ઉર્વશી પુરૂરવાને નગ્ન જુએ છે અને પોતાની શરતને અનુસરી તિરોહિત થઈ જાય છે. પછી કુરૂક્ષેત્રમાં ઉર્વશી બીજી અપ્સરાઓ સાથે સ્નાન કરતી હતી ત્યાં પુરૂરવા જઈ ચડે છે, ઉર્વશી પોતાની સખીઓને કહે છે કે " જેની સાથે હું રહી હતી તે આ માણસ." પછી સખીઓના કહેવાથી અપ્સરાઓ પુરૂરવાની નજરે પડી અને તે પછી પુરૂરવા અને ઉર્વશી વચ્ચે ઋગ્વેદના ઉપર સૂચવેલા સૂક્તરૂપે સંવાદ થયો."

ઋગ્વેદના સૂક્ત ઉપરના શતપથના આ ઉપોદ્‌ઘાતમાંથી જ પુરૂરવા અને ઉર્વશીની મૂળ કથા વિકસી છે અને આ કથાનો જૂનામાં જૂનો પૌરાણિક પાઠ શતપથને કેટલો બધો અનુસરે છે એ વાયુ પુરાણોક્ત કથા સાથે સરખાવવાથી સમજાશે. " ઉર્વશી ગન્ધર્વી હોવા છતાં માણસને–પુરૂરવાને કેમ વરી " એ પ્રશ્નના જવાબમાં ' બ્રાહ્મણનો શાપ લાગવાથી ' એમ વાયુપુરાણ ખુલાસો કરે છે.* આ શાપની વાત શતપથમાં નથી. પછી વાયુ કહે છે કે ઉર્વશીએ ત્રણ શરતો કરી: પણ શરતોમાં " હમેશાં એક વખત એકલા ઘીનો આહાર કરીશ " એ પ્રમાણે એક શરત છે અને વેતસથી ન મારવાની શતપથોક્ત નથી. બાકીની એ તો શતપથોક્ત જ છે. પછી ગંધર્વોની ચિન્તા, ગંધર્વોએ કરેલી મેષની ચોરી. ગંધર્વોએ અકસ્માત્ પ્રગટ કરેલી વિજળી, પુરૂરવાનું નગ્ન દેખાવું, ઉર્વશીનું અંતર્ધ્યાન થવું, ફરી

---

* ઋગ્વેદના ઉપર સૂચવેલા સૂક્તનું ભાષ્ય કરતા સાયણાચાર્ય પુરૂરવા ઉર્વશીની કથા નામ વગર પુરાણમાંથી ઉતારે છે. તેમાં મિત્ર અને વરૂણ દીક્ષિત હતા અને ઉર્વશીને જોઇને એનું વીર્ય સ્ખલિત થઈ ગયું એટલે તેઓએ શાપ આપ્યો કે " તું પૃથ્વી ઉપર મનુષ્યભોગ્યા થા " આ રીતે વધારે ખુલાસો છે.

કુરૂક્ષેત્રમાં ઉર્વશીનું અપ્સરાઓ સાથે દેખાવું. બધું વાયુમાં શતપથ પ્રમાણે જ છે.

એટલું જ નહિં પણ વાયુના શ્લોકોના કેટલાક શબ્દો શતપથના શબ્દોને તથા પછીના પુરૂરવા અને ઉર્વશી વચ્ચે સંવાદના ઋગ્વેદના શબ્દોને મળતા આવે છે. દા. ત.

सा हास्मिन् ज्योगुवासापि हास्मादगर्भिण्यासतावज्ज्योग्घास्मिन्नुवास। ततो ह गन्धर्वाः समूदिरे ज्योग्वा इयमुर्वशी मनुष्येष्ववात्सीदुपजानीत यथेयं पुनरागच्छेदिति।

( શતપથમાં ઉર્વશી ઘણો કાળ પુરૂરવા સાથે રહી એમ છે. વાયુમાં ૬૪ વર્ષ રહી એમ છે. ) વાયુના આ પ્રસંગના નીચેના શ્લોકો શતપથનાં ઉપલાં ગદ્યસાથે સરખાવો.

एवं सा चावसंस्तस्मिन्पुरुरवसि भामिनी।
वर्षाण्यथ चतुःषष्टिं तद्भक्त्या शापमोहिता।
उर्वशी मानुषं प्राप्ता गन्धर्वाश्चिन्तयान्विताः

गन्धर्वाऊचुः—

चिन्तयध्वं महाभागा यथा सा तु वराङ्गना।
आगच्छेत्तु पुनर्देवानुर्वशी स्वर्गभूषणा॥

વળી ગંધર્વો એક મેષને હરી જાય છે તે પછી શતપથમાં નીચેનાં વાક્યો છેઃ—

साहोवाचावीर इव बत मे जन इव पुत्रं हरन्तीति। द्वितीयं प्रमेथुः। साहतथैवोवाचाथ....

स नग्न एव अनूत्पपात चिरं तदन्मेने यद्वासः पर्यधास्यत ततो ह गन्धर्वा विद्युतं जनयांचक्रुस्तं यथा दिवैदं नग्नं ददर्श ततो हैवेयं तिरोबभूव।

નીચેના વાયુના શ્લોકો સરખાવો:—

स निशायामथागम्य मेषमेकं जहार वै ।
मातृवद्वर्तते सा तु मेषयोश्चारुहारिनी ॥ १९
राजानमब्रवीत्सा तु पुत्रो मे ह्रियतेति वै ॥ २०
ततो भूयस्तु गन्धर्वा द्वितीयं मेषमाददुः ।
द्वितीयेऽपहृते मेषे ऐलं देवीदमब्रवीत् ॥ २२
पुत्रौ मम हृतौ राजन्ननाथाया इव प्रमो ।
एवंतूक्तस्तदोत्थाय नग्नो राजा प्रधावितः ॥ २४
मेषाभ्यां पदवी राजन् गन्धर्वैर्व्युत्थितामथ ।
उत्पादिता तुमहती यया तद्भवनं महत् ॥ २४
प्रकाशितं तु सहसा ततो नग्नमवेक्ष्य सा ।
नग्नं दृष्ट्वा तिरोभूत्सा अप्सरा कामरूपिणी ॥ २५ ॥

**वायु पु॰ अ–९१**

ઉર્વશી અંતર્ધ્યાન થતાં પુરૂરવા એને શોધવા માંડે છે, છેવટ કુરૂક્ષેત્રમાં મળતાં પુરૂરવા ઉર્વશી વચ્ચે જે સંવાદ થાય છે તેમાં ઋગ્વેદનો પ્હેલો મંત્ર નીચે પ્રમાણે છે.

हये जाये **मनसा तिष्ठ घोरे वचांसि** मिश्रा कृणवावहै नु ।

**ऋ॰ १०–९५–१.**

વાયુ–પુ–માં પુરૂરવા કહે છે:—

आयाहि **तिष्ठ मनसा घोरे वचसि** तिष्ठ हे ।

**वायु. पु॰ ९१ श्लो–३५**

અને તરતજ પુરાણકાર કહે છે કે:—

एवमादीनि सूक्तानि परस्परमभाषत ।

એજન શ્લો. ૩૬

વાયુ પુરાણના પાઠમાં ઉપરના પદમાં **सूक्तानि**ને બદલે **सूक्ष्माणि** શબ્દ છે તે લહીઆનો પ્રમાદ લાગે છે. ખરી રીતે **सूक्तानि** જ જોઈએ. **हरिवंश. अ.** ૨૬માં આ કથા મોટે ભાગે વાયુના શબ્દોમાં જ છે અને ત્યાં સ્પષ્ટ **सूक्तानि** શબ્દ છેઃ—

एवमादीनि सूक्तानि परस्परमभाषत ।

**हरि. अ-२६ श्लो-३६**

ઉપર કરેલી સરખામણીથી અને પુરૂરવા અને ઉર્વશી આ રીતે "પરસ્પર સૂક્તો બોલ્યાં" એ જાતના વાયુ પુ.ના તથા હરિવંશના સ્પષ્ટ શબ્દોથી આ પુરૂરવા અને ઉર્વશીની કથા વેદમાંથી પુરાણોએ લીધી છે એ ચોખ્ખું દેખાય છે. શતપથની કથામા ચિત્ર ચોખ્ખું ઉઠતું નથી. જ્યારે પુરાણમાં વાર્તાનું ચિત્ર ચોખ્ખું ઉઠે છે. પણ કથાની મુખ્ય વિગતો વેદમાં છે તે જ વાયુપુરાણમાં છે. ( જુઓ **वायु अ. ९१ श्लो. ९** થી ૬૦ ) વાયુ પુરાણના પાઠને હરિવંશ અનુસરે છે. આ પ્રસંગના એટલે કે વાયુ **अ.** ૯૧ ના **श्लो.** ૪ થી ૫૦ અને હરિવંશ અ. ૨૬ ના શ્લો. ૪ થી ૪૯ ત્રણ ચાર શ્લોકોને બાદ કરતાં શબ્દશઃ એના એ જ છે. એક જ ગ્રંથની હસ્તપ્રતોમાં હોય તેવું પાઠાંતર આ બે ગ્રંથો વચ્ચે પણ હોય છે ખરૂં.

સાધારણ રીતે વિષ્ણુપુરાણ હરિવંશને અને વાયુને અનુસરે છે એટલે આ પ્રસંગે પણ એમ જ છે. છતાં વિષ્ણુપુરાણના ગદ્યમાં એક બે નવી વાત છે. વિષ્ણુપુરાણ મિત્ર વરૂણના શાપનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે. બીજું પોતાની શરતોમાં બે મેષને પથારી પાસે રહેવા દેવા એ એક શરત કહી છે. અને હું અકામા હોઉં ત્યારે મારી પાસે ન આવવું એ શરત છોડી દીધી છે. બીજું, બીજું ઘેટું ગન્ધર્વો ઉપાડી ગયા પછી ઉર્વશી આક્રોશ કરતાં જે શબ્દો બોલે છે તેમાં વાયુ પેઠે માત્ર "હું અનાથા હોઉં તેમ મારા પુત્રને કોણ ઉપાડી જાય છે" એટલું જ નથી કહ્યું પણ **अहं अभर्तृका कुपु-**

**रुषाश्रया** એમ હલકા શબ્દો વાપર્યા છે. અને ઉર્વશી ન દેખાતાં "રાજા એમને એમ નાગોજ ગાંડો થઈને ભમવા લાગ્યો" **तां चापश्यन्नपगताम्बर एवोन्मत्तरूपो बभ्राम।** અને ઉર્વશીને જોયા પછી **ततश्चोन्मत्तरूपो "जाये ह तिष्ट मनसि घोरे तिष्ट वचसि" इत्यनेकप्रकारं सूक्तमवोचत्॥** પછીની કથા વાયુને અનુસરતી જ છે. શ્રીમદ્ ભાગવત હમેશાં વિષ્ણુપુરાણના ગદ્યનું પદ્યમય રૂપાંતર કરે છે. ભાગવતકારની કલ્પના પણ કથાના ચિત્રમાં નાટકી રંગ પૂરે છે અને કવચિત્ ચિત્રને વધારે પડતું જાડું કરી નાખે છે. દા–ત. બીજા મેષની ચોરી થતાં ઉર્વશી પૂકાર કરે છે એના શબ્દો જુઓ:—

हतास्म्यहं कुनाथेन नपुंसा वीरमानिना ।

यद्विश्रम्भादहं नष्टा हृतापत्या च दस्युभिः ॥

यः शेते निशि संत्रस्तो यथा नारी दिवापुमान् ।

**भा-९. अ-१४**

મહાભારતમાં પુરૂરવાની જુદી કથા છે. એમાં ઉર્વશી ગંધર્વ લોકમાં રહ્યાની તથા ગંધર્વલોકમાં ત્રણ અગ્નિ આણ્યાની વાત છે પણ ઉર્વશી સાથે એકવાર સમાગમ થયા પછી વિયોગ થયાની કે મેષ હરણની વાત નથી અને બ્રાહ્મણોનાં રત્નો પુરૂરવાએ હરી લીધાની નવી વાત છે. પણ મહાકવિ કાલિદાસના વિક્રમોર્વશીય નાટકની કથાને મહાભારત સાથે તો લેવા દેવા જ નથી. વાયુ, હરિવંશ, વિષ્ણુપુરાણ, ભાગવત એ પરંપરાની કથા વિક્રમોર્વશીય નાટકનું મૂળ હોઇ શકે; પણ એમ જ હોય તો કાલિદાસે નાટકમાં ઘણો ફેરફાર કર્યો છે એમ માનવું પડે. પણ મત્સ્યપુરાણમાં કવિ કાલિદાસના નાટકને ઘણી વધારે મળતી કથા છે.

મત્સ્યપુરાણમાં અને વાયુ વગેરે પરંપરાની કથામાં મોટો ફેરફાર છે. મત્સ્ય પુ. ની કથાનો સાર નીચે પ્રમાણે છે:—' એક વખત

પુરૂરવાનું ચરિત્ર જોવા ધર્મ, અર્થ અને કામ આવ્યા; રાજાએ ત્રણેનો યોગ્ય સત્કાર કર્યો પણ ધર્મનો જરા વધારે સત્કાર કર્યો. આથી અર્થ અને કામ કુપિત થયા અને અર્થે શાપ આપ્યો કે તું લોભથી નાશ પામીશ અને કામે શાપ આપ્યો કે ઉર્વશીના વિયોગથી તને ગંધમાદનમાં ઉન્માદ થશે અને ધર્મે આશીર્વાદ આપ્યો કે તું ધાર્મિક અને દીર્ઘાયુષી થઇશ! આમ કહીને ત્રણે અંતર્ધ્યાન થયા " (**मत्स्य अ. २४ श्लो.** ૧૫ થી ૨૦ ) આ રીતે મત્સ્યમાં મહાભારતની અને વાયુ વગેરેની પરંપરાનો સરવાળો કરવાનો પ્રયત્ન કર્યો હોય એમ દેખાય છે.

પણ મત્સ્યપુરાણની આથી આગળની કથા વિક્રમોર્વશીય નાટકને ઘણી મળતી આવે છે. કહે છે:—" પુરૂરવા રાજા હંમેશાં આકાશચારી રથમાં બેસીને ઇંદ્રના દર્શને જતો હતો તેવામાં એક દિવસ રાજાએ ઉર્વશીને અને ચિત્રલેખાને હરી જતા કેશી દાનવને જોયો એટલે એ દાનવને યુદ્ધમાં હરાવીને ઉર્વશી ઇંદ્રને સોંપી. જે દાનવથી ઇંદ્ર પણ હારી જતો હતો તે દાનવને પુરૂરવાએ હરાવ્યો માટે એને દેવો સાથે મૈત્રી થઈ. અને ઇંદ્રે પુરૂરવા ઉપર ખુશી થઇને પોતાની સભામાં માજલસ કરી. તેમાં ભરતે રચેલા લક્ષ્મી સ્વયંવર નામના ચરિતમાં લક્ષ્મીનો પાઠ ભજવતાં. ઉર્વશી. પુરૂરવામાં મન જવાથી ભરતે કહેલો અભિનય ભૂલી ગઈ. એટલે ભરતે શાપ આપ્યો કે. ' તું આના જ વિયોગથી ભૂતલ ઉપર ૫૫ વર્ષ સુધી લતા થઈને રહીશ અને પુરૂરવા પિશાચ થશે. ' આથી ઉર્વશી પુરૂરવા પાસે જઈને એને પતિ કરીને રહી. શાપને અન્તે ઉર્વશીને બુધના પુત્રથી આઠ પુત્રો થયા " (**मत्स्य अ. २४ श्लो.** ૧૫ થી ૩૩ ).

મત્સ્યપુરાણમાં ગડબડ થઈ ગઇ હોય એમ લાગે છે. ૩૨ મા અને ૩૩ મા શ્લોકો વચ્ચે કાંઈક શ્લોકો પડી ગયા હોય એમ કથા તુટે છે. વચ્ચે પણ શ્લોકોનો પાઠ બરાબર શુદ્ધ નથી. પણ કેશિ દાનવે કરેલું હરણ, સ્વર્ગમાં લક્ષ્મી સ્વયંવરનો અભિનય. ઉર્વશીની ભૂલ

અને ભરતનો શાપ એ વાતો બરાબર વિક્રમોર્વશીય નાટકને મળતી છે. માત્ર પુરૂરવાને પિશાચ થવાનો શાપ આપ્યો એ વાત કાલિદાસમાં નથી. આ ત્રણ પરંપરા ઉપરાંત કથા સરિત્સાગરમાં એક ચોથી પરંપરા મળે છે. એમાં આ પુરાણો અને કાલિદાસના નાટકથી જુદી જ પુરૂરવાની કથા આપી છે. એટલે એ નિરૂપયોગી છે. ટુંકામાં વાયુ પુરાણવાળી પરંપરામાંથી કાલિદાસે કથા લીધી હોય તો કવિએ ઘણો ફેરફાર કર્યો છે એમ માનવું પડે. પણ મત્સ્યે કાલિદાસમાંથી ઉપલી હકીકતો લીધી છે એમ ન માનીએ તો મત્સ્યની જુદી પરંપરાનો ઉપયોગ કાલિદાસે કર્યો છે એમ જ કહેવું પડે. કુમાર સંભવ અને વિક્રમોર્વશીય બેયનું મૂળ મત્સ્ય પુરાણમાં જ મળે છે એ ઉપરથી વાયુવાળી પૌરાણિક પરંપરાથી જુદી પરંપરાના કોઇ પુરાણનો કાલિદાસે ઉપયોગ કર્યો છે અને એ જુદી પરંપરાના પરાણમાંથી મત્સ્યે કેટલીક કથાઓનો સંગ્રહ કર્યો છે, એ સૌથી સારો ખુલાસો લાગે છે. મત્સ્ય પુરાણ વાયુવાળી પરંપરાના પુરાણમાંથી, મહાભારતમાંથી અને બીજેથી પણ સંગ્રહ કરે છે, એ વાત મત્સ્યના અવલોકન વખતે જોઇશું.

મહાકવિ કાલિદાસના ગ્રન્થોનાં મૂળ બાબત ઉપર જે વિવરણ કર્યું છે એ ઉપરથી એટલો નિશ્ચય થાય છે કે એ મહાકવિએ વૈદિક સાહિત્ય ઉપરાંત મહાભારત, રામાયણ, હરિવંશ અને પુરાણોનો ઉપયોગ કર્યો છે. પુરાણોમાં વાયુવાળી પરંપરાના કોઇ પુરાણનો અને મત્સ્યવાળી પરંપરાના પુરાણનો એમ ઓછામાં ઓછાં બે પુરાણોનો ઉપયોગ કર્યો છે. મહાકવિ કાલિદાસના ગ્રંથોમાંથી પુરાણો વિશે આથી વધારે પ્રકાશ મળે એમ નથી.

## અશ્વઘોષ અને પુરાણો

મહાકવિ કાલિદાસ સાથે જ, સંસ્કૃત સાહિત્યની ચર્ચામાં, અશ્વઘોષનું સ્મરણ થાય છે, આ અશ્વઘોષ પહેલાં કે કાલિદાસ પહેલાં

એ બાબત પંડિતોમાં મતભેદ છે. મોટે ભાગે પાશ્ચાત્ય, પ્રાચ્યવિદ્યાભિજ્ઞો અશ્વઘોષને પ્હેલાં અને કાલિદાસને પછી માને છે, જ્યારે અત્રત્ય પુરાતત્ત્વવિચારકો એથી ઉલટું માને છે. ( જુઓ Allhabad University studies Vol. 11- 1926 ) માં ક્ષેત્રેશચંદ્ર ચટ્ટોપાધ્યાયનો કાલિદાસના સમય ઉપર લેખ. આપણા પ્રસિદ્ધ વૃદ્ધ સાક્ષર શ્રી કેશવ હર્ષદ ધ્રુવ અશ્વઘોષ પ્હેલાં કાલિદાસને મુકે છે અને પરાક્રમની પ્રસાદી ( વિક્રમોર્વશીયના ભાષાન્તર )ના આરંભમાં પોતાના મતના સમર્થનમાં કેટલીક નવી અને સરસ દલીલો આપે છે. સંસ્કૃત કવિઓએ વાપરેલાં વ્યાપક અને એક દેશી વૃત્તોની સરખામણી કરીને સાક્ષર શ્રી કેશવ હર્ષદ ધ્રુવ અશ્વઘોષ પ્હેલાં કાલિદાસને મુકે છે, તે ગમે તેમ હો પણ અશ્વઘોષે કોઇક પુરાણો જોયાં છે એટલું તો એણે કરેલા અનેક ઉલ્લેખો જોતાં લાગે છે. અને અશ્વઘોષ ઇ. સ. પ્હેલા શતકમાં થઇ ગયા છે એમ તજજ્ઞોને અનુમતે મનાય છે.

અશ્વઘોષના સૌન્દરાનન્દ કાવ્યમાં નીચેનો શ્લોક છેઃ—

जिज्ञासमाना नागेषु कौशलं श्वापदेषु च ।
अनुचक्रुर्वनस्थस्य दौष्मन्तेर्देवकर्मण : ॥

सौ. सर्ग १ श्लो. ३५

આ શ્લોકમાં દુષ્યન્તના પુત્ર સર્વદમનની સિંહ વગેરે પશુઓ સાથેની બાલક્રીડાનું સૂચન છે. શાકુંતલ નાટકમાં પણ આ સૂચન છે. ( અં. ૭ ) હવે કાલિદાસે શકુંતલાની કથા મહાભારતમાંથી લીધી છે એ પ્રસિદ્ધ છે. આ કથાની અશ્વઘોષને પણ ખબર લાગે છે. મહાભારતમાં સર્વદમનની આ પશુક્રીડા નીચેના શબ્દોમાં કહી છેઃ—

षड्वर्षेषु ततो बालः कण्वाश्रमपदं प्रति ॥
व्याघ्रान्सि[illegible]न्वराहांश्च वृकांश्चमहिषांस्तथा ।

बलाद्भुजाभ्यां संगृह्य बलवान्संनियम्य च
बद्ध्वा वृक्षेषु दौष्यन्ति राश्रमस्य समन्ततः ।
आरुरोह द्रुमांश्चैव क्रीडन्स्म परिधावति ।

( શ્લો. ૩૦ સુધી જુઓ ) म. आ. अ. ९८ श्लो. २१ थी २४

મહાભારતનાં આ વચનોનો અનુવાદ કરીને ભાગવતકાર કહે છે કે:—

मृगेन्द्रान्तरसा बद्ध्वा क्रीडतिस्म स बालकः ।

भा. ९-२०-१८

અને અશ્વઘોષે મહાભારતે વર્ણવેલી વાઘ, સિંહ, વરાહ વગેરે હિંસક પશુઓને હાથથી પકડીને ઝાડ સાથે બાંધવાની સર્વદમનની અતિમાનુષી ક્રીડાનું સૂચન કર્યું છે, એમ દેખાય છે.

બીજું સૌન્દરાનન્દમાં જ અન્યત્ર અશ્વઘોષે લખ્યું છે કે:—

नप्ता शशाङ्कस्य यशोगुणांको
बुधस्य सूनुर्विबुधप्रभावः ।
तथोर्वशीमप्सरसं विचिन्त्य
राजर्षिरुन्मादमगच्छदैडः ॥

सौ. सर्ग. ७ श्लो. ३८

આ શ્લોકનું મૂળ પુરાણો જ સંભવે છે. અશ્વઘોષે બીજા પણ પૌરાણિક કથાઓના ઉલ્લેખો કર્યા છે. એટલે આને પણ પૌરાણિક માનવો એ જ યોગ્ય છે. વજ્રસૂચી અશ્વઘોષનો રચેલો ગ્રન્થ હો કે ન હો પણ એમાં હરિવંશમાંથી બે શ્લોકો ઉતાર્યા છે. ( જુઓ કીથ H. S. L. P. 56 )

અશ્વઘોષને બ્રાહ્મણ સંસ્કૃત સાહિત્યનું ઉંડું જ્ઞાન હતું એમ સૌન્દરાનન્દ કાવ્યના ઉપોદ્‌ઘાતમાં મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી કહે છે; અને બેય કાવ્યો વાંચતાં એ સાચું લાગે છે. અશ્વઘોષે બુદ્ધ-

ચરિતમાં અને સૌન્દરાનન્દમાં લગભગ એના એજ વૈદિક અને પૌરાણિક ઉલ્લેખો કર્યા છે. ( જુઓ बु. च. सर्ग ४ અને सौ. सर्ग ७ માં આવેલા પરાશર, વશિષ્ઠ, પાંડુ, વ્યાસ વગેરે વિષે ઉલ્લેખો )

અશ્વઘોષે મહાભારતમાંથી કેટલાક ઉલ્લેખો કર્યાં છે. પરાશરનો કાલી ( મત્સ્યગન્ધા ) સાથે સમાગમ અને વ્યાસનો જન્મ ( **बुद्ध चरित** ૪-૭૬ અને સૌ ૭-૨૯ ) પાંડુને શાપ હોવા છતાં તેણે કામવશ થઇને કરેલા માદ્રીના સંગથી થયેલું પાંડુનું મરણ ( **बुद्ध. च.** ૪-૭૯ અને **सौ.** ૭-૪૫ ) વગેરે ઉલ્લેખો મહાભારતમાંથી છે. રામાયણ પણ અશ્વઘોષથી અજાણ્યું નથી. બુદ્ધચરિત ( ૪-૩૬ )માં છંદક બુદ્ધને કહે છે કેઃ—

**नास्मि यातुं पुरं शक्तो दह्यमानेन चेतसा ।**
**त्वामरण्ये परित्यज्य सुमित्र इव राघवम् ॥**

( આ શ્લોકમાં સુમિત્ર છે ત્યાં સુમન્ત જોઇએ. એ તો પાઠની અશુદ્ધિ છે. ) વળી बु. ૮-૮ માં રામાયણના આજ પ્રસંગનો ઉલ્લેખ છે ત્યાં “ દાશરથિ (રામ)નો રથ અયોધ્યામાં આવતાં જે રીતે નગરજનો રસ્તામાં રોયાં હતાં તે રીતે બુદ્ધ વગર ઘોડાને અને છંદકને જોઇને કપિલવસ્તુનાં નગરજનો રોતાં હતાં ” એવું વર્ણન અશ્વઘોષે કર્યું છે. વળી बु. च. ૯-૯ અને ૯-૫૯ માં રામચરિતને લગતા ઉલ્લેખો હોવાનું કબુલ કર્યાં છતાં બુદ્ધચરિતના સંપાદક કોવેલ સાહેબ ( E. B. Cowell. M. A. ) આ ઉલ્લેખોને અસ્પષ્ટ માનીને અશ્વઘોષ પ્હેલાં રામાયણનું અસ્તિત્વ સ્વીકારતા નથી.

But these references are vague and do not necessarily imply the previous existence of our present Ramayana.

( જુઓ Prefece p. xii )

કોવેલ સાહેબનું આ વચન બ્રાહ્મણ સાહિત્યને અર્વાચીન ઠરા-

વવાના પૂર્વગ્રહના દાખલારૂપ છે. બાકી તટસ્થ વિચારકને અશ્વઘોષ પ્હેલાં રામાયણના અસ્તિત્વ બાબત શંકા રહેવાનું કારણ નથી ( જુઓ Keith, A History of Sanskrit Literature 1928, p. 59 )

અશ્વઘોષે આ ઉપરાંત ઘણા ઉલ્લેખો કર્યા છે અને મહાભારત રામાયણ કરતાં જેમાં પૌરાણિક કથા નિર્દેશ હોય એવા ઉલ્લેખો આપણે ખાસ જોવાની જરૂર છે.

બુદ્ધચરિતના પ્હેલાજ સર્ગમાં ભગવાન બુદ્ધનો એની માતાના પડખામાંથી જન્મ થએલો એ વિચિત્રતાનો બચાવ કરતાં અશ્વઘોષ ઔર્વનો સાથળમાંથી, પૃથુનો હાથમાંથી, માંધાતાનો માથામાંથી અને કક્ષીવતનો ખભામાંથી જન્મ થયાના પૌરાણિક દાખલા આપે છે. ( સર્ગ ૧ શ્લો. ૨૯ )

હવે ઔર્વનો ઉરૂને ભેદીને જન્મ થયાનું મહાભારત જ કહે છે. ( જુઓ. **आ. अ. ६७ श्लो. ४६** ) પૃથુનો હાથમાંથી જન્મ થયાની કથા મ. શાંતિપર્વમાં છે. પણ ત્યાં એ પુરાણોમાંથી આવ્યાનો સંભવ છે, પુરાણોની એ સામાન્ય [illegible] ( જુઓ **वायु. पु. अ. ६२ श्लो. १२१, १२२** ) પછી [illegible]ના રાજાની કથા મહાભારત વન પર્વ ( **अ.** ૧૨૭. ૧૨૮ )માં તથા વિષ્ણુપુરાણ વગેરે પુરાણોમાં છે પણ ત્યાં માંધાતા પોતાના પિતા યુવનાશ્વના પડખામાંથી જન્મે છે એમ છે. અશ્વઘોષે **मूर्ध्नः** 'માથામાંથી' કેમ લખ્યું હશે ?

બુદ્ધચરિત સર્ગ ચોથામાં ઇન્દ્રે ગૌતમપત્ની અહલ્યા સાથે સંગ કર્યાની કથાનો ઉલ્લેખ છે ( **श्लो. ७२** ) આ કથા રામાયણમાં પ્રસિદ્ધ છે ( જુઓ બાલકાંડ સર્ગ–૪૮ ) મહાભારતમાં પણ એનું સૂચન છે. ( **म. उ.** ૧૨–૬ ) " અગસ્ત્યે સોમભાર્યા રોહિણીની પ્રાર્થના કરી અને તેથી તેના જેવી લોપામુદ્રા પત્ની તરીકે મળી " એમ શ્રુતિ ( **इतिश्रुतिः** ) હોવાનું અશ્વઘોષ કહે છે. ( **श्लो. ७३** ) મહાભારતમાં તો આ વાત નથી.

ઔતથ્યની ભાર્યા મમતામાં બૃહસ્પતિએ ભરદ્વાજને ઉત્પન્ન કર્યા એમ અશ્વઘોષ કહે છે ( **श्लो॰ ७४** ) આ કથા મહાભારત આદિ પર્વ ( **अ. ११३** )માં છે. પણ ત્યાં આખી કથા નથી. વધારે વિસ્તારથી આખી કથા પુરાણોમાં છે. ( જુઓ, મત્સ્ય પુ. **अ. ४९**, વિષ્ણુ પુ. **अं॰ ४ अ. १९ भा. ९–२०** ) પછી બૃહસ્પતિની ભાર્યા તારામાં ચંદ્રમાએ બુધને ઉત્પન્ન કર્યો ( **श्लो. ७५**) એ કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે (જુઓ **वायु. पु. अ. ९०, ब्रह्म पु. अ. ९, हरिवंश॰ १–२५, भा. ९, १४, पद्म. पु. ५–२२.** )

પરાશરે યમુનાતીરે કામવશ થઇને કાલીનો સમાગમ કર્યાનો (**श्लो. ७६**) ઉલ્લેખ છે. આ વાત મહાભારતમાં પ્રસિદ્ધ છે પણ ત્યાં એનું નામ સાધારણ રીતે સત્યવતી કે મત્સ્યગંધા આપે છે છતાં કાલી નામ બરાબર છે જુઓઃ—

**जनयामास यं काली शक्तेः पुत्रात्पराशरात् ।**

**म. आ॰ अ॰ ६० श्लो॰ २**

વશિષ્ઠે માતંગી અક્ષમાલામાં કપિંજલાદ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો (**श्लो॰ ७७**). આ કથા મહાભારત અનુશાસન પર્વમાં બુદ્ધચરિત પેઠે એક શ્લોકમાં ઉલ્લિખિત છે. ( જુઓ **म. अनु. अ. ५३ श्लो. १६** ) યયાતિ રાજા વૃદ્ધ થયા છતાં ચૈત્રરથ વનમાં વિશ્વાચી અપ્સરા સાથે ક્રીડા કરતા રહ્યા (**श्लो॰ ७८**). આ વાત મહાભારત આદિપર્વ ( **अ॰ ६९ श्लो. ५१** ) માં છે. પાંડુએ સ્ત્રી સંસર્ગથી પોતાનો નાશ થશે એમ જાણ્યા છતાં માદ્રીના રૂપ અને ગુણથી આકર્ષાઇને કામસુખ લીધું ( **श्लो. ७९** ). આ મહાભારતની કથા પ્રસિદ્ધ છે ( **आदिपर्व** ).

સૌન્દરાનન્દ સર્ગ સાતમાં આમાંના ઘણા ઉલ્લેખો અશ્વઘોષે કર્યા છે પણ તે ઉપરાંત કોઇક નવા પણ છે. દા. ત. સૂર્યે રમ્ભા ઉપર મોહિત થઇને જાતે ઘોડારૂપ બનીને ઘોડીમાં અશ્વિદેવોને

ઉત્પન્ન કર્યાં એમ અશ્વઘોષ કહે છે. ( **सौ. स. ७ श्लो. २६** ). મહાભારત આદિપર્વ (**अ. ६७ श्लो. ३५**) માં એટલી જ વાત છે કે સૂર્યની ઘોડી રૂપ ધારણ કરનાર પત્ની ત્વાષ્ટ્રીમાં સૂર્યે અશ્વિદેવોને ઉત્પન્ન કર્યાં. પણ આ કથા વાયુ, હરિવંશ, વરાહપુરાણ, બ્રહ્મપુરાણ, વગેરેમાં છે. વિષ્ણુમાં કથા વિસ્તારથી છે પણ રમ્ભાનું નામ નથી. કદાચ સૌન્દરાનન્દનો પાઠ ભ્રષ્ટ હશે. વ્યાસજીએ કાશીમાં વેશ્યા સાથે રમણ કર્યાનું અશ્વઘોષ કહે છે ( એજન **श्लो. ३०** ) પણ એનું મૂળ મને મહાભારતમાં મળ્યું નથી. ઋષ્યશૃંગનું શાન્તવનમાં રહ્યા છતાં રાજકન્યા શાન્તા માટે મન ચળી ગયું ( **३४** ) એ કથા રામાયણ બાલકાંડ ( સર્ગ ૯ ) માં છે. વિશ્વામિત્રે બ્રહ્મર્ષિ ભાવ માટે રાજ્ય છોડીને વનમાં વાસ કર્યો પણ ઘૃતાચી અપ્સરાથી મન હરાઈ જતાં તેને દશ વર્ષ એક દિવસ જેવા લાગ્યા ( **श्लो. ३५** ). આ કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે. ( જુઓ **आ. अ. ९३** ) અશ્વઘોષે દશ વર્ષ લખ્યાં છે, જ્યારે મહાભારતમાં હજાર વર્ષ ( **वर्ष सहस्त्र श्लो. ९** ) શબ્દ છે. પાઠમાં આ ફેરફાર પાછળથી થયો લાગે છે. એમજ રીતે રુરુ નો પ્રમદ્વરા ઉપરનો સ્નેહ (**श्लो. ३८**) મહાભારત આદિપર્વ ( **अ. ८** ) માં છે આ કથાનો બાણે પણ કાદંબરીમાં ઉલ્લેખ કર્યો છે.

સૌન્દરાનન્દના નવમા સર્ગમાં પરશુરામે સહસ્રાર્જુનના હાથ કાપ્યાનો ઉલ્લેખ છે (**श्लो. १७**). આ કથા રામાયણ (**कां. ७**) માં છે અને મહાભારત સભાપર્વ ( **अ. ४९** ) માં પણ છે. પછી કંસને મારનાર હરિને જરાએ એક બાણથી હણ્યા ત્યારે એનું બલ ક્યાં ગયું હતું ? (**श्लो. १८**).

આ ઉલ્લેખ અશ્વઘોષને કૃષ્ણચરિત્રની ખબર છે એમ દર્શાવે છે. આ કથા મહાભારત ( **मौ. पर्व अ. ५** ) માં છે. આ સાથે જ નમુચિને ઇંદ્રે ફીણથી માર્યાની કથાનો ઉલ્લેખ છે (**श्लो. १९**) એ કથા પણ મહાભારત (**स. ४४**) માં છે.

સૌન્દરાનન્દના અગીઆરમા સર્ગમાં વળી જુદા ઉલ્લેખો છે. માંધાતા ઈંદ્રના અર્ધા આસનને મેળવીને દેવપણું પ્રાપ્ત કર્યા છતાં પાછા નીચે પડયા ( **श्लो. ४३** ) બાણે પણ આ કથાનો ઉલ્લેખ કર્યો છે. દેવો ઉપર રાજ્ય કર્યા છતાં નહુષ રાજા સર્પ થયા ( **श्लो. ४४** ). આ કથા મહાભારત ( **वन अ. १८१** તથા **उ. अ. ११** ) માં પ્રસિદ્ધ છે. બાણે પણ આનો ઉલ્લેખ કર્યો છે. શિબિ રાજાએ શ્યેન પક્ષીને પોતાનું માંસ કાપીને આપ્યું એવું દુષ્કરકર્મ કર્યું છતાં સ્વર્ગથી ભ્રષ્ટ થયો ( **श्लो. ४२** ). આ કથા મહાભારત ( **व. अ. २०१** ) માં છે. માંધાતા અને નહુષ સંબંધી ઉપર કહેલા ઉલ્લેખો બુદ્ધચરિત ( **सर्ग ११ श्लो. १३** અને **श्लो. १४** ) માં પણ છે.

આ જ સર્ગમાં સુંદ અને ઉપસુંદ નામના બે અસુરોએ પરસ્પર વૈર કર્યાનું કહ્યું છે ( **श्लो. ३२** ) આ કથા મહાભારત ( **आ. अ. २२९** )માં છે અને એક બીજો ઉલ્લેખ ઐડ (પુરૂરવા) વિષે છે કે "ઐડે સ્વર્ગમાં પણ રહીને, દેવી ઉર્વશીને પણ વશ કરીને લોભથી ઋષિઓ પાસેથી સોનું લેવાની ઇચ્છા કરી અને તે રાજા નાશ પામ્યો" ( **श्लो. १८** ) બાણ કવિએ પણ આ ઉલ્લેખ કર્યો છે. આનું મૂળ મહાભારત ( **आ. अ. ६९** )માં અને વાયુ ( **अ. २** ) માં છે. આ ઉપરાંત બીજા કેટલાક ઉલ્લેખો છે કે જેનું મૂળ વૈદિક સાહિત્યમાં જણાય છે. વળી કેટલાક ઉલ્લેખો કુરૂ, વૃષ્ણિ, દંડક વગેરે પ્રજાઓના છે.

ટુંકામાં બાણ પેઠે અશ્વઘોષે પણ સૌથી વધારે ઉલ્લેખો મહાભારતમાંથી—અને તે પણ એનાં જુદાં જુદાં પર્વોમાંથી—કર્યા છે. એ ઉપરથી પ્રક્ષિપ્તો બાદ કરતાં બાકીનો મહાભારતનો મોટો ભાગ અશ્વઘોષના વખતમાં પ્રસિદ્ધ હોવો જોઇએ. રામાયણ પણ અશ્વઘોષે જોયું જ હોવું જોઇએ. મહાકાવ્યનો આદર્શ જ રામાયણ ઉપરથી લીધો છે. વૈદિક સાહિત્ય, મહાભારત અને રામાયણ ઉપરાંત

અશ્વઘોષે કોઇક પુરાણો જોયાં છે. મહાભારતમાં ઘણી પૌરાણિક કથાઓ મૂળ પાંડવકૌરવની કથા તૈયાર થયા પછી ઉમેરાઈ છે એમ સ્પષ્ટ દેખાય છે. એટલે અશ્વઘોષના વખતમાં આ કથાઓ મહાભારતમાં જ હતી કે કોઇ પુરાણોમાં ? અને અશ્વઘોષે પુરાણોમાંથી લીધી છે કે મહાભારતમાંથી એ કહેવું કઠણ છે. પણ કોઇ કોઇ ઉલ્લેખોનું મૂળ તો મહાભારતમાં નથી મળતું પણ પુરાણોમાં જ મળે છે, દા. ત પુરૂરવા વિષે જ અશ્વઘોષે બે જુદા જુદા ઉલ્લેખો કર્યાં છે. બ્રાહ્મણના સુવર્ણના લોભથી પુરૂરવાની અધોગતિ થઈ એ વાત મહાભારતમાં જ છે, વાયુ વગેરેમાં નથી; અને ઉર્વશીના વિચારમાં પુરૂરવા ગાંડો થઈ ગયો એ વાત પુરાણોમાં જ છે, મહાભારતમાં નથી. વળી તુષિત અને યામ દેવોનો અશ્વઘોષ ઉલ્લેખ **કરે** છે ( **बुद्ध च. सर्ग १४ श्लो. ८९.** ) આ મહાભારતમાં નથી પણ પુરાણોમાં છે.

त्रेतायुगमुखे पूर्वमासन्स्वायंभुवेऽन्तरे
देवायामा इति ख्याताः पूर्वं ये यज्ञसूनवः ॥

**वायु अ. ३१ श्लो. ३**

आसन्वै तुषिता देवा मनोः स्वारोचिषेन्तरे ।

**वायु अ. ६२ श्लो. ७**

આ રીતે ઈ. સ. ૮૦૦ થી ઈ. સ ના આરંભ સુધીમાં થએલા શંકરાચાર્ય, કુમારિલ, બાણ, કાલિદાસ અને અશ્વઘોષના ગ્રન્થોમાં આવેલા પૌરાણિક ઉલ્લેખો જોતાં એમ લાગે છે કે આ પ્રાચીન સંસ્કૃત ગ્રન્થકારો મોટે ભાગે મહાભારતનો આધાર લે છે, પણ તેઓને પુરાણોની ખબર છે અને પુરાણોમાંથી ઉલ્લેખો કરે છે.

## મનુસ્મૃતિ અને પુરાણો

મનુસ્મૃતિમાં ઉપર શંકરાચાર્યે ઉદાહરેલા **हिरण्यगर्भ** તથા **यद्यदृतुष्वृतुलिङ्गानि** એ બે શ્લોકો મળે છે. ( **अ. १**

શ્લો. ૨૯, ૩૦ ) પ્હેલા અધ્યાયમાં જ મન્વન્તરોનો નિર્દેશ મનુએ કર્યો છે. મન્વન્તરો પુરાણોનો એક વિષય છે અને મનુએ કોઇ પુરાણમાંથી એ વર્ણન લીધું હોવું જોઇએ. મનુ અ. ૭ માં અવિનયથી નષ્ટ થયેલા અને વિનયથી રાજ્ય મેળવેલા રાજાઓના દાખલાઓ આપ્યા છે તે કોઈ પુરાણમાંથી જ લીધા હોવા જોઇએ. અવિનયનો વેનનો અને વિનયનો પૃથુનો દાખલો આપ્યો છે તે પુરાણોમાં પ્રસિદ્ધ છે. વળી મનુએ એક સ્થળે વાયુનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે.

अत्र गाथा वायुगीता कीर्तयन्ति पुराविदः
यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥

**मनु अ. ९ श्लो. ४२**

આ શ્લોકમાં વાયુગીત ગાથા કહી છે તેનો અર્થ વાયુ પુરાણોક્ત એમ કરીએ તો મનુને વાયુની ખબર હતી એમ અર્થ થાય. જો કે મનુએ ઉદાહરેલા શ્લોકો મને વાયુ પુરાણમાં મળ્યા નથી. મનુસ્મૃતિનો સમય તદ્દન ચોક્કસ તો નથી: પણ ઈ. સ. બીજા શતકથી અર્વાચીન એ ગ્રન્થ નથી મનાતો. હોપકીન્સ ઇ. સ. ના આરંભની કે તે પ્હેલાંની મનુસ્મૃતિને ગણે છે. ( Cambridge History of India Vol. I. p. 279 )

ઉપર નોંધેલા પૌરાણિક ઉલ્લેખોનું પૃથક્કરણ કરતાં એમ લાગે છે કે આ સંસ્કૃત ગ્રન્થકારો પાસે બેચાર પુરાણો હોવા જોઈએ. અત્યારના વાયુપુરાણના મૂળરૂપ, મત્સ્ય પુરાણના મૂળરૂપ, અને આ બેયમાં નથી મળતી છતાં બાણ અને અશ્વઘોષ કવિઓ ઉલ્લેખ કરે છે એવી કથાઓવાળું એકાદ ત્રીજું પુરાણ આ રીતે ત્રણ પુરાણો અશ્વઘોષ પ્હેલાં હોવાં જોઇએ. અને તે ઉપરાંત હરિવંશના મૂળરૂપ કૃષ્ણચરિત્રનું એક અને વિષ્ણુની મત્સ્ય, વામનાદિ અવતારની કથાઓવાળું બીજું એમ બે વૈષ્ણવ પુરાણો અને એકાદ શૈવ પુરાણ

ઈ. સ. પૂર્વે બીજા શતકમાં હોવાં જોઈએ, કારણ કે ઈ. સ. પૂર્વે બીજા શતકના મહાભાષ્યકાર પતંજલિને કૃષ્ણચરિત્રની, વામનાવતારની અને શિવભક્તિના કોઈક જાતના પ્રચારની ખબર છે.

## રામાયણ અને પુરાણો

બાણ, કાલિદાસ અને અશ્વઘોષ રામાયણનો અને સૌથી વધારે મહાભારતનો આધાર લે છે એ ઉપર જોયું; પણ રામાયણ મહાભારતમાં પોતામાં જે પૌરાણિક કથાઓ મળે છે તે એ ગ્રંથોનું મુખ્ય અંગ નથી અને એ મહાગ્રંથોમાં પાછળથી દાખલ થયેલ છે, કેટલીક પૌરાણિક કથાઓનું અત્યારે મળતાં જૂનાં પુરાણોમાં સચવાઈ રહેલું રૂપ અને રામાયણમાં કે મહાભારતમાં સચવાઇ રહેલું રૂપ સરખાવવાથી મહાભારત રામાયણાંતર્ગત પૌરાણિક કથાઓથી મૂળ પુરાણો જૂનાં છે એ સ્પષ્ટ સમજાશે.

**ગંગાવતરણ**-ગંગાવતરણની કથા જૂની છે. બાણે ગંગાવતરણનો ઉલ્લેખ ઉપર નોંધ્યો છે. ઈ. સ. ૩૫૦ની આસપાસના સમુદ્રગુપ્તના* લેખમાં શિવની જટામાં રોકાઇ રહેલ અને પછી છુટેલ ગંગાનો ઉલ્લેખ છે; જેનું મૂળ રામાયણ કે વાયુ જેવા પુરાણને જ માનવું પડશે. બાણના ઉલ્લેખોનું અવલોકન કરતાં બાણ અને કાલિદાસ ગંગાને વિષ્ણુના ચરણમાંથી નીકળેલી ગણે છે, અને તેનું મૂળ વિષ્ણુપુરાણમાં તથા મહાભારતના સભાપર્વ ( જે પાછળથી ઉમેરા-

---

* સમુદ્રગુપ્તના લેખના નીચેના શ્લોકમાં પુરાણોક્ત ગંગાના નિરોધનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

प्रदानभुजविक्रमप्रशमशास्त्रवाक्योदयै-
रुपर्युपरिसंचयोच्छ्रितमनेकमार्गं यशः ।
पुनाति भुवनत्रयं पशुपतेर्जटान्तर्गुहा-
निरोधपरिमोक्षशीघ्रमिव पाण्डु गांगं पयः ॥

Corpus Inscriptionum Indicarum Vol. III.

યલો ભાગ દેખાય છે તે )માં છે એ દર્શાવ્યું છે. હવે રામાયણોક્ત ગંગાવતરણની કથા જોઈએ.

રામાયણના બાલકાંડ ( अ. ૩૬ થી ૪૪ )માં ગંગાવતરણની કથા છે. રામચરિતના મુખ્ય પ્રસંગમાં વિશ્વામિત્ર રામ લક્ષ્મણને ગંગાવતરણનું આખ્યાન કહે છે. વિશ્વામિત્ર પોતે જ આને કથા અથવા આખ્યાન કહે છે.

રામાયણમાં સગરના યજ્ઞથી ગંગાવતરણની આખી કથા સળંગ કહી છે. વાયુપુરાણમાં આખી કથા આટલા વિસ્તારથી નથી. વંશના પ્રસંગમાં સગરની વાત ટુંકામાં કહી છે અને ભૂગોળનું વર્ણન કરતાં ગંગા નિમિત્ત ભગીરથે કૈલાસની ઉત્તરમાં બિન્દુસર આગળ તપ કર્યાની અને ગંગાને ઉતાર્યાની વાત કહી છે. ( જુઓ अ. ૪૭ ) હવે રામાયણમાં કહેલા શ્લોકો સરખાવવા જેવા છે. વાયુ પુ. अ. ૪૭ श्लो. ૩૨ થી ૩૬ અને રામાયણ બાલકાંડ સર્ગ ૪૩ श्लो. ૮ થી ૧૪ના શબ્દો લગભગ સરખા છે:—

भित्वा **विशामि पातालं स्रोतसा गृह्य शंकरम्** ॥

श्लो. ३२

**तिरोभावयितुं बुद्धि** रासीदंगेषु तां नदीम् ।

**तस्यावलेपं** तं बुद्धा नद्याः **क्रुद्धस्तु** शंकरः ॥

**श्लो. ३३**

**वायु पु. अ. ४७**

સરખાવો:—

विशाम्यहं हि पातालं स्रोतसा गृह्य शंकरम् ॥ ८ ॥

तस्यावलेपनं ज्ञात्वा क्रुद्धस्तु भगवान्हरः ।

**तिरोभावयितुं बुद्धि** चक्रे त्रिणयनस्तदा ॥

**रा. बा. अ. ४३**

આ બે પાઠ સરખાવતાં ચોખ્ખું દેખાય છે કે ગંગાવતરણની કથા જૂના વખતથી ચાલી આવતી હતી તે વાયુએ અને રામાયણે– બેય ગ્રંથોએ કોઈ ત્રીજા મૂળમાંથી ઉતારી છે. હરિવંશ વૈષ્ણવ ગ્રંથ હોવા છતાં પ્હેલાં કહ્યું તેમ વાયુને અનુસરી ગંગાને 'સોમપાદ પ્રસૂત' કહે છે એ જોતાં, વિષ્ણુના પદમાંથી નીકળી માટે પવિત્ર કરનાર છે એ ગંગાવતરણકથાનું રૂપ આ વાયુ અને રામાયણમાં કહેલા રૂપ કરતાં અર્વાચીન હોવું જોઈએ; અને તે ઇ. સ. ચોથા શતક કરતાં જૂનું હોવું જોઇએ; કારણ કે કવિ કાલિદાસે ઉદાહરેલ છે. સમુદ્રમંથનની કથા વિષે પ્હેલાં ચર્ચા કરી છે. હવે વિષ્ણુના અવતારોનો પ્રસંગ જોઇએ.

## વિષ્ણુના અવતારો વિષે પુરાણો

વિષ્ણુએ અવતારો શા માટે ગ્રહણ કર્યા એ આપણા ધાર્મિક સાહિત્યનો મોટો પ્રશ્ન છે. ભગવદ્‌ગીતામાં કૃષ્ણે "જયારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે હું જન્મું છું" એમ કહ્યું ત્યારથી અવતારનો ખુલાસો સરસ મળી ગયો. પાછળના સાહિત્યે આ ખુલાસો કબુલ રાખ્યો. વૈષ્ણવ પુરાણોએ આ માન્યતાને ખૂબ જોર આપ્યું અને અધર્મના તથા અસુરોના ભયથી પૃથ્વી ભગવાનને શરણે જઇને માગણી કરે એટલે પૃથ્વીનો ભાર ઉતારવા ઇશ્વર અવતાર ગ્રહણ કરે એ રીતે ગીતાના મૂળ વિચારને બૃંહિત કર્યો. જુઓ ભાગવતઃ–

भारावतारणायान्ये भुवो नाव इवोदधौ ।

सीदंत्या भूरिभारेण जातो ह्यात्मभुवार्थितः ॥

**भा. १. ८. ३४**

આજ વિષયના વિસ્તાર માટે જુઓ ભાગવત દશમ સ્કંધનો અધ્યાય પ્હેલો.

વિષ્ણુપુરાણમાં ભાગવત કરતાં ટુંકામાં પણ કૃષ્ણચરિત્રના આરંભમાં કૃષ્ણના અવતારનું કારણ આ રીતે જ ભૂમિનો

ભાર ઉતારવાનું કહ્યું છે. ( જુઓ **वि. पु. अं. ५ अ. १** ) આ બેયના મૂળ રૂપ હરિવંશમાં પણ વિસ્તારથી, દુષ્ટોથી ભારાક્રાંત પૃથિવી બ્રહ્મા પાસે ગઇ અને બ્રહ્મા આખી બ્રહ્મ સભા સાથે વિષ્ણુ પાસે ગયા વગેરે કથા કહી છે. ( જુઓ **हरिवंश पर्व १ अ. ४९, ५०, ५१** ) ત્યાં પણ સ્પષ્ટ કહ્યું છે કે:—

**सेयं भारपरिश्रान्ता पीडयमाना नराधिपैः ।**

**पृथिवी समनुप्राप्ता नौरिवासन्नविप्लवा ॥**

એજન **अ. ५१ श्लो. १८**

હરિવંશના ઉપલા શબ્દોને મળતા શબ્દો મહાભારત સભાપર્વમાં પણ મળે છે:—

तत्र भूमिरुवाचाथ खेदात्करुणभाषिणी ॥

राज्ञां बलैर्बलवतां खिन्नास्मि भृशपीडिता ।

**महा. म. अ. ५१ श्लो. ४५, ४६**

શાંતિપર્વના નારાયણીયપર્વમાં પણ આજ રીતે ભાર ઉતારવા માટે અવતાર ધારણ કરવાની વાત છે.

ઇશ્વરના અવતાર માટે ગીતાથી ચાલેલી અને વૈષ્ણવપુરાણોએ બૃંહિત કરેલી આ માન્યતા બીજાં પુરાણોએ તથા ઇતર સાહિત્યે સ્વીકારી છે. રામાયણમાં પૃથ્વી ભારાક્રાન્ત થયાની કે શરણે આવ્યાની વાત નથી પણ દેવો રાવણથી પીડાઇને બ્રહ્માને શરણે ગયા અને વિષ્ણુ બ્રહ્મ સભામાં આવતાં દેવોએ વિષ્ણુને રાવણને મારવા માટે અવતાર લેવાની વિનંતિ કરી એ રીતે પ્રસંગ છે. ( જુઓ બાલકાંડ સર્ગ ૧૫ ). મહાભારત સભાપર્વમાં અને રામાયણના બાલકાંડમાં વિષ્ણુ બ્રહ્મસભામાં આવે છે, અને બીજા દેવો વિષ્ણુને એક સમાન દેવ તરીકે ગણતા હોય એવું વર્ણન છે. જ્યારે હરિવંશ વગેરે વૈષ્ણવ-પુરાણોમાં દેવો સાથે બ્રહ્મા, વિષ્ણુ યોગશયનમાં સુતા હોય છે ત્યાં જાય.

છે, સ્તુતિ કરે છે અને પૃથ્વીની વતી વિનંતિ કરે છે એમ વર્ણન છે. એ ફેર ધ્યાનમાં રાખવા જેવો છે.

માર્કંડેય પુરાણે તો ગીતાનો **यदा यदा हि.** શ્લોક ઉતારીને વાસુદેવના અવતારનું કારણ આપ્યું છે. (જુઓ **अ. ४ श्लो. ५३**)

પદ્મ પુરાણ તો વિષ્ણુ ભાગવતનું અનુયાયી જ છે, એટલે એજ પરંપરાને અનુસરે છે. ( જુઓ **पद्म-ब्रह्मखण्ड अ. १३** ) બ્રહ્મવૈવર્ત નિઃસંદેહ ભાગવત પછીનું અને એજ મતનું છે. અગ્નિ પણ ભાગવતનો અનુવાદ કરી **भुवो भारावतारार्थं** કૃષ્ણાવતાર થયાનું કહે છે.× ( જુઓ **अ. १२** )

હવે ઇતર સાહિત્યમાં મહાકવિ કાલિદાસનોજ ગ્રંથ જોઇએ. રઘુવંશમાં રામાયણને અનુસરી રામાવતાર લેવા માટે દેવોએ વિષ્ણુને વિનંતિ કર્યાનો પ્રસંગ છે: પણ એ પ્રસંગનું વર્ણન રામાયણને અનુસરતું નથી. રઘુવંશમાં રાવણથી પીડાયેલા દેવો વિષ્ણુ પાસે જાય છે ( સર્ગ ૧૦ શ્લો. ૫ ) જ્યારે દેવો સમુદ્ર પાસે પહોંચે છે ત્યારે વિષ્ણુ જાગૃત થાય છે ( શ્લો. ૬ ) અને "દેવોએ સર્પના શરીર ઉપર બેઠેલી લક્ષ્મીના ખોળામાં પગ રાખીને બેઠેલા વિષ્ણુને જોયા" ( શ્લો. ૭–૮ ) પછી વિષ્ણુની શોભાનું પાંચ શ્લોકોમાં વર્ણન છે. પછી "યોગનિદ્રા પૂરી થયેલી હોવાથી સ્વચ્છ થયેલા અને પવિત્ર કરનાર દૃષ્ટિપાતો વડે ભૃગુ વગેરે ઉપર ભગવાને અનુગ્રહ કર્યો" પછી દેવો ૧૭ શ્લોકો વડે સ્તુતિ કરે છે.

રઘુવંશનું આ રીતનું વર્ણન રામાયણ કરતાં હરિવંશ વિષ્ણુપુરાણ

---

×શૈવો શિવના અવતારો માને છે ખરા (જુઓ શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૫૯) પણ ભક્તિપોષક સાધન તરીકે અવતાર કથાઓનો જેવો ઉપયોગ વૈષ્ણવ માર્ગમાં છે તેવો શૈવ માર્ગમાં નથી. શૈવો લોકાનુગ્રહ માટે શિવે અવતારો ધારણ કર્યાનું કહે છે (જુઓ વાયુ પુ. અ. ૨૩) એક ઠેકાણે ભૃગુને વરદાન આપેલું હોવાનું કારણ કહ્યું છે. શૈવ-અવતારોમાં ભૂમિનો ભાર ઉતારવાનો તો પ્રસંગ જ નથી.

વગેરેને વધારે અનુસરે છે. વિષ્ણુની સ્તુતિના શ્લોકોમાં કાલિદાસે ગીતાને અનુસરી ગીતાનાજ શબ્દોમાં[1] વિષ્ણુના અવતારનું કારણ લોકાનુગ્રહ છે એમ કહ્યું છેઃ—

अनवाप्तमवाप्तव्यं न ते किंचन विद्यते ।

लोकानुग्रह एवैको हेतुस्ते जन्मकर्मणोः ॥

**रघुवंश सर्ग १० श्लो. ३१**

અને દેવોને જવાબ આપતાં વિષ્ણુ કહે છેઃ—

विदितं तप्यमानं च तेन मे भुवनत्रयम् ।

એજન શ્લો. ૩૯

આ શબ્દોમાં પૃથ્વી પીડિત હોવાનો અર્થ આવી જાય છે.

ઉપર કહી તે ભગવદ્ગીતાથી ચાલેલી અને વૈષ્ણવોએ બહલાવેલી વિષ્ણુના અવતારોના કારણની એક પરંપરા સ્પષ્ટ દેખાય છે. કાલિદાસનો ઉપરનો ઉલ્લેખ જોતાં એ પરંપરા ઓછામાં ઓછા ઇ. સ. ચોથા શતક જેટલી જૂની તો હોવી જોઈએ પણ વાયુમાં અને મત્સ્યમાં વિષ્ણુના અવતારોનું આથી જુદું કારણ આપ્યું છે. દેવો અને ઋષિઓ કોઇના શાપથી ફરી જન્મતા એ માન્યતા ઘણી જૂની છે. અષ્ટ વસુઓ વશિષ્ઠના શાપથી શાન્તનુ અને ગંગાના પુત્રો રૂપે જન્મ્યા વગેરે કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે. અને મહાભારતના જૂના થરમાં અને ઉપર દર્શાવ્યું તેમ રામાયણમાં પણ વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર વગેરે જેવા એક દેવ દેખાય છે. વેદમાં તો ઇંદ્ર અને અગ્નિ કરતાં વિષ્ણુનું સ્થાન ઉતરતું છે. બ્રાહ્મણના પાછલા કાળમાં શિવ અને વિષ્ણુની પૂજ્યતા વધતી જાય છે. પણ મહાભારત અને રામાયણના મૂળ

---

[1] સરખાવો ગીતાનો નીચેનો શ્લોક

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन

नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि

**भगवद्गीता**

ભાગો રચાયા ત્યારે હજી વિષ્ણુનું પરમ દેવત્વ સર્વ માન્ય થયું ન હતું. પછી મહાભારતના પાછલા થરો રચાયા ત્યારે વૈષ્ણવ ધર્મ અને શૈવ ધર્મ ચાલુ હતા અને વૈષ્ણવોમાં વિષ્ણુ અને શૈવોમાં શિવ પરમ દેવ તરીકે પૂજાવા લાગ્યા હતા. આ ઐતિહાસિક સ્થિતિ પુરાણોમાં સ્પષ્ટ દેખાય છે. વિષ્ણુ બીજા દેવો જેવા એક દેવ અને એને શાપ લાગવાથી અવતારો લેવા પડયા એવી કથા કેટલાંક પુરાણોમાં મળે છે. વૈષ્ણવોમાં ચાલુ થયેલી ઉપર સવિસ્તર વર્ણવેલી અવતાર કારણ માન્યતા પ્હેલાંની આ માન્યતા હોવી જોઇએ.

રામાયણના બાલકાંડમાં આ જૂની માન્યતાનું સૂચન મળે છે.

> श्रूगते हि पुरा शक्रो विरोचनसुतां नृप ।
> पृथिवीं हन्तुमिच्छन्तीं मन्थरामभ्यसूदयत् ॥
>
> विष्णुना च पुरा राम भृगुपत्नी दृढव्रता ।
> अनिद्रं लोकमिच्छन्ती काव्यमाता निषूदिता ॥

**बालकाण्ड सर्ग २५ श्लो. २१, २२**

તાટકાનો વધ કરતાં સંકોચાતા રામને વિશ્વામિત્ર જૂના દાખલાઓ આપે છે કે પ્હેલાં વિરોચનની પુત્રીને ઇંદ્રે મારી હતી અને ભૃગુની પત્નીને વિષ્ણુએ મારી હતી એમ સાંભળ્યું છે.

રામાયણના ટીકાકાર ઉપરના શ્લોકોની ટીકામાં ૨૨ મા શ્લોકની એટલે વિષ્ણુએ ભૃગુ પત્નીને માર્યાની મૂળ કથા મત્સ્ય પુરાણમાં છે એમ કહે છે, એ વાત સાચી છે પણ આ કથા મત્સ્યમાં અને વાયુમાં બન્નેમાં છે. દેવી ભાગવત (૪–૧૧) માં પણ છે.

વાયુમાં નીચે પ્રમાણે પ્રસંગ છે. ચંદ્રવશાંતર્ગત યદુવંશના પ્રસંગમાં વિષ્ણુએ વસુદેવને ત્યાં જન્મ લીધો એમ આવ્યું એટલે ઋષિઓએ પૂછયું કે:—

"વિષ્ણુ શા માટે જન્મ્યા? એના કેટલા અવતારો છે? અથવા ભવિષ્યમાં કેટલા થવાના છે?" **वायु. अ. ९७ श्लो. ४**

મત્સ્ય પુરાણમાં આવોજ પ્રશ્ન છે. **मत्स्य अ. ४७ श्लो. ३१. ३२**

આ પ્રશ્નના જવાબમાં સૂત કહે છે કેઃ—

**कर्तुं धर्मव्यवस्थानं जायते मानुषेष्विह ।**

भृगोः शापनिमित्तेन देवासुरकृतेन च ॥

**वायु. अ. ९७ श्लो. ६६**

**मत्स्य अ. ४७ श्लो. ३९**

આથી ઋષિઓ આ દેવાસુર સંગ્રામ ક્યારે થયો વગેરે પૂછે છે. જેના જવાબમાં લાંબી કથા બેય પુરાણોમાં છે, જેમાં છેવટ ભૃગુપત્નીનું માથું વિષ્ણુ કાપી નાખે છે અને આ સ્ત્રી વધ જોઈને કોપ પામેલા ભૃગુ શાપ આપે છે કેઃ—

यस्मात्ते जानता धर्मानवध्या स्त्री निषूदिता ।

तस्मात्त्वं सप्तकृत्वो वै मानुषेषु प्रवत्स्यसि ॥

ततस्तेनाभिशापेन नष्टे धर्मे पुनः पुनः ।

लोके सर्वहितार्थाय जायते मानुषेष्विह ॥

**वायु. अ. ९७ श्लो. १४१, १४२**

**मत्स्य. अ. ४७ श्लो. १०७, १०८**

આ રીતે ભૃગુના શાપને લીધે લોકહિત માટે જ્યારે ધર્મ નષ્ટ થાય ત્યારે ત્યારે ધર્મ વ્યવસ્થા કરવા માટે વિષ્ણુ અવતાર લે છે એમ આ બન્ને પુરાણો કહે છે. એ ઉપરથી ભૃગુના શાપવાળી માન્યતા જૂની લાગે છે પણ આ પુરાણોના આ અધ્યાયો ગીતા પછી રચાયા છે એટલે એમાં બેય વાતો આવી છે.

રામાયણના બાલકાંડમાંથી કેટલાક પૌરાણિક ઉલ્લેખો ઉપર જોયા, બીજા કેટલાકની નોંધ અશ્વઘોષ વગેરે કવિઓના

પૌરાણિક ઉલ્લેખો અવલોકતાં લેવાઇ ગઇ છે. ઉત્તરકાંડમાં પણ કેટલાક ઉલ્લેખો છે. હવે પુરાતત્ત્વના પાશ્ચાત્ય વિદ્વાનો રામાયણના વચલા પાંચ કાંડને જૂના ( મેકડોનલ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૫૦૦ અને કીથ પ્રમાણે ઇ. સ. પૂર્વ ૪૦૦ ની આસપાસના ) અને પ્હેલા અને છેલ્લા કાંડને પાછળના ઇ. સ. પૂર્વે બીજા શતકની આસ-પાસના માને છે તે ગમે તેમ હો પણ રામાયણના આ ઉલ્લેખો ઉપરથીયે ઇ. સ. પૂર્વે બીજા શતકમાં કોઇક જાતનો પૌરાણિક સંગ્રહ હોવાનો સંભવ દેખીતો છે.

મહાભારત તો પૌરાણિક કથાઓથી ભર્યું છે, ખરી રીતે મહાભારત અને પુરાણો સાહિત્યના એકજ પ્રકારના બે કટકા છે. એજ કારણથી પ્હેલાં તો બેયનો **इतिहासपुराणं** એ રીતે એક નામથી વ્યવહાર થતો. ખરી રીતે વૈદિક કાળમાં જ આ ઇતિહાસ પુરાણનું સાહિત્ય ઘણું વધી જતાં એના બે ભાગ પડયા. અને બ્રાહ્મણ યુગના અતિલોકપ્રિય કુરૂપાંચાલ યુદ્ધનાં વસ્તુની આસપાસ ભારત–મહાભારત ઇતિહાસની રચના થઈ અને કુરૂવંશ વગેરે પ્રખ્યાત રાજવંશોની વંશાવળીઓ અને તે તે વંશના પ્રખ્યાત પુરૂષોનાં આખ્યાનો વગેરેનું પુરાણ–મહાપુરાણ થયું. પણ થોડા વખતમાં જ મહાભારતની પ્રસિદ્ધિ અને લોકપ્રિયતા એટલાં બધાં વધી ગયાં કે અનેક પૌરાણિક આખ્યાનો લોકપ્રિય થવાની આશાયે એમાં પેશી ગયાં. નળાખ્યાન, સાવિત્રી આખ્યાન, શાકુંતલ, વગેરે આખ્યાનોની લોકપ્રિયતા જાણીતી છે. હાલનું મહાભારત પુરાણો સાથે મેળવતાં એવું લાગે છે કે પુરાણનું જૂનામાં જૂનું રૂપ અને મહાભારતનું જૂનામાં જૂનું રૂપ સમકાલિન હશે. પછી મહાભારતની કથા કોઇ મહા સમર્થ કવિને હાથે એવું રૂપ પામી કે જે લોકોને ખૂબ ગમી ગઇ. પછી મહાભારત વધતું જ ગયું. એમાં આખ્યાનો, ઉપાખ્યાનો વગેરે ઉમેરાતાં જ ગયાં. પુરાણના લગભગ બધા વિષયોનો સંગ્રહ મહાભારતમાં મળે છે. વંશોનો સંગ્રહ આદિપર્વમાં જોવામાં આવે છે.

ભુવનકોશ વર્ણન ભીષ્મપર્વમાં છે. વિષ્ણુના અવતારોનું વર્ણન સભાપર્વમાં (દક્ષિણની આવૃત્તિમાં પ્રક્ષિપ્ત) છે. કૃષ્ણચરિત્ર આખા મહાભારતમાં છે. તીર્થોનું વર્ણન વનપર્વમાં છે. જુદાં જુદાં આખ્યાનો જુદા જુદા પર્વોમાં છે. શિવભક્તિની ઘણી વાતો છુટીછવાઇ તથા અનુશાસન પર્વમાં છે. ટુંકામાં એક નહિં પણ અનેક પુરાણોમાંથી ઘણી વસ્તુનો મહાભારતમાં સંગ્રહ થયો લાગે છે અને મહાભારતનું હાલનું રૂપ વાયુ જેવાં જૂનાં પુરાણના જૂના ભાગ કરતાં અર્વાચીન દેખાય છે, વનપર્વમાં વાયુપુરાણનું (કેટલીક પ્રતોમાં મત્સ્યનું પણ) સ્પષ્ટ નામ છે. પણ હાલનાં પુરાણોનો મોટો ભાગ મહાભારત હાલના રૂપે સંપૂર્ણ થઇ ગયા પછી કેટલેક કાળે રચાયો છે.

આ રીતે મહાભારત સાથે પુરાણોનો વિકાસ થતો ગયો છે. પણ મહાભારત રચાતાં સાતસો આઠસો વર્ષ થયાં છે એટલે મહાભારતના ઉલ્લેખો ઉપરથી પુરાણના કાળ ઉપર કાંઇ પ્રકાશ પડે નહિં. અર્થાત્ કાલિદાસ અને અશ્વઘોષ પ્હેલાં અને રામાયણ મહાભારત રચાતાં હતાં ત્યારે પુરાણોની પણ રચના થઈ છે એટલો જ નિશ્ચય અત્યાર સુધીના વિવેચન ઉપરથી થાય છે. પણ ડા. બુલ્હર સાહેબે આપસ્તમ્બ ધર્મસૂત્રમાંથી પુરાણના પ્રાચીન અસ્તિત્વ માટે પુરાવા શોધી કાઢ્યા છે, જે પુરાણના ઇતિહાસમાં ખાસ નોંધવા જેવા છે

આપસ્તમ્બ ધર્મસૂત્રના અંગ્રેજી ભાષાંતરમાં બુલ્હર સાહેબે નીચેના પૌરાણિક ઉતારાઓ ઉપર ધ્યાન ખેંચ્યું છે:—

अथपुराणे श्लोकावुदाहरन्ति ।

उद्यतामाहृतां भिक्षां पुरस्तादप्रवेदिताम् ।

भोज्यां मेने प्रजापतिरपि दुष्कृतकारिणः ॥

न तस्य पितरोऽश्नन्ति दश वर्षाणि पञ्च च ।

न च हव्यं वहत्यग्निर्यस्तामप्यधिमन्यते ॥

आ॰ धर्मसूत्र १. १९. १३

આપસ્તમ્બે ટાંકેલા આ શ્લોકો કોઈ પુરાણમાં તો નહિં પણ થોડા પાઠાંતર સાથે મનુસ્મૃતિ ( **अ. ४ श्लो. २४८, २४९** )માં મળે છે એ બુલ્હર સાહેબે જ નોંધ્યું છે. ( S. B. E. Vol. 11 p. 70 ) અને કોઈ પુરાણમાં મને આ શ્લોકો મળ્યા નથી એમ પાર્જિટર કહે છે. ( જુઓ. A. I. H. T. p. 43 ) જો કે ક્યાંક હોવાનો સંભવ તો માને છેજ. બીજો કટકો નીચે પ્રમાણે છે.

**यो हिंसार्थमभिक्रान्तं हंति मन्युरेवमन्युं**

**स्पृशति न तस्मिन्दोष इति पुराणे ।**

**आ. ध. सू. १. २९. ७**

આપસ્તમ્બે પુરાણના મૂળનું આ ગદ્યમાં તારણ કર્યું છે એમ સ્પષ્ટ દેખાય છે. બુલ્હર સાહેબને એનું મૂળ પુરાણમાં મળેલું નહિં આતતાયીને મારવામાં દોષ નથી એ જાતનાં વચનો મનુસ્મૃતિ ( **अ. ८–३५०,३५१** ) મહાભારત વગેરેમાં મળે છે. પણ પાર્જિટર તો મનુએ મત્સ્ય અને પદ્મના નીચેના શ્લોકો ઉતાર્યા છે એમ કહે છે. ( જુઓ એજન પા. ૪૪ ) એ જરા વસ્તુસ્થિતિથી ઉલટું લાગે છે.

**यो हन्यान्न स पापेन लिप्यते मनुजेश्वर ।**

**गुरुं वा बालवृद्धं वा ब्राह्मणं वा बहुश्रुतम् ॥**

**आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ।**

**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥**

**मत्स्य पु. अ. २२७ श्लो. ११५,११६**

**पद्म. खंड. ५ अ. ४५ श्लो. ५४,५६**

પણ બુલ્હર સાહેબે ઈ. સ. ૧૮૯૬ માં આપસ્તમ્બના નીચેના પૌરાણિક ઉતારાઓને પુરાણો સાથે મેળવવાનો સરસ પ્રયાસ કર્યો છે. અને એ ઉતારા ધર્મશાસ્ત્રના વિષયને લગતા નહિં પણ ખાસ પૌરાણિક વિષયને લગતા હોવાથી વધારે ઉપયોગી છે.

"(૨) આપસ્તમ્બ ધર્મસૂત્રમાં પુરાણમાંથી નીચેના શ્લોકો નીચે પ્રમાણે ઉતાર્યા છેઃ—

अथ पुराणे श्लोकावुदाहरन्ति

अष्टाशीतिसहस्राणि ये प्रजामीषिरर्षयः ।

दक्षिणेनार्यम्णः पन्थानं ते श्मशानानि भेजिरे ॥ ४ ॥

अष्टाशीतिसहस्राणि ये प्रजां नेषिरर्षयः ।

उत्तरेणार्यम्णः पन्थानं तेऽमृतत्वं हि कल्पते ॥ ५ ॥

**आपस्तम्ब. २. २३. ३, थी ५**

બુલ્હર સાહેબ ખરૂં જ કહે છે કે આ ઉદાહરણમાં બે ભૂલો છે. એક તો છંદોભંગ કરતો **पन्थानं** શબ્દ છે તેને બદલે વૈદિક **पन्थां** હોય તો શ્લોક શુદ્ધ થાય. બીજું પમા શ્લોકમાં અર્થ વગરનું **कल्पते** છે તેને બદલે **भेजिरे** જ જોઈએ.

આ શ્લોકોના શબ્દો જુદા જુદા ફેરફાર અને વિસ્તાર સાથે પુરાણોના જ્યોતિષ્પ્રચારવિભાગમાં મળી આવે છે. જુઓ વાયુપુરાણ અ. ૫૦ શ્લો. ૨૧૪ થી ૨૧૬:—

**अष्टाशीतिसहस्राणि** मुनीनां गृहमेधिनाम् ।

सवितुर्दक्षिणं मार्गं श्रिता ह्याचन्द्रतारकम् ॥

क्रियावतां प्रसंख्येया ये श्मशानानि भेजिरे ॥ २१४

लोकसंव्यवहारेण भूतारम्भकृतेन च

इच्छाद्वेषप्रवृत्त्या च मैथुनोपगमेन च ॥ २१५

तथा कामकृतेनेह सेवनाद्विषयस्य च ।

एतैस्तैः कारणैः सिद्धाः श्मशानानि हि भेजिरे ॥

प्रजैषिणस्ते मुनयो द्वापरेष्विह च जज्ञिरे ॥ २१६

नागवीथ्युत्तरे यच्च सप्तर्षिभ्यश्च दक्षिणम् ।
उत्तरः सवितुः पन्था देवयानस्तु स स्मृतः ॥ २१७ ॥
यत्र ते वासिनः सिद्धा विमला ब्रह्मचारिणः ।
×सततं ते जुगुप्सन्ते तस्मान्मृत्युर्जितस्तु तैः ॥ २१८ ॥
अष्टाशीति सहस्राणि तेषामप्यूर्ध्वरेतसाम् ।
उदक्पन्थानमर्यम्णः श्रिताह्याभूतसंप्लवात् ॥ २१९ ॥
इत्येतैः कारणैः शब्दैः तेऽमृतत्वं हि भेजिरे ।
आभूतसंप्लवस्थान ममृतत्वं विभाव्यते ॥ २२० ॥

બુલ્હરે ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે કલકત્તામાં છપાવેલ પ્રતમાંથી ઉતારો કર્યો છે અને અહીં આનન્દાશ્રમ ગ્રન્થમાળામાં છપાયેલ પુસ્તકમાંથી ઉતારો કર્યો છે. બુલ્હરના ૨૧૩ શ્લોકને સ્થાને છપાયેલમાં ૨૧૪ છે. બીજું પાઠાંતરમાં ૨૨૦મા શ્લોકમાં **शब्दैः** છે તેને બદલે બુલ્હરે **शुद्धैः** ઉતાર્યું છે જે પાઠ વધારે શુદ્ધ લાગે છે.

મત્સ્ય પુરાણમાં આજ વાત નીચેના શબ્દોમાં છેઃ—

अष्टाशीति सहस्राणि ऋषीणां गृहमेधिनाम् ॥ १०२ ॥
सवितुर्दक्षिणं मार्गमाश्रित्याभूतसंप्लवम् ॥
क्रियावतां प्रसंख्यैषा ये श्मशानानि भेजिरे ॥ १०३ ॥
लोकसंव्यवहारार्थं भूतारम्भकृतेन च ।
इच्छाद्वेषरताच्चैव मैथुनोपगमाच्च वै ॥ १०४ ॥
तथा कामकृतेनेह सेवनाद्विषयस्य च ।
इत्येतैः कारणैः सिद्धाः श्मशानानीह भेजिरे ॥ १०५ ॥

× संतति એ રીતે મત્સ્ય અને વિષ્ણુમાં પાઠ છે તે સાચો છે.

प्रजैषिणः सप्तर्षयो द्वापरेष्विह जज्ञिरे ।
संततिं ते जुगुप्सन्ते तस्मान्मृत्युर्जितस्तु तैः ॥ १०६ ॥
अष्टाशीति सहस्राणि तेषामप्यूर्ध्वरेतसाम् ।
उदक्पन्थानपर्यन्त माश्रित्याभूतसंप्लवम् ॥ १०७ ॥
ते संप्रयोगाल्लोकस्य मिथुनस्य च वर्जनात् ।
ईर्ष्याद्वेषनिवृत्त्या च भूतारम्भविवर्जनात् ॥ १०८ ॥
ततोन्यकामसंयोग शब्दादेर्दोषदर्शनात् ।
इत्येतैः कारणैः शुद्धैः तेऽमृतत्वं हि भेजिरे ॥१०९॥
आभूतसंप्लवस्थान ममृतत्वं विभाव्यते ।

મત્સ્ય પુરાણ અ. ૧૨૪ શ્લો. ૧૦૨ થી ૧૧૦

આનન્દાશ્રમ ગ્રન્થમાળામાં છપાએલ પુસ્તકમાંથી ઉપલો ઉતારો કર્યો છે. બુલ્હરે પુનામાં જનાર્દનાચાર્ય અને અનન્તાચાર્ય એ બેયે છપાવેલ પુસ્તકમાંથી ઉતારો કર્યો છે. તેમાં અ. ૧૨૩ માં આ શ્લોકો છે.

હવે વિષ્ણુપુરાણનો પાઠ જોઇએઃ—

सवितुर्दक्षिणं मार्गं श्रिता ह्याचन्द्रतारकम् ॥ ९० ॥
नागवीथ्युत्तरं यच्च सप्तर्षिभ्यश्च दक्षिणम् ॥
उत्तरः सवितुः पन्था देवयानस्तु स स्मृतः ॥ ९१ ॥
तत्र ते वशिनः सिद्धा विमला ब्रह्मचारिणः ।
संततिं ते जुगुप्सन्ति तस्मान्मृत्युर्जितस्तु तैः ॥ ९२ ॥
अष्टाशीतिसहस्राणि यतीनामूर्ध्वरेतसाम् ।
उदक्पन्थानमर्यम्णः स्थिता ह्याभूतसंप्लवात् ॥ ९३ ॥

ते संप्रयोगादलोभस्य मैथुनस्य च वर्जनात् ।
इच्छाद्वेषाप्रवृत्त्या च भूतारम्भविवर्जनात् ॥ ९४ ॥
पुनश्च कामासंयोगाच्छब्दादेर्दोषदर्शनात् ।
इत्येभिः कारणैः शुद्धास्ते मृतत्वंहि भेजिरे ॥ ९५ ॥
आभूतसंप्लवस्थान ममृतत्वं विभाव्यते ।

વિષ્ણુ પુરાણ **अंश** ૨ **अ.** ૮ શ્લો. ૯૦ થી ૯૬

આ ત્રણ ઉતારામાં વિષ્ણુપુરાણનો ઉતારો વધારે ત્રુટિત અને પાછળનો લાગે છે. વળી આપસ્તમ્બના ઉતારામાંના પ્હેલા શ્લોકનું પ્હેલું પાદ વાયુ ( ૨૧૪ ) અને મત્સ્યમાં જ મળે છે. વિષ્ણુપુરાણમાં નથી, વિષ્ણુપુરાણમાં વાયુ અને મત્સ્યમાંનો પ્હેલો અર્ધો શ્લોક જ ઉડી ગયો છે. વળી આ કાંઈ આધુનિક લહીઆની ભૂલ નથી કારણકે ઉલ્હરે તપાસેલ બધી હસ્તલિખિત પ્રતોમાં આ ખામી છે અને ટીકાકાર રત્નગર્ભ જેણે પ્હેલાંની ટીકાઓ જોયેલી એની પાસે પણ આ પ્રમાણે જ પાઠ હતો. વિષ્ણુપુરાણમાં મૂળ પ્હેલા શ્લોકનું ચોથું પાદ પણ ઉડી ગયું છે, જે વાયુ અને મત્સ્યમાં ( **ते** ને બદલે **ये** ) જરાક ફેરફાર સાથે બે શ્લોકોમાં દેખાય છે. પ્રાચીન શ્લોકનું બીજું પાદ યે **प्रजामीषिरर्षयः** તુટી ગયું છે અને એ અર્થ દર્શાવવા માત્ર **प्रजैषिणस्ते** એ રીતે શબ્દો વાયુએ મુક્યા છે. મત્સ્યપુરાણે એજ શબ્દ વાપર્યો પણ મુનિઓ **सप्त** કહ્યા છે એ ભૂલ જ છે. મૂળનો ઋષિશબ્દ મત્સ્યમાં જળવાઈ રહ્યો છે અને વાયુએ પર્યાય મુનિ વાપર્યો છે. જો કે વાયુએ પણ અન્યત્ર **अ.** ૬૧ શ્લો. ૧૦૨ માં ઋષિ શબ્દ જ વાપર્યો છે. ત્રીજું પાદ બહુ ફરી ગયું છે. એમાંથી માત્ર **दक्षिण** શબ્દ જળવાઈ રહ્યો છે. અલબત્ત મતલબ ત્રણે પુરાણોએ ઉતારી છે. પણ બીજે સ્થળે વાયુપુરાણે આપસ્તમ્બના ઉદાહરણના શબ્દો વધારે સંપૂર્ણ રીતે ઉતાર્યા છેઃ—

अष्टाशीतिसहस्राणि प्रोक्तानि गृहमेधिनाम् । ९९ ।

अर्यम्णो दक्षिणा ये तु पितृयाणं समाश्रिताः ॥

दाराग्निहोत्रिणस्ते वै ये प्रजाहेतवः स्मृता ॥ १०० ॥

गृहमेधिनां च संख्येयाः श्मशानान्याश्रयन्ति ते

વાયુ. अ. ૬૧ શ્લો. ૯૮ થી ૧૦૧

આપસ્તમ્બના ઉદાહરણના બે શ્લોકોમાંનો બીજો શ્લોક પુરાણોમાં મૂળરૂપમાં વધારે સારી રીતે જળવાઈ રહ્યો છે. પ્હેલું અને છેલ્લું પાદ અક્ષરશઃ ત્રણે પુરાણોમાં મળે છે. ત્રીજા પાદમાંથી વાયુએ અને વિષ્ણુએ **उत्तरेण** ને બદલે **उदक्** મુકીને અને શબ્દોને આગળ પાછળ મુકીને છંદો ભંગ કાઢી નાખ્યો છે. મત્સ્યપુરાણમાં લહીઆએ ગડબડ કરીને **अर्यम्णः** ઉડાડીને **पर्यन्त** મુક્યું છે. બીજું પાદ **ये प्रजां नेषिरषयः** તો પુરાણોમાંથી ઉડી ગયું છે. પણ એનો અર્થ બતાવનારૂં વચન **संततिं ये जुगुप्सन्ते** ત્રણે પુરાણોમાં છે.

આ ત્રણેય ઉતારાને આપસ્તમ્બે ઉતારેલા શ્લોકો સાથે સરખાવતાં બુલ્હર કહે છે તેમ ઉપરના બે શ્લોકોની પરિવર્દ્ધિત આવૃત્તિનાં આ ત્રણેય પાઠાંતરો લાગે છે. આપસ્તમ્બવાળા બે શ્લોકોમા જે ભાવાર્થ છે તેનો વિસ્તાર વાયુ વગેરેના હાલના શબ્દોમાં દેખાય છે.*

છાંદોગ્ય ઉપનિષદના ભાષ્ય ( ૩–૧ ) મા શંકરાચાર્યે ઉપરનાં વચનોની સંક્ષિપ્ત આવૃત્તિનું ઉદાહરણ આપ્યું છે.

---

* આ રીતે મૂળ ટુંકી વાતને વિસ્તારથી કહેવી અથવા લાંબી વાતને ટુંકામાં મુકવી એને પ્રતિ સંસ્કાર કહે છેઃ—

विस्तारयति लेशोक्तं संक्षिपत्यतिविस्तरम्

संस्कर्ता कुरुते तन्त्रं पुराणं च पुनर्नवम् ॥

चरक. सिद्धि अ. १२ श्लो. ७६

**पौराणिकाः** નામથી નીચેનો શ્લોક ઉતાર્યો છે:—

ये प्रजामीषिरे धीरास्ते श्मशानानि भेजिरे ।

ये प्रजां नेषिरे धीरास्ते मृतत्वं हि भेजिरे ॥

જેમાં મૂળ બેય શ્લોકોનાં બીજાં અને ચોથાં પદો જળવાયાં છે.

ઉપરનાં ત્રણ સિવાયનાં બીજાં જે પુરાણો બુલ્હર સાહેબને જોવાને તક મળેલી તેમાંનાં માર્કંડેય (अ. ૪૯ શ્લો. ૭૯) અને પદ્મપુરાણ (૫–૩–૧૫૦)માં આપસ્તમ્બના ઉદાહરણ સાથે દૂર સંબંધવાળો નીચેનો એક શ્લોક મળે છે.

अष्टाशीतिसहस्राणां यतीनामूर्ध्वरेतसाम् ।

स्मृतं येषां तु तत्स्थानं तदेव गुरुवासिनाम् ॥

(આ શ્લોક વાયુપુરાણ अ. ૮ શ્લો. ૧૯૪ અને વિષ્ણુપુરાણ ૧–૬–૩૬ માં છે.)

આ શ્લોકનાં પ્હેલાં બે પદ આપસ્તમ્બની યાદ આપે છે પણ ત્રીજું ચોથું પદ ચોખ્ખું બતાવે છે કે લેખકે મૂળ વક્તવ્યની ગડબડ કરી નાખી છે.

ટુંકામાં આપસ્તમ્બવાળા શ્લોકો ખૂબ પ્રસિદ્ધ હોવા જોઇએ અને કોઈ અતિ માન્ય પુરાણમાં કે પુરાણોમાં હોવા જોઇએ એમ સ્પષ્ટ દેખાય છે. આપસ્તમ્બે **पुराणे** એ રીતે એકવચનમાં પ્રયોગ કર્યો છે એ વાત ખરી પણ બુલ્હર સાહેબ કહે છે તેમ પુરાણ એક જાતના બધા ગ્રન્થોને લાગુ પાડતું નામ હોવાથી **जातावेकवचनम्** એ નિયમ પ્રમાણે આપસ્તમ્બ પાસે એક કરતાં વધારે **पुराणो** હોવા છતાં એક વચન વાપર્યું હોય એ સંભવિત છે. વળી બીજે સ્થળે **भविष्यत्पुराणे** એ રીતે નામ આપ્યું છે એટલે એક કરતાં વધારે પુરાણો એની પાસે હોવાં જોઇએ એ અર્થાપત્તિથી સાબીત થાય છે.

આપસ્તમ્બ સૂત્ર ૨–૨૪–૫,૬ એ બે સૂત્રોમાં નીચે પ્રમાણે ઉતારો છે:—

**आभूतसंप्लवात्‌ स्वर्गजितः ॥ पुनः सर्गे बीजार्था भव न्तीति भविष्यत्पुराणे।**

પાંચમા સૂત્ર વગર છઠ્ઠું સૂત્ર અધુરૂં રહે છે માટે બન્ને સાથે જ લેવાનાં છે. હવે બીજા સૂત્રનું પરિવર્તિત રૂપ હોય એવા શ્લોકો વાયુપુરાણમાં મળે છે:—

कल्पस्यादौ कृतयुगे प्रथमे सोऽसृजत्प्रजाः ॥ २२

प्रागुक्ता या मया तुभ्यं पूर्वकालं प्रजास्तु ताः ।

तस्मिन् संवर्तमाने तु कल्पे दग्धास्तदाग्निना ॥ २३ ॥

अप्राप्ता यास्तपोलोकं जनलोकं समाश्रिताः ।

प्रवर्तन्ति **पुनः सर्गे बीजार्थे ता भवन्ति** हि ॥ २४ ॥

बीजार्थेन स्थितास्तत्र पुनः सर्गस्य कारणात् ।

ततस्ताः सृज्यमानास्तु संतानार्थं भवन्ति हि ॥ २५ ॥

વાયુપુરાણ **अ.** ८ શ્લો. ૨૨ થી ૨૫

( બુલ્હર સાહેબના ઉતારામાં ૨૧ મો શ્લોક છે તે આનન્દાશ્રમની આવૃત્તિમાં ૨૨ મો છે. )

વાયુપુરાણના ૨૪ મા શ્લોકમાં છઠ્ઠા સૂત્રનો ક્રમ અને એ જ શબ્દો છે. માત્ર **बीजार्थाः** ને બદલે **बीजार्थे ताः** એટલો ફેરફાર છે. પણ પાંચમા સૂત્રમાંથી એકેય શબ્દ નથી. અલબત્ત ૨૪ મા શ્લોકનાં ઉપલાં પદોમાં સૂત્રની મતલબ આવી છે ખરી. વાયુપુરાણની માન્યતા એવી જણાય છે કે બ્રહ્માની રાત્રિ વખતે જનલોકમાં ઋષિઓ, દેવો અને પિતૃઓ રહે છે અને બ્રહ્માનો દિવસ થતાં આ ઋષિઓ વગેરે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. માનવજાતિના ઉત્પાદકો એ લોકમાં વસે છે માટે એ જનલોક અને આ જનલોકમાં ભાવિસૃષ્ટિનાં બીજ માટે આ ઋષિઓ વગેરે રહે છે. સૂત્ર પાંચમાનો **आभूतसंप्लवात्** શબ્દ પુરાણોમાં વારંવાર મળે છે. જુઓ:—

एवमावर्तमानास्ते तिष्टन्त्याभूतसंप्लवात् ॥

**वायु. अ.** ૫૦ શ્લો. ૨૧૩

અને મત્સ્યપુરાણમાં તથા વિષ્ણુપુરાણમાં એ જ સ્થળે એટલે ઉપર કહેલા ઉતારાઓની ઉપર આ શ્લોક છે. વળી જો કે બુલ્હર સાહેબે નોંધ નથી કરી પણ એ જ અધ્યાયનો વાયુપુરાણનો નીચેનો શ્લોક પણ પાંચમા સૂત્રની સરખામણીમાં જોવા જેવો છેઃ—

आभूतसंप्लवात्ते तु क्षीयन्ते ह्यूर्ध्वरेतसः ॥

વાયુ **अ.** ૫૦ શ્લો. ૨૨૨

વાયુપુરાણે મૂળ પુરાણનાં વચનોનો એવડો ઉપયોગ કર્યો છે એમ જે બુલ્હર સાહેબ તર્ક કરે છે તે ખરો લાગે છે. આગળ વિસ્તારથી એ મુદ્દો જોઇશું. આપસ્તમ્બના ઉતારાઓ ઉપરથી નિઃસંશય દેખાય છે કે એના વખતનાં પુરાણોમાં પણ **सर्गश्चप्रतिसर्गश्च** એ બે વિષયોની ચર્ચા હતી જ. આપસ્તમ્બ ધર્મ સૂત્રના ૨–૨૪–૧૩,૧૪ સૂત્રોનો મુદ્દો પણ પુરાણના આ વિભાગમાંથી લીધો જણાય છે. મતલબ કે આપસ્તમ્બ ધર્મસૂત્રના વખતમાં સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય અને પુનરૂત્પત્તિના પ્રકારની પૌરાણિક માન્યતા નિશ્ચિત થઇ ગઇ હતી.

આપસ્તમ્બના બન્ને ઉતારા ઉપરથી એ વખતનાં પુરાણોની ભાષા વૈદિક ભાષાને ઘણી મળતી હતી એમ દેખાય છે. અને આપસ્તમ્બ મૂળને વળગીને જ ઉતારા કરે છે એમ માનીએ તો એ વખતનાં પુરાણો ગદ્યપદ્યાત્મક–વૈદિક બ્રાહ્મણો જેવાં હતાં એમ ઠરે. શરૂઆતમાં આપસ્તમ્બ ૧–૧૯–૧૩ માંથી ઉતારેલા પૌરાણિક શ્લોકો અને ૧–૨૯–૭ માં એક ગદ્ય પૌરાણિક કટકો છે, એ જોતાં પણ જૂનાં પુરાણો ગદ્ય પદ્યાત્મક હોવાના સંભવને ટેકો મળે છે.

બુલ્હર સાહેબ કહે છે " મને મળી શકયાં તે પુરાણોમાં ક્યાંય આ ( ૧–૧૯–૧૩ અને ૧–૨૯–૭ વાળા ) ઉતારા મળ્યા નથી, પણ પુરાણોની મારી તપાસ સંપૂર્ણ ન ગણાય."

આપસ્તમ્બના બે ઉતારા હાલનાં પુરાણોમાં મળી આવ્યા છે એ ઉપરથી હાલનાં પુરાણો વૈદિક સાહિત્યમાં જે વિશેષનામ વગરના પુરાણના ઉલ્લેખો મળે છે તે મૂળ પુરાણ કે પુરાણો સાથે સંબદ્ધ છે એટલું તો સાબીત થાય છે જ; પણ અત્યારે જે પુરાણો મળે છે તે જોતાં એટલું ખુશીથી કહી શકાય કે હાલનાં પુરાણોએ આપસ્તમ્બે જેમાંથી ઉતારા કરેલ છે તે પુરાણોમાંથી વસ્તુ સંગ્રહીને એનો વિસ્તાર કર્યો છે. આ પ્રતિસંસ્કરણની ક્રિયા કરતાં પાછળના પૌરાણિકોએ મૂળને બહુ ફેરવી નાખ્યું છે એ ચોક્કસ, છતાં વાયુપુરાણ જેવામાં જૂના પુરાણમાંથી કેટલુંક એમને એમ ક્વચિત્ ભાષાના ફેરફાર સાથે અને ક્વચિત્ મૂળની ભાષામાં જ ઉતરી આવ્યું હોય એમ દેખાય છે. બાકી આપસ્તમ્બ ધર્મસૂત્રના વખતનું તો એક પણ પુરાણ એ જ રૂપમાં જળવાઈ રહ્યું નથી. માત્ર **ભવિષ્યપુરાણ** નામ વસ્તુ તદ્દન ફરી ગયા છતાં જળવાઇ રહ્યું છે.

( Indian Antiquary 1896 p. 323 to 328માંથી )

આપસ્તમ્બ ધર્મસૂત્રનો સમય એમાં આવેલા આ પુરાણના ઉલ્લેખ ઉપરથી કેટલાક પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞો સૂત્રકાળના અન્તમાં મૂકે છે. એટલે ઈ. સ. પૂર્વે બીજા શતકથી અર્વાચીન નહિ ( જુઓ કેમ્બ્રીજ હીસ્ટરી વૅા. ૧ પા. ૨૪૯ ), પણ બુલ્હર ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં કે તેથીયે દોઢસો બસ્સો વર્ષ પ્હેલાં માનતા અને પાર્જિટર એ માન્યતાને વળગી મૂળ ભવિષ્ય પુરાણને ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં કે તે પ્હેલાં દોઢસો બસો વર્ષ ઉપર મુકે છે. ( A. I. H. T. p. 51 ) તે ગમે તેમ હો પણ બધું જોતાં મહાભારતનો જૂનો થર રચાવા માંડયો ત્યારે જ પુરાણ રચવાની શરૂઆત થઇ હોય એમ સ્પષ્ટ લાગે છે. મહાભારતમાં પુરાણમાંથી એટલા બધા ઉતારા છે કે આ જ મત મને તો યોગ્ય લાગે છે. અને અશ્વઘોષથી શંકરાચાર્ય સુધીના સંસ્કૃત સાહિત્ય લેખકો મહાભારત પેઠે આ

જૂનાં પુરાણોનો ઉલ્લેખ કરે છે અને એમાંથી વસ્તુ તથા ઉદાહરણો લે છે. આ જૂનાં પુરાણોની સંખ્યા કેટલી હશે ? આપસ્તમ્બ એક જ પુરાણનું સૂચન કરે છે એમ માનવાની જરૂર નથી, એમ બુલ્હર સાહેબ જ કહે છે અને પ્રો. રેપ્સન 'કેમ્બ્રીજ હીસ્ટરી'માં કબુલ રાખે છે. પ્રો. રેપ્સન કહે છે કે "મૂળ એક પુરાણમાંથી આટલાં બધાં પુરાણો થયાં એવી કેટલાક લોકોની કલ્પના તો બરાબર નથી લાગતી... ... ... ... ખરી રીતે એક કરતાં વધારે મૂળ દેખાય છે. અમુક ત્રણચાર જુદી જુદી પરંપરા હોવાનો સંભવ છે. દા. ત. સૂતોક્ત પુરાણોની એક પરંપરા, મૈત્રેયોક્તની બીજી, વગેરે"

(કેમ્બ્રીજ હીસ્ટરી વૉ. ૧ પૃ. ૩૦૧)

મને તો પ્રો. રેપ્સનનો આ તર્ક અર્ધ સત્ય લાગે છે. પુરાણોની જુદી જુદી પરંપરાના નિર્ણય માટે પુરાણ વકતાના ભેદ ઉપર આધાર રાખવા કરતાં તે તે પુરાણનાં વસ્તુ ઉપર આધાર રાખવો એ મને વધારે સાચો માર્ગ લાગે છે. વસ્તુ ઉપરથી તર્ક કરીએ તો પુરાણોની નીચે પ્રમાણે જુદી જુદી પરંપરાઓ સ્પષ્ટ તરી આવે છે.

# પુરાણ વિવેચન

## – વિભાગ બીજો –

જૂનાં પુરાણોનો સમય અને તેનું વસ્તુ, જૂનાં
પુરાણોમાંથી હાલનાં પુરાણોની રચનાનો
ક્રમ અને હાલનાં પુરાણોના વિષયો.

## પ્રાચીન પુરાણની જુદી જુદી પરંપરાઓ

વિષ્ણુપુરાણ સ્પષ્ટ કહે છે કે વ્યાસજીએ "આખ્યાનો, ઉપાખ્યાનો, ગાથાઓ અને કલ્પશુદ્ધિ સહિત પુરાણસંહિતા રચી"

**वि. पु. अं. ३. अ. ६**

વળી વાયુ પુરાણમાં સૂતનો ધર્મ બતાવતાં કહ્યું છે કેઃ—

स्वधर्म एष सूतस्य सद्भिर्दृष्टः पुरातनः ।
देवतानामृषीनां च राज्ञां चामिततेजसाम् ॥
वंशानां धारणं कार्यं श्रुतानां च महात्मनाम् ।
इतिहासपुराणेषु दृष्टा ये ब्रह्मवादिभिः ॥

**वायुपु. अ. १ श्लो. ३१, ३२**

(પદ્મપુરાણમાં થોડા પાઠાંતર સાથે આ શ્લોકો મળે છે.) મતલબ કે દેવોના, ઋષિઓના, રાજાઓના અને પ્રખ્યાત માણસોના વંશો જાળવી રાખવા એ સૂતનું કાર્ય. પાછલા વખતમાં રાજાઓની વંશાવળીઓ સાચવી રાખવાનું જે કર્તવ્ય બારોટો કરતા તે જ કર્તવ્ય સૂતનું ગણ્યું છે. રાજાઓ ઉપરાંત કેટલીક બીજી કોમોમાં પણ બારોટો મારફત પોતાનાં પેઢીનામા સાચવી રાખવાનો રિવાજ આજસુધી જોવામાં આવે છે. આર્ય જાતિમાં જે કોઇ કુળ કાંઇક પરાક્રમી થાય તેનાં પેઢીનામા જાળવી રાખવાં, આર્યવીરોનાં પરાક્રમોની કથાઓ, જાળવી રાખવી અને પેઢી દર પેઢી સંભળાવવી, આર્યદેવોની વાતો (ઇંદ્રાદિ આર્યદેવોએ આર્ય પ્રજાને કરેલી સહાયોનાં વર્ણનો વગેરે) જાળવી રાખવી વગેરે છેક વેદકાળમાંયે કોઇ ખાસ વર્ગનું કાર્ય ગણાતું હશે. આવી વંશાવળીઓ, આખ્યાનો, ઉપાખ્યાનો વગેરે શતપથાદિ બ્રાહ્મણોમાં, પુષ્કળ જોવામાં આવે છે. શતપથના **अथ वंशः**થી શરૂ થતા કટકાઓ શ્રાવણી–ઉપાકર્મમાં વપરાતા હોવાથી ખૂબ પ્રખ્યાત છે. અથર્વ વેદમાં ઇતિહાસ, પુરાણ અને નારાશંસી ગાથાઓનો

ઉલ્લેખ કર્યો છે તે આ વંશ, આખ્યાનો વગેરે વાળા વૈદિક ભાગો. પાછળથી આવા કટકાઓમાં સુધારાવધારા થઇને એનો જુદો સંગ્રહ થયો હશે. આ સંગ્રહમાંનો એક પ્રકાર તે ઇતિહાસ અને બીજો પ્રકાર તે પુરાણ. ઇતિહાસનો વિકાસ થઇને મહાભારત થયું અને બીજાનો વિકાસ થઇને અનેક પુરાણો થયાં. આ ફેરફાર સાથે જ સૂત જાતિ જુદી પડી હશે. વૈદિક કાળમાં વંશો વગેરે જાળવનાર વર્ગ સ્થાયી નહિ હોય પણ પછી કામ વધતાં એ વર્ગ સ્થાયી થયો અને સૂત કહેવાવા લાગ્યો. આ રીતે સૂત જાતિનું મુખ્ય કાર્ય તો આખી આર્યજાતિનું પુરાણ જાળવવું એ જ; જેઓ એ કાર્ય ઉપર ન નભી શકે તેઓ અમુક રાજાઓના આશ્રિત થઈ એમનાં પેઢીનામા જ સાચવે અને એનાં કુળનાં પરાક્રમો ગાય. વાયુ પુરાણ આ બીજા પ્રકારના કર્મને જરા હલકું ગણે છેઃ—

मध्यमो ह्येष सूतस्य धर्मः क्षत्रोपजीवनम् ।

વાયુ પુ. **अ. १ श्लो. ३८.**

પ્હેલા પ્રકારનું કામ કરનાર—આખી આર્ય પ્રજાના, દેવો, ઋષિઓ, રાજાઓ વગેરેની વંશાવળીઓ જાળવનાર જે વર્ગ તે પુરાણવક્તા સૂત. અને જે ક્ષત્રોપજીવી વર્ગ તેમાંથી પાછળના બારોટો થયા. આ રીતે વિચાર કરતાં માત્ર બારોટો સાથેની સરખામણીથી પુરાણોને, પાર્જિટર જેવા જે પંડિતો માત્ર ક્ષત્રિય પરંપરા ગણે છે તેઓ ભૂલે છે એમ લાગે છે. ખરી રીતે વૈદિક સાહિત્ય પેઠે જ પૌરાણિક સાહિત્ય સમસ્ત આર્ય જાતિનું ધન છે. ફેર એટલો જ છે કે વૈદિક સાહિત્યને જાળવનાર શ્રોત્રિય કહેવાતા અને પૌરાણિકને જાળવનાર સૂત કહેવાતા. આ પ્રમાણે માત્ર વંશોના સંગ્રહરૂપ પુરાણ જૂના કાળમાં હોવું જોઇએ એમ **वंशपुराणज्ञाः** ( વાયુ. ૮૮, ૧૭૧ ) જેવા ઉલ્લેખોથી ખાત્રી થાય છે.

આ સૂતોક્ત વૈદિક વંશો, આખ્યાનો વગેરેના જુદા સંગ્રહરૂપ

જે મૂળ પુરાણ રચાયું તે પુરાણની પ્રાચીનતમ આવૃત્તિ. વાયુ અને વિષ્ણુપુરાણના ઉપર આપેલા ઉતારા સ્પષ્ટ રીતે આ પ્રાચીનતમ પુરાણનું સૂચન કરે છે. ધીમે ધીમે સૃષ્ટિની ઉત્પત્તિ વિશે આર્યોમાં એક સળંગ કલ્પના પ્રચારમાં આવી. આ સૃષ્ટિની ઉત્પત્તિ સાથે મન્વન્તરોની કલ્પના વૈદિક સાહિત્યમાં ક્યાંય નથી. બ્રાહ્મણો અને ઉપનિષદોમાં **तस्माद्वा एतस्मादात्मनः आकाशः संभूतः आकाशाद्वायुः** એ રીતે સૃષ્ટિની ઉત્પત્તિનું સાદું વર્ણન છે; પણ આ વર્ણનનો વિકાસ થઇને સૃષ્ટિની ઉત્પત્તિ વિશે સાંખ્યમત બંધાયો તે ઉપનિષદો પછીના કાળમાં થયું લાગે છે. આ સાંખ્યમતનું જૂના કાળમાં બહુ માન હતું એમ જણાય છે. મહાભારતમાં, પુરાણોમાં, વેદોના જુનામાં જુના ગ્રંથોમાં અને બીજાં જૂનાં સંસ્કૃત સાહિત્યમાં પણ આ મતનો ઉલ્લેખ જોવામાં આવે છે. આ ઐતિહાસિક વસ્તુ સ્થિતિ ઉપરથી નીચેના

> सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
>
> वंश्यानुचरितं चेति पुराणं पञ्चलक्षणम ॥
>
> वायु. अ. १ श्लो. १०-११.

શ્લોકમાં કહેલ પંચલક્ષણ પુરાણની યોજના ઉપનિષદ્ પછીના જે કાળમાં મહાભારત રચાતું હતું તે કાળમાં થઈ દેખાય છે. આ રીતે મૂળ વૈદિક વંશો અને વૈદિક આખ્યાનો ( દા. ત. જુઓ ઉર્વશીનું આખ્યાન ) સાથે સર્ગ, પ્રતિસર્ગ અને મન્વંતરોનું વર્ણન ભળ્યું એટલે વૈદિક પછીના કાળનું સંપૂર્ણ પુરાણ થયું. પુરાણની આ બીજી આવૃત્તિ. પુરાણની પ્હેલી આવૃત્તિનું સ્વતંત્ર અસ્તિત્વ જળવાઇ રહ્યું નથી. પણ આ બીજી આવૃત્તિવાળાં તો એક કે વધારે પુરાણો આપસ્તમ્બના વખતમાં વિદ્યમાન હોય એમ એના ઉલ્લેખો ઉપરથી જણાય છે. આ જૂના પુરાણમાં સર્ગ અને પ્રતિસર્ગનું વર્ણન છે એટલે સાથે ખગોળ તથા ભૂગોળના વિભાગોનું વર્ણન પણ હોવું

જોઇએ. રાજાઓ, દેવો અને ઋષિઓના વંશો અને કોઇ કોઈ વંશ્યોનાં ચરિતો એટલું તો વૈદિક પુરાણનું લક્ષણ હતું. એટલે હાલનાં પુરાણોમાંના જૂનાંમાં જૂનાં વાયુ પુરાણ જેવામાં જે મુખ્ય વસ્તુ છે તે બધી આ જૂના પુરાણમાં હોય એમ દેખાય છે. અલબત્ત જેમ જેમ ભૂગોળ ખગોળ, વિશે માહિતી વધતી ગઇ, ઇતિહાસ ક્રમમાં નવા નવા રાજવંશો આવતા ગયા તેમ તેમ આ વસ્તુમાં સુધારા વધારા થતા ગયા. પણ પુરાણનું મૂળ વસ્તુ તો આટલું જ.

પણ ઉપનિષદ્ પછીના કાળમાં જે નવા વિચારો—મતોનો દિવસે દિવસે આર્યોમાં પ્રચાર થતો જતો હતો તેનો સંગ્રહ ક્યાં કરવો એ મોટો પ્રશ્ન થઈ પડયો હતો. વેદો સંપૂર્ણ થઇ ગયા હતા, એમાં આ નવા વિચારોનો સમાવેશ અશક્ય હતો. એટલે આ નવા વિચારો માટે નવાં સાધનોની જરૂર પડી. આ નવા વિચારોમાં તત્ત્વદર્શન, ધાર્મિક માન્યતાઓ, ભક્તિ, સામાજીક બંધનોના વિચારો વગેરે પુષ્કળ ઉભરાઓ ઈ. સ. પૂર્વેનાં ૫૦૦—૬૦૦ વર્ષ દરમિયાન આવવા લાગ્યા હતા. આમાંથી બૌદ્ધ, જૈન વગેરેએ પોતપોતાનું પૃથક્ સાહિત્ય ઉત્પન્ન કર્યું; વૈદિક આર્યોથી વેદમાં ઉમેરા થાય એમ ન હતા એટલે તેઓએ શરૂવાતમાં ઇતિહાસ પુરાણનો આશ્રય લીધો. તત્ત્વદર્શન, ધાર્મિક માન્યતાઓ વગેરે વિશે અનેક નવા વિચારો ઇતિહાસપુરાણમાં ગુંથી દીધા. પાછળથી આ વિચારોનો જથ્થો એટલો વધતો ગયો તથા તે એટલો વ્યવસ્થિત થતો ગયો કે ઇતિહાસ પુરાણ એને સમાવવા માટે અયોગ્ય લાગ્યાં. એટલે દર્શનો, સ્મૃતિ ગ્રંથો વગેરે જુદા સાહિત્ય પ્રકારો થયા. ઘણા દાર્શનિક વિચારો—ખાસ કરીને સાંખ્યયોગના વિચારો તથા સ્મૃતિ—નિયમો અસ્પષ્ટ કે સ્પષ્ટ રૂપમાં મહાભારતમાં તથા પુરાણોમાં મળે છે. આ રીતે તત્ત્વ દર્શન તથા કાયદો તો છુટાં પડી ગયાં. પણ કેટલીક ધાર્મિક માન્યતાઓ તથા ભક્તિ વિચારને સંગ્રહનારૂં જુદું સાહિત્ય ઘણું મોડું ઉત્પન્ન થયું (છેક

ઈ. સ. ૧૦૦૦ પછી ) એટલે આ વિષયો તો મહાભારત અને પુરાણોમાં જ ગુંથાઈ રહ્યા, અને કાળક્રમે પુરાણના લક્ષણમાં એનો સમાવેશ થઇ ગયો. આ રીતે પાછળથી પુરાણ લક્ષણમાં દાખલ થયેલા વિષયોમાં એક તો શ્રાદ્ધનો વિષય છે, પિતૃઓની તૃપ્તિની વાત વેદમાં થોડી છે પણ પિતૃઓની માન્યતાનો તથા એની તૃપ્તિ માટે શ્રાદ્ધ યોજનાનો વધારે વિસ્તાર સૂત્રકાળમાં થયો છે અને એ વિષયના તરતા સાહિત્યમાંથી શ્રાદ્ધ પ્રકરણ મનુસ્મૃતિ વગેરે પેઠે વાયુ, વિષ્ણુ વગેરે પુરાણોમાં ઉતરી આવેલ છે. આ જ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મનાં પ્રકરણો પુરાણોમાં મળે છે એ પણ એજ સૂત્રકાળના તરતા સાહિત્યમાંથી ઉતરી આવેલ છે. પણ આ બેય વિષયો મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં સવિસ્તર ચર્ચાયેલા હોવાથી પુરાણના ખાસ વિષયો નથી રહ્યા, પાછળથી એજ વિષયોના વર્ણનનું કોઈ પુરાણ મળતું નથી. અને પ્હેલાંથી પણ એ વિષયોની પુરાણ પરંપરા જુદી હોવાનો સંભવ નથી. એ વિષયોની પરંપરા સ્મૃતિ–ગ્રંથોમાં છે.

પણ વેદ પછીના કાળમાં વિષ્ણુની અને શિવની તથા કાંઈક પાછળથી સૂર્યની અને દેવીની, ભક્તિના વિચારોનો ઘણા જોરથી પ્રચાર થવા માંડયો હતો. આ ભક્તિ માર્ગના જોરની ઘણી નિશાનીઓ મહાભારતમાં મળે છે.

વિષ્ણુભક્તિ અને શિવભક્તિનાં મૂળ તો છેક વેદમાં દેખાય છે. ( જુઓ વૈષ્ણવ ધર્મનો તથા શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ). પણ આ ભક્તિ માર્ગનો વિકાસ મુખ્યત્વે મહાભારત કાળમાં થયો છે. આ વૈષ્ણવ ભક્તિ અને શૈવભક્તિનું કેટલુંક સાહિત્ય મહાભારતમાં જળવાઈ રહ્યું છે. પણ તે તે માર્ગના અનુયાયીઓ પાસે તે તે માર્ગના ખાસ ગ્રંથો હોવા જોઇએ. ભક્તિ એટલે શું ? વિષ્ણુ કે શિવનો મહિમા કેવો છે ? જૂના કાળમા વિષ્ણુના અને શિવના કોણ ભક્તો થઈ ગયા ? વિષ્ણુના કયા કયા અવતારોએ શું શું કર્યું ? વગેરે તે

તે દેવની ભક્તિને પોષે એવી વાતો તે કાળના વૈષ્ણવો અને શૈવોમાં પ્રચલિત હોય એ સ્વાભાવિક છે. અને એ શ્રુત પરંપરાથી ઉતરી આવેલી કથાઓનો અમુક કાળે ગ્રંથ રૂપમાં સંગ્રહ થાય એ પણ સ્વાભાવિક છે. આવા વૈષ્ણવકથાઓવાળા અને શૈવકથાઓવાળા ગ્રંથોને પણ પુરાણ કે સંહિતા કહેતા હશે. વૈદિક સાહિત્યમાંથી ઉતરી આવેલો સંહિતા શબ્દ મહાભારતમાં વપરાયો છે. ( નારાયણીય પર્વમાં સાત્વત સંહિતાનો ઉલ્લેખ છે. ) આ રીતે પુરાણની બીજી બે પરંપરાઓ મળે છે. એક વૈષ્ણવ અને એક શૈવ.

વળી વેદમાં નહોતી એવી તીર્થ ભાવના ઉપનિષદ્ પછીના કાળમાં ઉત્પન્ન થઈ છે. બૌદ્ધોએ એ ભાવનાને બહુ પોષી છે. આ તીર્થ ભાવનાના વિકાસને પરિણામે જે જે તીર્થસ્થાનોની કલ્પના થઈ એ તીર્થસ્થાનોના માહાત્મ્યોના સંગ્રહની પણ જરૂર પડી; મહાભારતમાં તીર્થવર્ણનોનું સ્થાન મોટું છે. પણ મહાભારતમાં એ પાછળથી ઉમેરાયેલ છે. પણ પુરાણમાં તીર્થવર્ણનની પરંપરા જૂના કાળથી જુદી હોવાનો સંભવ છે. હાલનાં પુરાણોમાં મુખ્યત્વે તીર્થ વર્ણનમય હોય એવાં એક કરતાં વધારે પુરાણો મળે છે, વિષ્ણુ પુરાણોક્ત પુરાણાનુક્રમણિકા જેને આદિ પુરાણ કહે છે તે બ્રહ્મપુરાણમાં સર્ગ, પ્રતિસર્ગ, વંશો વગેરે પુરાણના મૂળવિષયો ટુંકામાં છે અને તીર્થ માહાત્મ્યોથી જ આખું પુરાણ ભર્યું છે. વળી વ્રત વર્ણનનું પણ જુદું પુરાણ હોય એવો સંભવ છે. તીર્થો પેઠે વ્રતોની ભાવના ઉપનિષદ્ પછી બૌદ્ધ, જૈન ધર્મના જોરવાળા કાળમાં જોરમાં આવી છે. એ વિષયના જુદા ગ્રંથો ઈ. સ. ૧૦૦૦ પછીના કાળમાં જ રચાયા છે. એટલે એનો પ્રથમ સંગ્રહ પુરાણમાં જ થયો છે. વાયુ પુરાણોક્ત પુરાણાનુક્રમણિકા જેને આદિસ્થાન આપે છે, અને કલિયુગના રાજાઓની વંશાવળીવાળા ભાગનો જે પુરાણનો પાઠ પ્રાચીનતમ છે તે મત્સ્ય પુરાણ મુખ્યત્વે વ્રતોનું પુરાણ છે. દાન જેવા વિષયો વ્રત કે તીર્થ સાથે ચર્ચાયા જણાય છે. એની સ્વતંત્ર પરંપરા નથી દેખાતી.

પૌરાણિક સાહિત્ય તથા ઇતર સંસ્કૃત સાહિત્ય જોતાં પુરાણની આ પાંચ પરંપરા ઘણી જુની દેખાય છે.

વિષ્ણુ, શિવ પેઠે દેવી ભક્તિનો પણ અત્યારના હિન્દુ સમાજમાં ઘણો પ્રચાર છે. પણ એની પરંપરા મહાભારત અને પુરાણો જોતાં ઉપરની પાંચ પરંપરાથી અર્વાચીન છે. શરૂઆતમાં દેવીભક્તિ શિવભક્તિ સાથે જોડાયેલ હોય એમ કૂર્માદિ શૈવપુરાણો ઉપરથી લાગે છે. પાછળથી એ પ્રવાહ સ્વતંત્ર ચાલ્યો છે. દેવી માહાત્મ્ય જેવો દેવી ભક્તિનો જૂનો ગ્રન્થ પણ માર્કંડેય પુરાણમાં પાછળથી ઉમેરાયેલ જણાય છે. અને દેવી ભાગવત તો ઘણું પાછળનું છે. વિ. સં. પૂર્વેના કાળમાં શિવ, વિષ્ણુ પેઠે બ્રહ્મા, કાર્તિકેય અને કુબેરની પૂજાનો ઘણો પ્રચાર હતો, એમ મહાભારત તથા પાતંજલ મહાભાષ્ય ઉપરથી જણાય છે. બ્રહ્માના નામ ઉપરથી બ્રહ્મપુરાણ છે અને કાર્તિકેયના નામ ઉપરથી સ્કંદ પુરાણ છે પણ આ બેય પુરાણોમાં અત્યારે બ્રહ્માની અને કાર્તિકેયની પૂજાનો વિષય મુખ્ય નથી. મતલબ કે બ્રહ્મા અને કાર્તિકેયની ભક્તિના પ્રચારનું કાંઇક પૌરાણિક સાહિત્ય જૂના કાળમાં કદાચ હશે તો તે, પાછળથી એ દેવોની પૂજાનો પ્રચાર ઘટી જતાં, લુપ્ત થઈ ગયું અને એને સ્થાને બીજા લોક પ્રિય પૌરાણિક વિષયો બ્રહ્મપુરાણ અને સ્કંદ પુરાણમાં દાખલ થઈ ગયા. કુબેરની પૂજાનો સ્પષ્ટ ઉલ્લેખ પતંજલી કરે છે અને જૂનાં ભરહુત, સાંચી વગેરેનાં શિલ્પમાં કુબેરની પૂજાનો પ્રચાર દેખાય છે પણ એ પૂજાનો બ્રાહ્મણોએ સ્વીકાર ન કર્યો હોય કે ગમે તેમ હોય પણ પૌરાણિક સાહિત્યમાં કુબેર પૂજા વિષે ખાસ કાંઈ જળવાઈ રહ્યું નથી.

વરાહ, વામન અને નૃસિંહ વિષ્ણુના અવતારો ગણાય છે. મહાભારતના કેટલાક ભાગોમાં, હરિવંશ વિષ્ણુપુરાણમાં અને પાછળના કાવ્યસાહિત્યમાં પણ આ વિષ્ણુના અવતારો જ ગણાય છે. પણ ગુપ્તકાળમાં વરાહ, વામન અને નૃસિંહની પૂજાનો ઘણો પ્રચાર હતો. આ

ત્રણે દેવોનાં પુષ્કળ મંદિરો ઉભાં થયેલાં, એટલે એ મંદિરોના આશ્રિત બ્રાહ્મણોએ આ દેવોની ભક્તિ વધારનારૂં સાહિત્ય ઉત્પન્ન કર્યું જ હોવું જોઇએ. વરાહ પુરાણ, વામન પુરાણ અને નૃસિંહપુરાણ મૂળ આ પ્રયોજનથી જ રચાયાં હશે, પણ પાછળથી આ દેવોની સ્વતંત્ર ભક્તિનો પ્રચાર બંધ થઈ જતાં, એનાં મંદિરો બંધાતાં બંધ થઈ ગયાં, એટલે આ પુરાણોમાં પણ બીજા પૌરાણિક વિષયો દાખલ થઇ ગયા એટલું જ નહિં પણ વિષ્ણુના અવતારના પુરાણમાં શિવ અને શક્તિનાં માહાત્મ્યો છે. પણ આ વરાહ, વામન, નૃસિંહનીયે જૂના કાળમાં સ્વતંત્ર પરંપરા હોવાનો સંભવ નથી, કારણ કે તેઓ વિષ્ણુના અવતારો ગણાઇને વિષ્ણુભક્તિની પરંપરામાં એનો સમાવેશ થાય છે.

ગુપ્તકાળમાં વરાહ, વામન પેઠે સૂર્ય પૂજાનો પણ ઘણો પ્રચાર હતો અને આ દેશમાં ૧૩ મા શતક સુધી સૂર્યનાં ભવ્ય મંદિરો બંધાયાના દાખલા છે. પણ સૂર્યનીયે એ કાળમાં જૂદી પરંપરા હોય એમ દેખાતું નથી. વેદમાં ઇંદ્ર, અગ્નિ, વરૂણ વગેરે સાથે સવિતાને લગતા મત્રો છે. પણ પછી એ પ્રવાહ ચાલુ રહેલો દેખાતો નથી. પણ ગુપ્તકાળમાં કાંઇક નવું જોર મળવાથી સૂર્યપૂજાનો નવો પ્રચાર થયો છે. જુદાં જુદાં સૂર્યસ્તોત્રો ગુપ્તકાળથી રચાવા લાગ્યાં છે. પણ હાલનાં ભવિષ્યપુરાણનો, સૌરપુરાણનો, સાંબપુરાણનો કે આદિત્ય પુરાણનો ચોક્કસ સમય કહેવો મુશ્કેલ છે. આદિત્ય અને ભવિષ્ય એલ્બીરૂની પ્હેલાંનાં છે પણ ૧૮ પુરાણોની કેટલીક યાદીઓમાં આદિત્ય નથી એ ઉપરથી વાયુ, મત્સ્ય, વિષ્ણુ વગેરે પુરાણો પછી આદિત્યપુરાણ અને તે પછી સૌરપુરાણ રચાયું હોવાનો સંભવ છે. ગણપતિની પૂજાનો પ્રચાર સૂચવતું એક ગણપતિ ઉપપુરાણ છે.

આ ઉપરાંત જૂના ચાર વર્ણોના વિભાગો થઇને જુદી જુદી જ્ઞાતિઓ થવા માંડી ત્યારે આ જ્ઞાતિઓ ઉપર પણ ગ્રંથો લખાયા. પણ લગભગ બધાં પુરાણો તૈયાર થઇ ગયા પછી જ્ઞાતિ સંસ્થા

ઉત્પન્ન થઇ હોવાથી એનાં જુદાં પુરાણો થવાને બદલે સ્કંદપુરાણ જેવાં વિશાલોદર પુરાણોમાં જ્ઞાતિઓને લગતા ખંડો ઉમેરાયા છે.

ટુંકામાં અત્યારનાં પુરાણોને પરસ્પર સરખાવીને જોતાં તથા હિંદુ ધર્મનો અને સંસ્કૃત સાહિત્યનો સામાન્ય ઇતિહાસ જોતાં ઉપર ગણાવેલ પાંચ કે સાતથી વધારે પૌરાણિક પરંપરાઓ જૂના કાળમાં હોય એમ મને લાગતું નથી. આ સાતમાં પણ પૌર્વાપર્ય તપાસતાં એમ લાગે છે કે એક પુરાણ અથવા મહાપુરાણ, ૨ જું ભવિષ્ય પુરાણ ૩ જું હરિવંશ, ચોથું વિષ્ણુ પુરાણ કે વિષ્ણુ સંહિતા અને પાંચમી શિવસંહિતા. આ પાંચ ગ્રંથો હાલનાં બધાં પુરાણો પ્હેલાં–ઘણું કરી આપસ્તંબના વખતમાં હોવાનો સંભવ છે. અને તે પછી તરત જ એકાદ તીર્થનું અને એકાદ વ્રતોનું પુરાણ રચાયું હશે આ અનુમાન માટે આડકતરાં છુટાં છુટાં પ્રમાણો મળે છે.

વાયુ, મત્સ્ય વિષ્ણુ વગેરે હાલનાં જૂનામાં જૂનાં પુરાણો કોઈ પુરાણમાંથી [illegible] રતાં હોય એવી રીતે ચાલે છે. કવચિત્ પુરાણને બ[illegible] [illegible]ુ કહે છે. ( **इति** **ઓ**માં તો પ્રત્યેક પુરાણ પોતાને [illegible] કહે છે. )

પછી મહા[illegible]રત, પુરાણનો ઉલ્લેખ કરે છે; અને પુરાણમાંથી ઉતારા પણ કરે છે:—

पुराणे हि कथा दिव्या आदिवंशाश्च धीमताम् ।

**म. आ. अ. ५ श्लो. २**

निगदामि यथायुक्तं पुराणाश्रयसंयुतम् ।

**म. आ. अ. ८ श्लो. ७**

વળી સભા પર્વમાં **पुराणेषु** તથા **पुराणैः** એ રીતે બહુવચનમાં પણ ઉલ્લેખ મળે છે. ( જુઓ **सभा अ. ४५ श्लो. ३ અને अ. ५१ श्लो. २७** ).

આ સામાન્ય ઉલ્લેખો ઉપરાંત **एतद्वृत्तं भविष्ये हि कलेरुत्तमतेजसः** એ રીતે ભવિષ્ય પુરાણનું નામ મળે છે. અને વનપર્વમાં વાયુપુરાણનો ઉલ્લેખ છે. વનપર્વનો આ ભાગ મહાભારતના છેલ્લા થરનો કે એથીયે પાછળનો હશે પણ બાણ કવિએ **पवनप्रोक्त** પુરાણનો ઉલ્લેખ કરેલો છે એટલે મહાભારતનું વચન બાણ પછીનું હોવાની તો જરૂર નથી જ.

મહાભારત પેઠે રામાયણ પણ પૌરાણિક કથાઓ ઉતારે છે. સંસ્કૃત સાહિત્યમાં શંકરાચાર્ય ( ઈ. સ. ૮૦૦ ), કુમારિલ ( ઈ. સ. ૭૫૦ ), બાણ ( ઈ. સ. ૬૪૦ ), યાજ્ઞવલ્કય ( ઈ. સ. ૩૫૦ ની આસપાસ ) અને મનુ ( ઈ. સ. ૧૦૦ ની આસપાસ ) પણ પુરાણનો ઉલ્લેખ કરે છે. મતલબકે ઈ. સ ૧૦૦ ની પ્હેલાં એક કે વધારે પુરાણો હોવા વિશે શંકા નથી રહેતી. અને આપસ્તંબના ઉલ્લેખને આધારે એક પુરાણ કે મહાપુરાણ અને બીજું ભવિષ્ય પુરાણ એમ બે ગ્રંથો તો ઈ. સ. પૂર્વે બીજ [illegible] ાં કે ત્રીજામાં પણ હોવાનો સંભવ છે. જેમ ભારતમાંથી મહ [illegible] તેમ જ પુરાણમાંથી મહાપુરાણ થયું. એટલે કે મૂળ [illegible] ગીઓ, આખ્યાનો અને ઉપાખ્યાનોવાળું પુરાણ સર્ગ, પ્ર [illegible] ાર વિષયો ભળતાં મહાપુરાણ થયું. અને એમાં ન આવેલા કલિ [illegible] ના રાજાઓના વંશો. વગેરે નવા વિષયો માટે જે નવો ગ્રંથ થયો તેનું નામ પડયું ભવિષ્ય પુરાણ. મહાભારતના ઉપરના ઉલ્લેખ જોતાં ભવિષ્ય પુરાણમાં વંશાવળીઓ ઉપરાંત કથાઓ પણ હશે. હાલનાં પુરાણોમાં કલિયુગની વંશાવળીઓ માટે ભવિષ્યકાળ વાપર્યો છે એટલે એ વિષય તો મૂળથી ભવિષ્ય પુરાણમાં જ હશે. પણ પુરાણનો અર્થ જ જૂનું, એટલે જૂના વખતમાં બની ગયેલી વાતોનો જેમાં સંગ્રહ હોય તે ગ્રંથનું નામ પુરાણ પડે એ સ્વાભાવિક છે. પણ પુરાણથી ઉલટું ભવિષ્ય ‘ હવે થવાનું ’ એટલે ભવિષ્ય પુરાણ એ નામ અંતર્વિરોધી જેવું છે; છતાં એવું નામ પડયું છે, એ જ બતાવે છે કે પુરાણનો યૌગિક

અર્થ લુપ્ત થઇ જઇને ગ્રંથ વાચક અર્થ રૂઢ થયો તે પછી ભવિષ્ય પુરાણ નામ ઉત્પન્ન થયું હોય. એટલે ભવિષ્ય પુરાણ રચાયા પ્હેલાં ઘણા કાળથી પુરાણ નામના જ એક કે વધારે ગ્રંથો વિદ્યમાન હોવા જોઇએ. ઈ. સ. પૂર્વે બીજા કે ત્રીજા શતકમાં ભવિષ્ય પુરાણ હોય તો ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં કે તે પ્હેલાં મૂળ પુરાણ રચાયું હોવું જોઇએ.

## જુનાં પુરાણ કે પુરાણોનો સમય

પણ આ મૂળ કે આદિપુરાણ ક્યારે રચાયું? સદ્દગત કાળે પૌરાણિક પરંપરાને અનુસરી કહે છે કે વ્યાસજીએ મહાભારત યુદ્ધ પછી ઇ. સ. પૂ. ૧૧૦૦ની આસપાસમાં શૌનકને ભારત અને ભાગવત ( પુરાણ ) સંભળાવ્યાં ( જુઓ પુરાણ નિરીક્ષણ પા. ૨૮૬) અને વ્યાસજીએ બાર હજાર શ્લોકોમાં અઢાર આદિપુરાણો રચ્યાં, જે વ્યાસજીના સમયથી ઈ. સ. પૂર્વે ૧૦૦ સુધી પ્રચલિત હતાં પણ તે પછી એ લુપ્ત થયાં અને તેમાંથી વસ્તુ લઇને તથા બીજા ઉમેરા થઇને હાલનાં પુરાણો રચાયાં. ( એજન પા. ૨૮, ૨૯ ) પણ વ્યાસજીનીયે પ્હેલાં એક આદિ પુરાણ હતું (એજન પા. ૮).

પાર્જિટર મૂળ પુરાણના સમય માટે નીચે પ્રમાણે અનુમાન કરે છે. જુદા જુદા પુરાવાઓથી વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, સ્કન્દ, પદ્મ, ભવિષ્ય, બ્રહ્મ અને ગરુડ પુરાણ વગેરે હાલનાં પુરાણો ઈ. સ. પાંચમા છઠ્ઠા શતકમાં હતાં અને મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડ પુરાણમાં કલિયુગની વંશાવળી ભવિષ્ય પુરાણમાંથી ઈ. સ. ત્રીજા–ચોથા શતકમાં લેવામાં આવી છે.

વળી ઉપર દર્શાવ્યું તેમ આપસ્તમ્બ ભવિષ્ય પુરાણમાંથી ઉતારો કરે છે. માટે એ પુરાણ ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં કે તે પ્હેલાં દોઢસો બસ્સો વર્ષ ઉપર રચાયું હોવું જોઇએ. ભવિષ્ય પુરાણ જેવું અંતર્વિરોધી નામ પુરાણ શબ્દનો અર્થ રૂઢ થયા પછી જ પડે

એટલે ભવિષ્ય પુરાણ પ્હેલાં ઈ. સ. પૂર્વે પાંચમા શતકમાં જુદા જુદા નામનાં પુરાણો વિદ્યમાન હોવાં જોઇએ, અને આતતાયીવાળા ઉતારાના આધારે મત્સ્ય પુરાણ તો હોવું જ જોઇએ એમ પાર્જિટર કહે છે. ( એજન પા. ૫૧ ) પણ મત્સ્ય જ શા માટે? બીજા ઉતારાનું વસ્તુ વાયુ, મત્સ્ય અને વિષ્ણુમાં મળે છે એમ બુલ્હરે બતાવ્યું છે. અને બ્રહ્માંડમાં પણ મળે છે એમ પાર્જિટર કબુલ રાખે છે.

વળી પુરાણો મોટે ભાગે પાંડવોના સ્વર્ગારોહણ પછી બનેલા બનાવો અને થયેલા વંશોમાટે ભવિષ્યકાળ વાપરે છે. વાયુ પુરાણ અર્જુનથી છઠ્ઠા અધિસીમ કૃષ્ણના વખતમાં કહેવાયું છે એમ એમાં જ કહ્યું છે. ( **वा. अ.** १. १२ ) મત્સ્ય પણ એ જ વખતે કહેવાયું છે ( **म. अ.** ૫૦. ૬૬ ) અને બેય પુરાણો અધીસીમકૃષ્ણ પછીના રાજાઓને ભવિષ્યમાં થશે એમ કહે છે. બ્રહ્માંડ વાયુને અનુસરે છે ( ૩. ૭૪ **श्लो.** ૧૧૩. ૧૧૪ ) વિષ્ણુ અને ભાગવત પરીક્ષિતને વર્તમાન રાજા કહે છે અને તે પછીનાને ભવિષ્યમાં થશે એમ કહ્યું છે ( **विष्णु** ૪. ૨૦. ૧૨, ૧૩. **भागवत** ૧૨. ૨૨. **श्लो.** ૩૪. ૩૬ ) ગરૂડપુરાણ જનમેજયને વર્તમાન રાજા કહે છે. ટુંકામાં પુરાણો ભારતયુદ્ધના અન્તથી કે સો વર્ષ પછીથી ભવિષ્યનો આરંભ કરે છે. અને તે પ્હેલાંના બધા બનાવોને તથા વંશોને ભૂતકાલિન ગણે છે. આ રીતે અમુક વખત પછીના બનાવોને ભવિષ્યકાલિન ગણવાનું કારણ પાર્જિટર એવું ધારે છે કે એ વખતે-ભારત યુદ્ધ વખતે મૂળપુરાણ રચાયું હોવું જોઇએ. પુરાણો પોતે વ્યાસજીને પુરાણ વક્તા ગણે છે એ ઉપરથી પણ એ જ સાબીત થાય છે. આ વખતથી તે આપસ્તમ્બ સુધીના સમયમાં એકનાં અનેક પુરાણો થયાં, ભવિષ્ય રચાયું અને પુરાણમાં બીજા બ્રાહ્મણ વિષયો ઉમેરાયા ( એજન પા. ૫૪ ) કૌટિલીય અર્થશાસ્ત્ર ઋક્, સામ, યજુષ્ અને અથર્વ સાથે ઇતિહાસને વેદ ગણે છે અને ઇતિહાસમાં પુરાણ, ઇતિવૃત્ત, આખ્યાયિકા, ઉદ્ધરણ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો સમા-

વેશ કરે છે. ( **અર્થશાસ્ત્ર** ૧. ૫ ) આ ઉપરથી ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં એક કરતાં વધારે પુરાણો હોવાં જોઈએ એમ પાર્જિટર માને છે.

વળી ભારતયુદ્ધનો સમય, પુરાણોની કલિયુગની વંશાવળીઓ-માંથી પોતાની રીતે ગણતરી કરીને, પાર્જિટર ઈ. સ. પૂર્વે ૯૫૦માં મુકે છે એટલે વ્યાસનું મૂળ પુરાણ એ વખતે રચાયું એમ કહે છે. અને પુરાણોનાં પોતાનાં કથનને અનુસરી પાર્જિટર મૂળપુરાણ ચાર હજાર શ્લોકનું હોય એમ માને છે.×

પણ વીલીબાલ્ડ કીર્ફેલ ( Willibald Kirfel ) નામના યૂરોપિય વિદ્વાને ઈ. સ. ૧૯૨૭માં પંચલક્ષણપુરાણ (Das Purāna Pancalaksana ) નામનો ગ્રંથ પ્રકટ કર્યો છે, જેમાં ભિન્ન ભિન્ન પુરાણોમાંથી સર્ગ, પ્રતિસર્ગ વગેરે પાંચ લક્ષણોને લગતા શ્લોકોનો એકત્ર સંગ્રહ કરવામાં આવ્યો છે, આ ગ્રંથ લગભગ દશ હજાર શ્લોકપૂરનો છે.*

પાર્જિટરે ઉપર કહેલા મૂળપુરાણનો ઉપર પ્રમાણે જે સમય

---

× षट्शः कृत्वा मयाप्युक्त पुराणमृषिसत्तमाः । आत्रेयः सुमतिर्धीमान्काश्यपोह्यकृतव्रणः ॥ भारद्वाजोऽग्निवर्चाश्च वशिष्ठो मित्रयुश्चयः । सावर्णिः सौमदत्तिस्तु सुशर्मा शांशपायनः ॥ एते शिष्या मम ब्रह्मन् पुराणेषु दृढव्रताः । त्रिभिस्तिस्रः कृतास्तिस्रः संहिताः पुनरेव हि काश्यपः संहिताकर्ता सावर्णिः शांशपायनः । सर्वास्ताहि चतुष्पादाः सर्वाश्चैकार्थवाचिकाः ॥ पाठान्तरैः पृथग्भूताः वेदशाखा यथा तथा चतुःसाहस्त्रिकाः सर्वाः शांशपायनिकामृते ॥ लोमहर्षणिकामूला । ...

**वायु अ. ६१ श्लो. ५५. ६०**

**ब्रह्मांड २. अ. ३६ श्लो. ६३. ६८**

* મેં આ ગ્રન્થ જોયો નથી એટલે એ વિષે વધારે કાંઇ કહી શકું એમ નથી, માત્ર એની નોંધ મ. મ. ડા. હરપ્રસાદ શાસ્ત્રીએ કરી છે.
( જુઓ–J. B. & O. R. S. 1928 part 111 p. 326 )

નિશ્ચિત કર્યો છે તે હજી સર્વમાન્ય થયો નથી. ખરી રીતે મૂળ પુરાણના સમયનો નિર્ણય કરવામાં બુદ્ધ પ્હેલાંના આપણા સાહિત્યના કાળનિર્ણયની અનિશ્ચિતતાજ નડે છે. જૂદા જૂદા લેખકો મહાભારતનાં યુદ્ધને તથા વેદના સમયને જુદા જુદા સમયમાં મુકે છે. મહાભારતનું યુદ્ધ કલિસંવત્‌ના આરંભ પ્હેલાં ઇ. સ. ૩૧૦૨માં થયું હતું, એમ રા. બ. ચિંતામણ વિ. વૈદ્ય માને છે. પણ ઘણાખરા પાશ્ચાત્ય પંડિતો વેદના જૂનામાં જૂના ભાગને પણ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ પ્હેલાં નથી મૂકતા. ( જુઓ કેમ્બ્રીજ હીસ્ટરી વો. પ્હેલું પ્ર. ૪ ) અને મહાભારતનું યુદ્ધ શતપથ બ્રાહ્મણના કાળમાં થયું હોવાનો સંભવ તો સર્વમાન્ય છે. બીજી તરફથી પુરાણોનાં વચનોને અનુસરી શ્રી. કાળે ઇ. સ. પૂર્વે ૧૨૬૩માં ભારતીય યુદ્ધ થયું માને છે. ( પુરાણ નિરીક્ષણ પા. ૧૯૧ ) કેટલાક ઇ. સ. પૂર્વે ૧૧૦૦માં અને કેટલાક ૧૦મા શતકમાં માને છે ( જુઓ મેકડોનલનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ) મહાભારતનું યુદ્ધ જે વખતે થયું તેજ વખતે મૂળભારત અને મૂળપુરાણ લખાયું હોય તો પાર્જિટરનો અને મેકડોનલનો સમય મળી રહે. પણ અત્યારે જે મહાભારત અને જે પુરાણો આપણી પાસે છે તેનો જૂનામાં જૂનો અંશ પણ ઇ. સ. પૂર્વે ચોથા પાંચમા શતક પ્હેલાંનો હોવાનો સંભવ નથી. મતલબ કે મહાભારત યુદ્ધ શતપથ બ્રાહ્મણના કાળમાં થયું અને તે કાળે જ એ સંબંધી કોઇ ગ્રન્થ રચના થઇ હોય તો એ બ્રાહ્મણ સાહિત્યની ભાષામાં હોવી જોઇએ. કદાચ બુલ્હર સાહેબ તર્ક કરે છે તેમ જૂનાં ઉપનિષદ જેવી ગદ્યપદ્યાત્મક શૈલીમાં અને ઔપનિષદ ભાષામાં મૂળ ભારત અને મૂળ પુરાણ રચાયાં હોય તો એ જળવાઇ રહ્યાં નથી. અથર્વવેદ અને શતપથના ઉલ્લેખો એ મૂળ ભારત અને પુરાણ વિષે જ હશે. હાલનાં પુરાણોમાં તથા મહાભારતમાં કવચિત્ વૈદિકભાષાના શ્લોકો જૂના શ્લોકો તરીકે ઉતારેલા જોવામાં આવે છે તે આ મૂળ બ્રાહ્મણકાળનાં ઇતિહાસ પુરાણમાંથી હોવાનો સંભવ છે. પણ એ

મૂળ ઇતિહાસ પુરાણુ તો લુપ્ત થઇ ગયું છે, અને એમાં જે વસ્તુ હશે તેમાં ઉમેરા થઇને હાલનાં મહાભારતનો જૂનામાં જૂનો થર અને હાલનાં પુરાણોમાં રહેલા પ્રાચીનતમ અંશોવાળાં એક કે વધારે જૂનાં પુરાણો ઈ. સ. પૂર્વે ચોથા પાંચમા શતકમાં રચાયાં હોય એમ માનવામાં વાંધો નથી, આથી વધારે જૂના કાળમાં મહાભારતને કે જૂનાં પુરાણુને ખેંચી જવા માટે નવા ઐતિહાસિક પુરાવાઓ આવશ્યક છે, એમ મને લાગે છે. આ પ્હેલાંનું સાહિત્ય તે વૈદિક સાહિત્ય.

જે લોકો મહાભારતને આથી ઘણા જૂના કાળમાં મુકે છે તે લોકોને પણ મહાભારત અને પુરાણોના આંતર પ્રમાણો ઉપરથી જ મહાભારતના સમકાલમાં પુરાણુને મુકયા વગર છુટકો નથી. ઉપોદ્ઘાતમાં જ આપેલા વૈદિક ઉલ્લેખો ઇતિહાસ પુરાણુને સાથે ગણે છે અને સૂત્રોમાં પણ મહાભારત સાથે પુરાણુનું નામ આવે છે. આ રીતે વિચારતાં પ્હેલું એક પુરાણુ, એ જ વધીને પાછળથી મહાપુરાણુ થયું અને તેમાં રહી ગયેલા વિષયોનું ભવિષ્ય પુરાણુ થયું. આ બે કે ત્રણ ઉપરાંત નીચેનાં બે-ત્રણ પુરાણો પણ લગભગ એ વખતમાં એટલે ઈ. સ. પૂર્વે બીજા શતકમાં હોવાનો સંભવ લાગે છે. એક અથવા બે વૈષ્ણવ પુરાણો અને એક શૈવપુરાણ. આ ગ્રંથો પ્હેલેથી પુરાણ જ કહેવાતા હશે કે પ્હેલાં સંહિતા કહેવાતા હશે અને પાછળથી પુરાણુ કહેવા લાગ્યા હશે એ જરા સંદિગ્ધ છે. કારણ કે રામાનુજ વગેરે જેનો આધાર લે છે તે અહિર્બુધ્ન્ય, પારમેશ્વર, પૌષ્કર, સાત્વત વગેરે દ્રાવિડ વૈષ્ણવ ભક્તિના ગ્રંથો પાંચરાત્ર સંહિતાઓ કહેવાય છે. મહાભારતનું નારાયણીય પર્વ પાંચ રાત્ર ઉપનિષદ્નો ઉલ્લેખ કરે છે. "ચાર વેદ સાંખ્ય તથા યોગ સહિત આ પાંચરાત્ર નામનું મોટું ઉપનિષદ્ નારદે જે રીતે નારાયણના મુખથી સાંભળ્યું હતું તે રીતે કહેલું છે."

(મ. શાં. અ. ૩૩૯)

વળી હર્ષચરિતમાં બાણુ ભૈરવાચાર્યનું વર્ણન કરતાં સર્વ શૈવ

સંહિતાઓ "એને મોઢે હતી એમ કહે છે."* મહાભારત પણ સંહિતા કહેવાય છે.

चतुर्विंशतिसाहस्रीं चक्रे भारत संहिताम्

म. आ. अ. १

चकारान्यां स संहिताम्

એજન.

નીચેના વચન ઉપરથી પણ સંહિતા શબ્દ કેવા અર્થમાં વપરાતો હતો તે સમજાશેઃ—

विविधं संहिताज्ञानं दीपयन्ति मनीषिणः

म. आ. अ. १.

પણ મહાભારતના નારાયણીય પર્વમાં જ બીજે સ્થળે,

अतिक्रान्ता पुराणेषु प्रादुर्भावा द्विजोत्तम ।

म. शां. अ. ३४८ श्लो. ५७

વળી

अपिहि पुराणे भवति एकयोन्यावग्निषोमौ ।

म. शां. अ. ३५०

સભા પર્વમાં પણ વિષ્ણુના અવતારો પુરાણોમાં કહેલા છે એમ કહ્યું છેઃ—

एते चान्ये च बहवो विष्णोर्देवगणैर्युताः ।

प्रादुर्भावा पुराणेषु गीयन्ते ब्रह्मवादिभिः ॥

म. स. अ. ५० श्लो. ४७

મહાભારતના આ ભાગોનો સમય નક્કી કહેવાય એવું નથી

* जिव्हाग्रस्थितनसर्वशावसंहितातिभारेणेवमनाक् प्रलम्बितोष्ठम् !

हर्षचरित तृतीय उच्छ्वास.

પણ એ ભાગોને હરિવંશના સમકાલિન માનવામાં વાંધો નથી. કદાચ પાછળના હોય એમ માનીએ તો હરિવંશનો પુરાવો ઘણો ચોક્કસ છે. હરિવંશના આરંભમાં જ શૌનક સૌતિને કહે છે કેઃ--

कथितं भवता पुण्यं पुराणं श्लक्ष्णया गिरा ।

मनःकर्ण सुखं सौते प्रीणात्यमृतसंमितम् ॥

तत्र जन्म कुरूणां वै त्वयोक्तं लौमहर्षणे ।

नतु वृष्ण्यन्धकानां च तद्भवान्वक्तुमर्हसि ॥

**हरिवंश. पर्व. १ अ. १ श्लो ८, ९**

અર્થાત્ મહાભારત કુરૂકુલનું—અથવા કુરૂ પાંચાલનું પુરાણ છે. પણ એમાં મહાભારતના અપ્રતિમ પાત્રકૃષ્ણના જન્મની કથા નથી માટે કૃષ્ણ ભકતોને વૃષ્ણિકુળના પુરાણની આવશ્યકતા લાગી.

વૈષ્ણવ અને શૈવ ધર્મના જે સંક્ષિપ્ત ગ્રંથો સૌથી પ્હેલાં રચાયા તે વૈદિક પદ્ધતિ પ્રમાણે ઉપનિષદ્ નામથી ઓળખાતા હશે. ભગવદ્ ગીતા ઉપનિષદ્ જ કહેવાય છે. પછી આ ગ્રંથોનો વિસ્તાર વધતાં સંહિતા નામ પડ્યું હશે. અને એથી પણ આગળ વધતાં—તે તે ધર્મના ઉત્પાદક કે પૂજ્યદેવ વગેરેનાં આખ્યાનો ઉમેરાતાં પુરાણ નામ પડ્યું હોય એવો ક્રમ દેખાય છે. અને વિષ્ણુનાં તથા શિવનાં પુરાણો રચાયા પછી વિષ્ણુ ભક્તોને મૂળ મહાપુરાણમાં કે ભવિષ્યમાં જેમાં હોય તેમાં આવેલી વૃષ્ણિવંશની વંશાવળી વિસ્તારવાળાં કૃષ્ણ ચરિત્ર વિના અધુરી લાગતાં કૃષ્ણ ચરિત્રવાળા કટકાઓ વિષ્ણુ અને શિવનાં પુરાણોમાંથી ઉમેરાયા હશે. વાયુ અને મત્સ્યમાં આ સ્થિતિ દેખાય છે.

હરિવંશ ઉપરથી પણ હરિવંશ રચાયા પ્હેલાં ઉપર કહ્યું છે તેમ ત્રણચાર પુરાણો હોવાનો સંભવ દેખાય છે.

આર્યાવર્તમાં બ્રાહ્મણ કાળથી કુરૂ પાંચાલનું જોર વધારે. શતપથ બ્રાહ્મણમાં કુરૂ પાંચાલ જ મુખ્ય દેખાય છે; એ પછીના

કાળમાં પૂર્વમાં કોશલ, કાશી અને છેવટ મગધ જોરમાં આવ્યાં. અને પશ્ચિમમાં શૂરસેનો-વૃષ્ણિઓ જોરમાં આવ્યા. આ પાછલી સ્થિતિ મહાભારત, રામાયણમાં અને બૌદ્ધ સાહિત્યમાં દેખાય છે. હવે મહાભારત મૂળ તો કુરૂ પાંચાલના કવિનું કાવ્ય છે; એમાં મુખ્ય વાત કુરૂઓની જ હોય. એટલે સૌથી પહેલાં જે સૂતોએ અવૈદિક ભાષામાં કાવ્ય રચના શરૂ કરી તેઓએ કુરૂ કુળના એક કુટુંબનો અને કુરૂ પાંચાલના એક બનાવનો વિસ્તારથી વૃત્તાંત-ઇતિહાસ લખ્યો—એનું નામ મહાભારત. પછી વૃષ્ણિ વંશના ભગવાન્ વાસુદેવ વૈષ્ણવોમાં પૂજ્ય અને એનું વિસ્તૃત ચરિત્ર મહાભારતમાં ન આવતું હોવાથી મહાભારતના ખિલ રૂપે હરિવંશની રચના થઈ. હરિવંશ એક જાતનું પુરાણ જ છે. હરિવંશની સમાપ્તિમાં શ્રવણ ફલ કથન અધ્યાયમાં સ્પષ્ટ કહ્યું છે કે:—

हरिवंशे पुराणं तु श्रुते मुनिवरोत्तम ।

અલબત્ત આ અધ્યાય પાછળનો છે. એમાં અઢાર પુરાણનો ઉલ્લેખ છે* પણ એ ઉપરથી પાછળના પૌરાણિકો હરિવંશને એક જાતનું પુરાણ જ ગણતા એટલું જરૂર સાબીત થાય છે.

હરિવંશ પોતે ખિલ હો કે પુરાણ હો પણ તેમાં વિષ્ણુના અવતારોની વાતો. વૃષ્ણિ વંશનું વર્ણન, કૃષ્ણના ચરિત્રની કથાઓ પુરાણ કે પુરાણોમાંથી સંગ્રહવામાં આવેલ છે એમ તો હરિવંશ જ કહે છે:—

गाथाभिस्तत्प्रदिष्टाभिर्य तस्य चरितं विदुः ।
पुराणास्तं पुराणेषु ऋषयः संप्रचक्षते ॥

---

* अष्टादशपुराणानां श्रवणाद्यत्फलं भवेत

हरि, ५-३. अ, १३५ श्लो. ३

श्रूयते चास्य चरितं देवेष्वपि पुरातनम् ।
महापुराणात्प्रभृति परं तस्य न विद्यते ॥

**हरिवंश पर्व १ अ. ५० श्लो. १९, २०.**

આ સ્પષ્ટ વચન ઉપરથી એક કરતાં વધારે પુરાણો હરિવંશના વખતમાં હતાં અને તેમાંનું એક મહા પુરાણ કહેવાતું હતું એમ દેખાય છે. હરિવંશનો સમય અનિશ્ચિત છે. પણ મહાભારતનું એક લાખ શ્લોકનું પૂર હરિવંશને અંદર ગણ્યા વગર પૂરૂં થતું નથી. અને મહાભારત ઇ. સ. ચોથા શતકમાં સંપૂર્ણ મળતું હતું એમ ઉત્કીર્ણ લેખોના તથા બીજા પુરાવાઓ ઉપરથી બધા કબુલ કરે છે.+ અને આ વિચારસરણીને અનુસરનારા પાશ્ચાત્ય પંડિતો હરિવંશને બીજા ત્રીજા શતકમાં મુકે છે.×

હરિવંશનાં, એની કેટલીક પ્રતોમાં બે અને કેટલીક પ્રતોમાં, ત્રણ પર્વો ગણાય છે. હરિવંશ પર્વ, વિષ્ણુ પર્વ અને ભવિષ્ય પર્વ. આ ત્રણ પર્વોનાં નામ એ વખતના ત્રણ પુરાણોનાં નામો ઉપરથી લેવામાં આવ્યાં હોય એવો મારો તર્ક છે. ૧ વૃષ્ણિ વંશ કે હરિવંશ નામનું પુરાણ હશે જેમાં મુખ્ય વાત વૃષ્ણિઓના વંશ વર્ણન સાથે કૃષ્ણ ચરિતની હોવાનો સંભવ છે. ૨ વિષ્ણુ પુરાણ, વૈષ્ણવ પુરાણ કે વૈષ્ણવ સંહિતા હશે. જેમાં વિષ્ણુમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ, વિષ્ણુના અવતારો, વિષ્ણુ ભક્તિનું માહાત્મ્ય વગેરે વિષયો હશે. અને ત્રીજું

---

\+ The great epic in nearly its present extant existed before the fourth century A. D.

( Cambridge History Vol. I p. 258 )

× The Harivansha is of uncertain date but in all probabity as we have it, it can not be placed earlier than second or third century A.D.

Sanskrit Drama by A. B. Keith p. 28.

ભવિષ્ય પુરાણ જેમાં પહેલું પુરાણ રચાયું તે પછીના મુખ્ય રાજવંશોની વંશાવળી–કલિયુગના રાજાઓની વંશાવળી–મોટા મોટા બનાવોની નોંધ ભાવિમન્વંતરો વગેરે વાતો હશે. હાલના હરિવંશમાં આ ત્રણ નામો છે પણ તે તે પર્વનું વસ્તુ આ જૂનાં પુરાણોને બરાબર અનુસરતું નથી. પણ ભવિષ્ય પુરાણનું નામ તો આપ સ્તંભમાં મળે છે, અને વૈષ્ણવ ધર્મનો તથા કૃષ્ણ ભક્તિનો ઈ. સ. પૂર્વે પ્રચાર હતો એ સિદ્ધ છે તો એ ધર્મના સાહિત્ય રૂપે ઉપર કલ્પ્યાં તેવાં બે વૈષ્ણવ અને એકાદ શૈવ પુરાણ હોય એમ માનવામાં વાંધો લાગતો નથી.

## જૂનાં પુરાણોનું વસ્તુ હાલના પુરાણોમાં

પુરાણેતર સંસ્કૃત સાહિત્ય સાથેની સરખામણીથી તથા પૌરાણિક સાહિત્યના આંતર પ્રમાણથી ઈ. સ. પહેલાંના સૈકાઓમાં લગભગ પાચ જુદાં પુરાણો હોવાનો સંભવ ઉપર માન્યો છે. ( ૧ ) પુરાણ કે મહાપુરાણ ( ૨ ) ભવિષ્યપુરાણ—આ બે પુરાણો વિશે તો બાહ્ય પુરાવો પણ છે. ( ૩ ) વૈષ્ણવસંહિતા કે પુરાણ ( ૪ ) હરિવંશ કે વૃષ્ણિવંશ ( ૫ ) શૈવસંહિતા કે પુરાણ. આમાંથી મૂળ પુરાણ કે મહાપુરાણનું વસ્તુ મહાભારતનાં જુદાં જુદાં પર્વોમાં તથા વાયુ, વિષ્ણુ, મત્સ્ય. બ્રહ્મ, માર્કંડેય વગેરે પુરાણોમાં ફેરફારથી જળવાઈ રહ્યું છે. ભવિષ્ય પુરાણનું વસ્તુ પણ હાલનાં પુરાણોમાં જળવાઈ રહ્યું છે. ૧૮ માંથી સાત પુરાણોમાં કળિયુગના રાજાઓની વંશાવળીઓ છે. તે સિવાય, ભાવિ મન્વન્તરોનાં વર્ણનો જે હાલનાં પુરાણોમાં મળે છે તે પણ મૂળ ભવિષ્ય પુરાણમાં હશે. હાલનું ભવિષ્ય પુરાણ તો તદ્દન બદલાઈ ગયું છે. હરિવંશ કે વૃષ્ણિવંશના પુરાણનું વસ્તુ હાલનાં વૈષ્ણવ પુરાણોમાં મળે છે. એ નામનું જુદું પુરાણ હોવાનો એક આડકતરો પુરાવો પણ છે. વિષ્ણુ પુરાણમાં આખું કૃષ્ણચરિત્ર પાંચમાં અંશમાં એકસાથે છે. પણ સ્યમન્તક મણિવાળી કથા જુદી ચોથા અંશમાં છે. વાયુ પુરાણમાં પણ સ્યમન્તક મણિવાળી

કથા ૯૬ મા અધ્યાયમાં અને બાકીની કૃષ્ણકથા તથા અવતાર કથા ૯૭ મા અને ૯૮ મા અધ્યાયોમાં છે. ભાગવતકારે સ્વતંત્ર રચના કરેલી હોવાથી સ્યમન્તક મણિવાળી કથા પણ કૃષ્ણચરિત્રમાં દશમ સ્કંધમાં ગુંથી દીધી છે. વિષ્ણુ અને વાયુ પુરાણે જુદા જુદા પુરાણોમાંથી પોતાનું વસ્તુ લીધું હોય તોજ ઉપર પ્રમાણે બને, માટે વૈષ્ણવ પુરાણથી હરિવંશ પુરાણ જુદું હોવું જોઇએ. ચોથા અને પાંચમા વૈષ્ણવ અને શૈવ પુરાણનું વસ્તુ ખૂબ સુધારા વધારા થએલું જુદાં જુદાં વૈષ્ણવ અને શૈવ પુરાણોમાં મળી આવે છે.

## જૂનાં પુરાણોમાંથી હાલનાં પુરાણો ક્યારે અને કેવી રીતે રચાયાં ?

વિષ્ણુ પુરાણ જે ચાર પુરાણોમાંથી વસ્તુ સંગ્રહ કર્યાનું કહે છે તે ઉપર પ્રમાણે જોતાં મહાપુરાણ, ભવિષ્ય, હરિવંશ અને વિષ્ણુપુરાણ હોવાનો સંભવ છે. વિષ્ણુ પુરાણ વૈષ્ણવ હોવાથી શૈવ પુરાણને ન ગણે એ સ્વાભાવિક છે. બીજી તરફથી વાયુપુરાણે મહા-પુરાણ, ભવિષ્ય, હરિવંશ, અને શૈવપુરાણ એ ચારમાંથી મુખ્યત્વે સંગ્રહ કર્યો જણાય છે; અને ૯૭, ૯૮ અધ્યાયો વિષ્ણુ માહાત્મ્યના છે; તે જો પાછળથી ઉમેરાયલા ન હોય તો વાયુ પુરાણે જૂનાં પાંચે પુરાણોમાંથી સંગ્રહ કર્યો સંભવે છે. અને જેવું વિષ્ણુપુરાણ વૈષ્ણવજ છે તેવું વાયુ ખાસ શૈવ નથી. વળી વિષ્ણુપુરાણ કરતા અસલ પુરાણપણું વાયુએ વધારે જાળવી રાખ્યું છે એટલે એમાં એ વખતનાં બધાં પુરાણોનો સંગ્રહ હોવાનો વધારે સંભવ છે. હવે વાયુ, બ્રહ્માંડ અને વિષ્ણુ પુરાણ 'લોમહર્ષણે એક સંહિતા રચી અને કશ્યપ, શાંશપાયન અને સાવર્ણિ એ શિષ્યોએ ત્રણ સંહિતા રચી' એમ કહે છે. ( જુઓ ઉપર ટિપ્પણીમાં વાયુ અને બ્રહ્માંડમાંથી કરેલો ઉતારો ) અને વાયુમાં લોમહર્ષણને પ્રશ્ન કરનાર તરીકે શાંશપાયન, શંયુ અને સાવર્ણિનાં

નામ મળે છે. વળી વાયુપુરાણના જે અધ્યાયોમાં શૈવયોગ માર્ગની મુખ્ય વાત છે તે અધ્યાયોમાંજ **वायुरुवाच** એ રીતે વાયુનું વક્તાપણું મળે છે; બાકી બધે તો **सूतउवाच** એમજ છે. એ બધા ઉપરથી એમ લાગે છે કે શૈવસંહિતાની વાતોને સામાન્ય પુરાણમાં દાખલ કરવા માટે વાયુપુરાણ રચાયું. પણ વાયુપુરાણના કર્તાએ આખા પુરાણની નવેસરથી રચના ન કરતાં શૈવસિદ્ધાંત ટુંકામાં અમુક અધ્યાયોમાં સંગ્રહી લઈ બાકીના અધ્યાયોમાં એ વખતનાં પુરાણોમાંથી સંગ્રહ કર્યો છે; ટુંકામાં વિષ્ણુની વૈષ્ણવ, અને વાયુની શૈવ એમ બે જુદી જુદી પરંપરાઓ ઉપરથી, હરિવંશ ઉપરથી મહાભારતના બીજા ભાગો ઉપરથી તથા આપસ્તંબ ધર્મસૂત્રના ઉપર કહેલા ચોક્કસ ઉલ્લેખ ઉપરથી હાલનાં પુરાણોમાં રહેલા પ્રાચીન અંશના મૂળ રૂપે ચાર પાંચ પુરાણો વિ. સં. ના આરંભ પ્હેલાં હતાં એમ માન્યા વગર છૂટકો નથી. અને એ મૂળ ચાર કે પાંચ પુરાણોમાંથી વૈષ્ણવોએ હરિવંશ ઉભો કર્યો અને તેને મહાભારતનું ખિલ બનાવ્યું. લગભગ એજ અરસામાં–કદાચ એથી પ્હેલાં, કારણ કે હરિવંશ વાયુના ઉતારા કરે છે એમ જણાય છે; વાયુપુરાણ રચાયું; પછી હરિવંશમાંથી વિષ્ણુ; ભાગવત વગેરે વૈષ્ણવ પુરાણો અને વાયુમાંથી કૂર્મ, લિંગ વગેરે શૈવ પુરાણો રચાવા માંડ્યાં. બીજી તરફથી ઉપર કહ્યું છે તેમ તીર્થભાવના અને દાન તથા વ્રતભાવનાનો વિકાસ આ અરસામાં ચાલુ હતો અને એ બે પરંપરામાંથી મુખ્યત્વે એ એનું સાહિત્ય સંગ્રહનારાં બે પુરાણો બ્રહ્મપુરાણ અને મત્સ્યપુરાણ થયા; આજ અરસામાં માર્કંડેય પુરાણ રચાયું વામન, પદ્મ અને સ્કન્દનો અમુક ભાગ પણ આજ અરસામાં રચાયો. આ રીતે એકમાંથી અનેક થતાં નવમા શતક સુધીમાં અઢારેક પુરાણો થયાં પણ પુરાણ રચનાનો પ્રવાહ તો ચાલુજ હતો એટલે ગીતાના અઢાર અધ્યાયો, મહાભારતનાં અઢાર પર્વો, ચૌદ ને ચાર ૧૮ વિદ્યાઓ એ રીતે અઢારનો આંકડો સ્થાપિત થઇ જતાં બાકીનાંને ઉપપુરાણો ઠરાવવાં પડયાં, પણ અમુક વખત

સુધી કોને પુરાણ કહેવું અને કોને ઉપપુરાણ એ વીશે વિવાદ રહ્યો છે. જુદી જુદી પરંપરામાં જુદાં જુદાં પુરાણનો અઢારની ગણતરીમાં સમાસ કર્યો છે. કેટલાકે શ્રીમદ્ભાગવતને પુરાણમાં ગણ્યું છે તો કેટલાકે ઉપપુરાણમાં, કેટલાક દેવીભક્તો દેવી ભાગવતને અઢાર પુરાણમાં ગણાવે છે. આ ગમે તેમ હો પણ પુરાણો આમ વધ્યેજ ગયાં. મત્સ્યપુરાણની અનુક્રમણિકા રચાઇ ત્યારે ૧૮ થી વધારે સંખ્યામાં પુરાણો મળતાં હતાં. મત્સ્યે ખુલાસો કર્યો છે કેઃ—

अष्टादशम्यस्तु पृथक् पुराणं यत्प्रदिश्यते ।
विजानीध्वं द्विजश्रेष्टास्तदेतेभ्यो विनिर्गतम् ॥

**मत्स्य अ. ५३ श्लो. ६४**

અને છેવટ અઢાર પુરાણો પેઠે અઢાર ઉપપુરાણો ગણાવા માંડયાં. જુઓ બ્રહ્મવૈવર્તઃ—

अष्टादशपुराणाना मेवमेव विदुर्बुधाः ।
एवं चोपपुराणाना मष्टादश प्रकीर्तिताः ॥

**ब्रह्मवैवर्त खण्ड ४ अ. १३३**

બ્રહ્મવૈવર્તના આ વચનની સ્થિતિ કયારે આવી એ વિચાર બાજુ ઉપર રાખીએ પણ અઢાર પુરાણો અને જે ઉપપુરાણો ગણાય છે તેમાંના બે ચાર ગ્રંથો (અલબત્ત સ્કંદપુરાણ જેવામાં આજ સુધી ઉમેરા થતા જ ગયા છે તે બાદ કરીને ) એટલું પૌરાણિક સાહિત્ય અલ્બીરૂની પ્હેલાં—દશમા શતકમાં અથવા રાજશેખરના વચન ઉપર આધાર રાખીએ તો નવમા શતકમાં હતું. અલ્બીરૂનીએ પુરાણોના નામોની બે યાદી લખી છે અને આદિત્ય, વાયુ, મત્સ્ય, વિષ્ણુ અને વિષ્ણુ ધર્મોત્તરમાં-થી પુષ્કળ ઉતારા કર્યા છે. અને તે ઉતારાતે તે નામથી ઓળખતાં હાલનાં પુરાણોમાં મળે છે. પ્રો. સચાઉએ અલ્બીરૂનીના ગ્રંથના ઇંગ્રેજી ભાષાંતર ઉપરની 'નોટસ'માં વાયુ અને વિષ્ણુના ઉતારા મેળવ્યા છે. અને બુહ્લર સાહેબે વિષ્ણુ ધર્મોત્તર સાથે વિગતવાર સરખામણી

કરી છે. ( જુઓ Indian Antiquary Vol XIX p. 381 ) એલ્બીરૂની પછીના સૈકામાં તો અપરાર્ક વગેરે નિબંધકારોએ એ વખતે મળતાં લગભગ બધાં પુરાણોમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે એટલે અગીઆરમા શતકમાંતો હાલનાં અઢાર પુરાણો અને કોઇ કોઇ ઉપપુરાણો હોવા બાબત શંકા રહેતી નથી. પણ નવમા દશમા શતક પ્હેલાંના સૈકાઓ માટે એવા સ્પષ્ટ પુરાવાઓ નથી. નવમા શતક પ્હેલાના કોઇ સંસ્કૃત સાહિત્યકારે અઢાર પુરાણોનો કે બે ( વાયુ અને ભવિષ્ય ) કરતાં વધારે પુરાણોનાં નામોનો ઉલ્લેખ કર્યો હોય એમ હું જાણતો નથી.

## હાલનાં પુરાણોના વિષયોનું પૌર્વાપર્ય

પુરાણોક્ત પુરાણાનુક્રમણિકા પાછળથી રચાઇ છે એટલે એ ઉપરથી બ્રહ્મ પુરાણ સૌથી જૂનું, પદ્મ તે પછીનું કે એવો કોઇપણ નિશ્ચય કરવો એ ખોટું છે. પણ તે તે પુરાણનાં વસ્તુની સરખામણી કરવાથી કદાચ પૌર્વાપર્યનો પત્તો મળે પણ તેમાંયે ઘણી સાવધાની રાખવાની જરૂર છે. કારણ કે એક પુરાણમાં એક વિષય બીજા કરતાં પ્રાચીન રૂપમાં ઉતરેલો હોય પણ બીજો વિષય પાછળથી ઉમેરાયો હોય એવું બને છે એટલે અમુક પુરાણના અમુક અંશની પ્રાચીનતા કે અર્વાચીનતા ઉપરથી સમગ્ર પુરાણના સમય માટે કશો નિર્ણય થઇ શકે એમ નથી. દા. ત. મત્સ્ય પુરાણોક્ત કલિયુગના રાજાઓની વંશાવળી પાર્જિટરના કહેવા પ્રમાણે વાયુ અને બ્રહ્માંડ કરતાં પ્રાચીનતર છે. પણ મત્સ્યના બીજા અંશો વાયુ કરતાં ઘણા પાછળના છે, મતલબ કે જુદા જુદા પૌરાણીક વિષયોના પૌર્વાપર્યનો સ્વતંત્ર વિચાર કરવાની જરૂર છે.

## વંશો

શતપથાદિ બ્રાહ્મણોમાં વંશો મળે છે એ ઉપર કહ્યું છે. જૂનામાં જૂનું પૂરાણ એટલે ઋષિઓ, રાજાઓ વગેરેના વંશો અને

તે તે વંશના કોઇ કોઇ શ્રેષ્ઠ જનોનાં ચરિતો, આ વસ્તુનો સંગ્રહ કરનાર અને પ્રસંગે કહેનાર તે 'વંશ કુશલ' સૂત. ભારત સમયમાં પુરાણનું લક્ષણ વિસ્તૃત થયું પણ એમાં વંશનું જૂનું સ્થાન તો રહ્યું જ.

સર્ગ, પ્રતિસર્ગ, વંશો, મન્વન્તરો અને વંશ્યાનુચરિત એ પાંચ પુરાણના મુખ્ય વિષયો આપસ્તમ્બના વખતમાં ગણાતા હશે. વંશોનું વર્ણન લગભગ એક જાતનું વરાહ, વામન, સ્કન્દ, નારદીય, બ્રહ્મ, વૈવર્ત અને ભવિષ્ય સિવાયનાં એટલે કે વાયુ, બ્રહ્માંડ, બ્રહ્મ, મત્સ્ય, વિષ્ણુ, ભાગવત, પદ્મ, કૂર્મ, લિંગ, ગરૂડ, અગ્નિ પુરાણ અને હરિવંશમાં મળે છે. પણ બધામાં એક સરખું આદિથી અંત સુધી મળતું નથી. ઘણાં પુરાણોમાં વંશાવળીઓ અધુરી છે. નામોમાં જુદા જુદા પુરાણોમાં પાઠ ફેર પણ ઘણો આવે છે. માર્કંડેય પુરાણમાં સૂર્ય વંશના કેટલાક રાજાઓનાં ચરિતો વિસ્તારથી કહ્યાં છે, પણ વંશો નથી. મહાભારતમાં, રામાયણમાં અને ઉપર ગણાવ્યાં તે સિવાયનાં પુરાણોમાં પ્રસંગે ટુંકી વંશાવળીઓ તથા કોઇ કોઇ રાજાઓનાં ચરિત્રો મળે છે.

વાયુ, વિષ્ણુ, બ્રહ્માંડ, હરિવંશ, મત્સ્ય, પદ્મ ( ખંડ ૫ ) અને ભાગવતમાં વંશો સંપૂર્ણ મળે છે. હવે વંશોમાં કલિ રાજવંશોનો વિચાર જુદો કર્યો છે. પણ કલિ રાજવંશોનું પ્રકરણ તો ઘણું ન્હાનું છે. કલિયુગના આરંભ પ્હેલાંના દેવોના, ઋષિઓના અને રાજાઓના વંશો પુરાણોમાં ઘણી જગ્યા રોકે છે. આ વંશ વર્ણનોનો અભ્યાસ કરીને જો એનો કલિવંશ પેઠે શુદ્ધ પાઠ નક્કી કરવામાં આવે તો મૂળ મહાપુરાણનો પાઠ મળે, કારણ કે જે પાંચેક પુરાણોમાં આ વંશો પૂરા વિસ્તારથી છે તેમાં પાઠભેદ ઘણો હોવા છતાં મૂળ એક પુરાણમાંથી જ વર્ણન ઉતારવામાં આવ્યું છે. અને કલિ વંશ વર્ણન જેમ ભવિષ્ય પુરાણમાંથી લેવામાં આવ્યું છે તેમ આ બાકીના વંશોનો વિસ્તાર મૂળ મહાપુરાણમાંથી લેવામાં આવેલ છે એમ

માનવામાં વાંધો નથી. આ વિષય વાયુપુરાણ અને બ્રહ્માંડમાં સૌથી વધારે વિસ્તારથી છે. અને વિષ્ણુ પુરાણ વાયુને અનુસરે છે. વાયુ અને બ્રહ્માંડનો આ વિષયનો પાઠ સૌથી સારો છે, અને પરસ્પર એટલો બધો મળે છે કે એક જ મૂળ પ્રતનાં બે પાઠાંતરો લાગે છે. પાર્જિટર કહે છે તે સાચું લાગે છે કે "આપણી પાસે હાલમાં જે પુરાણો છે તેમાં આ બે જૂનામાં જૂનાં છે અને પૌરાણિક ઇતિહાસ (traditional history) ની બાબતમાં મોટે ભાગે સૌથી કીમતી છે." (પા. ૭૮)

બ્રહ્મ અને હરિવંશ પરસ્પર બહુ મળતાં છે. એ બેમાં વંશ વિષયમાં મોટે ભાગે ક્વચિત્ પાઠાંતર સાથે એક જ પાઠ મળે છે. આ બેમાં હરિવંશનો પાઠ વધારે સારો છે, વંશ વિષયમાં વાયુબ્રહ્માંડના પાઠ કરતાં હરિવંશ અને બ્રહ્મ પુ. નો પાઠ પાછળનો-વાયુની સુધારેલી આવૃત્તિ જેવો છે, એમ એ બેના તે તે વંશને લગતા અધ્યાયો સરખાવવાથી સ્પષ્ટ દેખાય છે.

મત્સ્યનો વંશ વિષયનો પાઠ અમુક વંશોની બાબતમાં વાયુને મળતો છે. કેટલેક સ્થળે મત્સ્યમાં સંક્ષેપ ઘણો છે. એકંદર મત્સ્યના પાઠની પરંપરા વાયુ વગેરેથી પાર્જિટરના મતે સ્વતંત્ર છે. પદ્મપુરાણ (ખંડ ૫) નો પાઠ મત્સ્યનું જ રૂપાંતર છે. વિષ્ણુ પુ.નું વંશ વર્ણન વચ્ચે વચ્ચે પ્રાચીન શ્લોકોવાળાં ગદ્યમાં છે. એ કોઇ વખત વાયુને અને વખતે હરિવંશને અનુસરે છે. વિષ્ણુ પુરાણ વાયુ. બ્રહ્માંડ, મત્સ્ય વગેરે પેઠે જૂનાં પુરાણોના ઉતારાના સંગ્રહરૂપ નથી પણ આખું એક જ કર્તાનું રચેલું હોય એવું યોજનાબદ્ધ છે.

ગરૂડ, અગ્નિ અને ભાગવતમાં પણ લગભગ બધા વંશોનું વર્ણન છે. આ ત્રણે પુરાણો પાછળથી રચાયેલાં છે. ભાગવત વિષ્ણુ પેઠે, વૈષ્ણવ ધર્મના પ્રચારના હેતુથી રચાયેલું પાછલા કાળનું પુરાણ છે. ઐક્ષ્વાકુ વંશની બાબતમાં ગરૂડ અને ભાગવત વાયુને અને અગ્નિ મત્સ્યને અનુસરે છે. ભાગવતે અને ગરૂડે વિષ્ણુનો પણ ઉપયોગ

કર્યો છે. વંશ વિષયમાં આ ત્રણે પુરાણો પ્રમાણરૂપ નથી પણ સરખામણી માટે ઉપયોગી છે અને કેટલીકવાર જૂનાં પુરાણોનાં કથનોને સ્પષ્ટ કરે છે.

લિંગપુરાણનું વંશવર્ણન વાયુના પાઠ ઉપર રચાયું છે. જો કે ક્વચિત્ એના ઉપર મત્સ્યની અસર પણ દેખાય છે.

કૂર્મનું વર્ણન વાયુ અને મત્સ્યના પાઠના મિશ્રણ જેવું છે. વળી ઘણી વાતો એમાં છોડી દીધી છે. એ પાછલા કાળનો ગ્રંથ છે. શિવપુરાણમાં માત્ર મનુ અને એના વંશજો ઐક્ષ્વાકુ અને શર્યાતોનું વર્ણન છે. એ હરિવંશના પાઠને અનુસરે છે પણ ઘણું ટુંકાવે છે કે છોડી દે છે.

માર્કંડેયનો પાઠ એનો પોતાનો જ છે. મહાભારતમાં વંશ વર્ણનો ગદ્યપદ્યમાં છે પણ તે જૂનાં પુરાણો જેટલાં જૂનાં નથી. રામાયણ તો આ બાબતમાં ભાગ્યે જ ઉપયોગી થાય એવું છે.

વંશવર્ણન વિષે પુરાણોની સામાન્ય સ્થિતિ ઉપર પાર્જિટરને અનુસરી દર્શાવી છે. આ વિષય પુરાણનો સૌથી જૂનો અને મુખ્ય વિષય છે. પણ પાછળથી પુરાણો ધર્મ પ્રચારનાં સાધનો થવાથી એ પાછળનાં પુરાણોમાં ગૌણ થઇ ગયો છે. 'વંશ્યાનુચરિત' પણ વંશ સાથે જ ગુંથાયેલ છે, આ આખા વિષયનો પૂરો અભ્યાસ કરવાથી વૈદિકકાળના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડે એવું છે. પાર્જિટરે આ વિષયનો અભ્યાસ કરીને Ancient Indian Historical Tradition નામનો સરસ ગ્રન્થ ઈ. સ. ૧૯૨૨માં બ્હાર પાડયો છે પણ આ પૌરાણિક વંશાવળીઓ ઉપરથી આ વિદ્વાને જે અપૂર્વ પ્રતિપાદનો કર્યા છે તે ગળે ઉતરે એવાં નથી. સૂર્યવંશ અનાર્ય—દ્રાવિડ અને ચંદ્રવંશ આર્ય, આ રીતે દાશરથી રામ, જનક વિદેહી અને પૌલસ્ત્ય રાવણ ત્રણેયને પાર્જિટર દ્રાવિડ—અનાર્ય ગણે છે. અને ઋગ્વેદનાં પ્રાચીન સૂક્તોને સૂર્યવંશી—અનાર્ય રાજાઓ સાથે સંબંધ ધરાવતા ઋષિઓનાં બનાવેલાં કહે છે. આ બધું મનાય એવું

નથી પણ આ વિદ્વાનનો અભ્યાસ પ્રશંસનીય છે. અને આ દેશના બીજા વિદ્વાનો સ્વતંત્ર રીતે આ વંશો અને વંશ્યાનુચરિતોવાળા પુરાણોના ભાગને જુદો તારવી બધાં પુરાણોની સરખામણીથી એનો શુદ્ધ પાઠ નક્કી કરી પછી એમાંથી વૈદિક સાહિત્યની મદદથી, પાર્જિટર પેઠે પુરાણ પક્ષપાતી બનીને નહિં, પણ યથાર્થ ઐતિહાસિક વૃત્તિથી પ્રાચીન ઇતિહાસ જુદો તારવે તો આ દેશના ભૂતકાળનો જે ભાગ ઇતિહાસનો પૂર્વ કાળ ગણાય છે તે ઐતિહાસિક કાળ ગણવાનો સંભવ આવે.*

## વંશ્યાનુચરિતો.

વૈદિક પુરાણોમાં વંશો અને વંશ્યાનુચરિતો જ હશે એ ઉપર કહ્યું જ છે. વંશ સાથે સ્વાભાવિક રીતે જ તે તે વંશમાં થઇ ગયેલા શ્રેષ્ઠ મનુષ્યોનાં ચરિતો આવે. આવાં ચરિતોનાં આખ્યાનો અને ઉપાખ્યાનો અથવા અથર્વવેદના શબ્દમાં નારાશંસી ગાથાઓ—દેવની નહિં પણ માણસની કથા કહેનારી ગાથાઓ—શતપથાદિ બ્રાહ્મણોમાં પુષ્કળ મળે છે. મહાભારતનું મૂળ વસ્તુ એ પણ એક પ્રકારનું વંસ્યાનુ ચરિત જ છે. પણ મહાભારતમાં જુદે જુદે સ્થળે વૈદિક આખ્યાનોમાંથી વિસ્તૃત થયેલાં તથા નવાં રચાયેલાં ઘણાં આખ્યાનો અને ઉપાખ્યાનો છે. ખરી રીતે મહાભારતરૂપ ઇતિહાસ સાથેના જૂના પુરાણમાંથી આ આખ્યાનો અને ઉપાખ્યાનો વાળો ભાગ મહાભારતમાં લેવાયો છે. એથી ઉલટું મહાભારતમાંથી મત્સ્યમાં સાવિત્રી આખ્યાન જેવાં આખ્યાનો લીધાં છે. વૈદિક ટુંકાં આખ્યાનોનો ઇતિહાસ પુરાણમાં ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો છે તેનો વિચાર વિક્રમોર્વશીયનું મૂળ જોતાં આપણે કર્યો છે. બાણ અને અશ્વઘોષના ઉલ્લેખો ઉપર આપ્યા છે એ ઉપરથી જૂના પુરાણમાં વંશો સાથે

---

* ડા. હેમચંદ્ર ચૌધરીએ ઈ. સ. ૧૯૨૭મા Political History of Ancient Iadia લખ્યું છે, તેમાં પરીક્ષિત્‌થી આરંભ કર્યો છે, અને પરીક્ષિત્‌નો સમય ઈ. સ. પૂર્વે નવમા શતકમાં મુકયો છે.

આવાં ચરિતો કેટલા પ્રમાણમાં હશે એ દેખાય છે. હાલનાં પુરાણોમાં પુરાણનું આ લક્ષણ જીવતું રહ્યું છે પણ એને વૈષ્ણવ, પુરાણમાં વૈષ્ણવ અને શૈવ પુરાણમાં શૈવરૂપ મળ્યું છે. ભાગવત અંબરીષ રાજાનું ચરિત્ર વિષ્ણુભક્ત તરીકે વર્ણવે છે.

પણ આ ધાર્મિક આખ્યાનો શિવાય બીજાં ઘણાં આખ્યાનો પુરાણોમાં મળે છે, જેમાંથી કેટલાંક ખૂબ લોકપ્રિય થયાં છે અને પુરાણોનું પૌર્વાપર્ય જોવામાં ઉપયોગી પણ છે. દા. ત. હરિશ્ચંદ્રાખ્યાન મૂળ ઐતરેય બ્રાહ્મણમાં છે. પણ એમાં વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના સત્યની પરીક્ષા કર્યાની વાત નથી. બ્રહ્મ પુરાણમાં આ આખ્યાન ઐતરેયના વિસ્તાર જેવું જ છે. પણ માર્કંડેય પુરાણમાં વિશ્વામિત્રના રોષથી હરિશ્ચન્દ્રનું રાજ્યભ્રષ્ટ થવું, ચંડાલને ત્યાં વેચાવું વગેરે બધી કથા છે. ( જુઓ **अ**. ૭-૮ ) પદ્મપુરાણે આ કથા માર્કંડેયમાંથી ઉતારી છે. અને ભાગવતને પણ એની ખબર છે. ( જુઓ **भा**. ૯–૭ )

આ રીતે સુકન્યા આખ્યાન વગેરે મૂળ વૈદિક આખ્યાનોનાં પુરાણોમાં થયેલાં રૂપાંતરો જોવા જેવાં છે.

આ પૌરાણિક આખ્યાનો અને ઉપાખ્યાનોનો જૂના સંસ્કૃત કવિઓએ પોતાની સાહિત્યસૃષ્ટિમાં ઘણો ઉપયોગ કર્યો છે, અને ધર્મપ્રચારકોએ ધર્મપ્રચાર માટે જૂનાં આખ્યાનોનો પ્રતિ સંસ્કાર કર્યો છે અને નવાં રચ્યાં છે. વિષ્ણુ, ભાગવત વગેરે વૈષ્ણવપુરાણોમાં, કૂર્મ, લિંગ, સ્કન્દ, શિવ વગેરે શૈવપુરાણોમાં, માર્કંડેય, દેવીભાગવત વગેરે દેવી પુરાણોમાં આવાં ધર્મપ્રચારના ઉદ્દેશથી રચાયેલાં પુષ્કળ આખ્યાનો મળે છે. દા. ત. પ્રલ્હાદ અને ધ્રુવનાં આખ્યાનો જુઓ. આ આખ્યાનો વિષ્ણુભકિતના પ્રચાર માટે રચાયેલાં છે. વિષ્ણુપુરાણ પ્હેલાં ક્યાંય મળતાં નથી. હરિવંશમાં પણ પ્રલ્હાદને વિષ્ણુભકત કહ્યા નથી. ભાગવત વિષ્ણુપુરાણને અનુસરે છે અને બીજાં નવાં આ જાતનાં આખ્યાનો ઉમેરે છે. સુદામાનું આખ્યાન ભાગવત પ્હેલાં ક્યાંય નથી. પૌરાણિક આખ્યાન સાહિત્યે સંસ્કૃત કાવ્ય તથા નાટક

સાહિત્યને તથા હિંદી, બંગાળી, ગુજરાતી વગેરે દેશી ભાષાના સાહિત્યને ઘણું પોષ્યું છે. આપણા ગુજરાતી કવિઓએ મહાભારત-માંથી, રામાયણમાંથી તથા ભાગવત, પદ્મપુરાણ, સ્કંદપુરાણ, માર્કંડેય-પુરાણ, શિવપુરાણ વગેરે પુરાણોમાંથી પ્રસંગો લઇને કેટલી કાવ્ય રચના કરી છે એ જોવા જેવું છે ( જુઓ ગુજરાતી સાહિત્ય ખંડ ૫ મો, પા-૬૧-૬૨ )

મહાભારત અને પુરાણોમાં આવેલાં આ ચરિતો માટે જુઓ પૌરા-ણિક કથા કોષ-(પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ)

## કલિયુગના રાજવંશો

પુરાણો વંશના અનુસંધાનમાં કલિયુગના રાજાઓની વંશાવળીઓ આપે છે. આ વંશાવળીઓ નકામી છે એમ પ્હેલાં પાશ્ચાત્ય ઈતિહાસ સંશોધકોએ ગણેલું પણ ધીમે ધીમે મૌર્ય, શુંગ, આન્ધ્ર વગેરે વંશોના પુરાણોક્ત નામોને તથા ક્રમને પણ શિલાલેખો, શિક્કાઓ વગેરે સમકાલિન ઐતિહાસિક સાધનોનો ટેકો મળવાથી આ વંશા-વળીઓ કાંઇક ભરોસાપાત્ર છે એમ ઠર્યું; અને એનો અભ્યાસ કરવા તરફ પ્રાચ્ય વિદ્યાઓના અભ્યાસીઓ દોરાયા. આમાં પણ એફ. ઈ. પાર્જિટરે ૬૩ હસ્તપ્રતોના પાઠોની સરખામણી કરીને પુરાણોક્ત કલિયુગના વંશોના વર્ણનનો શુદ્ધ પાઠ આપવાનો એક પુસ્તકદ્વારા ઈ. સ. ૧૯૧૩માં પ્રયાસ કર્યો છે. ( જુઓ The Purān Text of the Dynasties of the Kali Age. ) આ પુસ્તકના ઉપોદ્ઘાતમાં પ્રસ્તુત વર્ણનના પૌર્વાપર્ય બાબત સારો વિચાર કર્યો છે. એટલે એ બાબતમાં પાર્જિટરના સુવિચારિત નિર્ણયોનો સારજ અહીં આપ્યો છે.

કલિયુગના રાજાઓની વંશાવળી મત્સ્ય, વાયુ, બ્રહ્માંડ, વિષ્ણુ, ભાગવત, ગરૂડ અને ભવિષ્ય પુરાણમાં મળે છે. મત્સ્ય અને ભાગવત સિવાય ઉપરનાં બધાં પુરાણો પ્રાચીન રાજવંશોનું મહાભારતના યુદ્ધ પર્યંત વર્ણન કરીને પછી એના અનુસંધાનમાંજ પાછળના રાજાઓનું

વર્ણન શરૂ કરે છે. જ્યારે મત્સ્ય પાછળના પૌરવોનું વર્ણન સાથે જ ( અ. ૫૦ ) અને બાકીના કલિવંશોનું ૨૭૧ થી ૨૭૩ અધ્યાયોમાં વર્ણન કરે છે. ભાગવત પણ નવમા સ્કંધમાં ઐક્ષ્વાકુઓ, પૌરવો અને બાર્હદ્રથોનું વર્ણન કરે છે અને બાકીના કલિવંશોનું દ્વાદશ સ્કંધમાં વર્ણન કરે છે.

મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડ પુરાણના પાઠો ઘણા મળતા છે. વાયુ અને બ્રહ્માંડનાં વચનો તો એટલાં મળતાં આવે છે કે એકજ પુસ્તકની બે પ્રતોના બે પાઠ હોય એમ લાગે છે. મત્સ્યના પાઠમાં એટલું નહિ તો પણ ઘણું મળતાપણું છે. પાર્જિટર તો નીચેના કારણોથી મૂળ એકજ ગ્રંથમાંથી આ ત્રણેયે ઉતારો કર્યો હોય એમ માને છે. (૧) ઉપરનાં બધાં પુરાણો આ વિષયનું વર્ણન ભવિષ્ય પુરાણમાંથી લીધું છે એમ કહે છે.× (૨) જયારે વાયુ અને બ્રહ્માંડ વચ્ચે પાઠ ફેર હોય છે ત્યારે એ બેમાંથી એક નિઃશંક મત્સ્ય સાથે મળતું હોય છે (૩) વાયુ, અને બ્રહ્માંડની જુદી જુદી હસ્તપ્રતોમાં જુદો જુદો પાઠ જોવામાં આવે છે, જેમાંથી એકાદ મત્સ્ય સાથે એક હોય છે. (૪) એક પુરાણમાં કોઇ વખત એકાદ શ્લોક નથી હોતો જે બાકીનાં બેમાં અથવા બેમાંથી એકમાં મળે છે. પણ એ શ્લોક પાછો કોઇ વખત તે પુરાણની એકાદ પ્રતમાંજ જોવામાં આવે છે. આ બધા ઉપરથી આ ત્રણે પુરાણોની હસ્તપ્રતોનું મૂળ એક જ હોય એમ લાગે છે.

---

× तान्सर्वान्कीर्तयिष्यामि भविष्ये कथितान्नृपान् ।

मत्स्य. ५० श्लो. ७४

तस्यान्ववाये वक्ष्यामि भविष्ये कथितान्नृपान् ।

मत्स्य ५०–७७

વાયુમાં ઉપરના વચનમાં कथितान् ને બદલે पठितान् પાઠ છે. જુઓ વાયુ. अ. ९९. श्लो. २६७

વળી પાર્જિટરની માન્યતા પ્રમાણે મત્સ્યનો પાઠ વાયુ અને બ્રહ્માંડથી સ્વતંત્ર અને બેયથી પ્રાચીનતર છે. પણ ત્રણેનું મળતાપણું એટલું બધું છે કે બધી પ્રતોને મેળવતાં મૂળ પાઠ શું હોવો જોઇયે તે પકડાઇ આવે છે. પદ્યરચના લગભગ મહાભારતીય છે.

વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણના પાઠો મળતા છે. એ બેમાં ફેરફાર એટલોજ છે કે વિષ્ણુનો પાઠ ગદ્યમાં છે અને ભાગવતનો પદ્યમાં છે અને પદ્ય રચનાની જરૂરિયાતોને લીધે ભાગવતના પાઠમાં ક્વચિત્ વર્ણન કચરાઇ જાય છે. ઉપર કહેલાં ત્રણ પુરાણોનાં વર્ણન કરતાં આ બે પુરાણોનું વર્ણન અતિશય સંક્ષિપ્ત હોઈને જુદું પડે છે. છતાં કોઇ વાર અગત્યનાં નામની કે આવશ્યક વિગતની બાબતમાં આ બે પુરાણો પ્હેલાં ત્રણથી એવો જુદો પાઠ આપે છે કે એની પરંપરા સ્વતંત્ર હોય એમ માનવું પડે. આ વિષયના છેવટના ભાગમાં તથા બીજે જ્યાં વિષ્ણુ અને ભાગવતમાં પદ્યરૂપમાં વધારે વિસ્તારથી વર્ણન કર્યું છે. ત્યાં પદ્યરચના મત્સ્ય, વાયુને મળતી છે, વળી આ શ્લોકો જૂના હોય એમ વિષ્ણુ ઉતારે છે, અને આ ભાગોનો પાઠ ઉપરનાં ત્રણ પુરાણો સાથે ઘણો મળતો આવે છે. આ બધા ઉપરથી આ બે પુરાણોનુંયે મૂળ તો એકજ છે પણ બેયમાં સંક્ષિપ્ત સાર ખેંચ્યો છે, એમ લાગે છે. પણ આ બેય ઉપરનાં ત્રણ કરતાં પાછળનાં છે.

ગરૂડ પુરાણ જુદુંજ તરી રહે છે. આમાં પૌરવ, બાર્હદ્રથ અને ઐક્ષ્વાકુ વંશાવળીઓજ છે અને તે પણ નામની યાદી જ, ભાગવત કરતાં પણ વધારે સંક્ષિપ્ત એટલે દેખીતી રીતે એનો પાઠ પાછળનો છે.

ભવિષ્ય પુરાણની એક વેંકટેશ્વર છાપખાનામાં છપાયેલ પ્રતમાં આ વંશાવળીઓ છે. પણ એનું વર્ણન તદ્દન છિન્નભિન્ન અને નિર્માલ્ય છે. દરેક પૌરવ રાજાએ હજાર હજાર વર્ષ રાજ્ય કર્યાનું એ કહે છે. બીજી પણ એવીજ અર્થશૂન્ય વાતો છે. બાકી પાર્જિટરે તપાસેલ

ઇન્ડીઆ ઓફીસ લાઇબ્રેરીની, બોડલીઅન લાઇબ્રેરીની તથા બીજી હસ્તપ્રતોમાં વંશાવળીઓ નથી જ. અને એથી ઉલટું કલકત્તાની સંસ્કૃત કોલેજની લાઇબ્રેરીની હસ્તપ્રતમાં કલકત્તાની સ્થાપનાના કાશીની ક્વિન્સ કોલેજની સ્થાપનાના વગેરે આધુનિક વૃત્તાંતો છે.

કલિયુગની વંશાવળીઓવાળા મત્સ્ય, વાયુ વગેરે પુરાણોના ભાગનું મૂળ હાલનું નહિં પણ એ વખતનું ભવિષ્ય પુરાણ છે એ ઉપર કહ્યું જ છે. આ વંશાવળીઓની સમાપ્તિમાં મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડમાં શ્લોક છે કેઃ—

भविष्ये तु प्रसंख्याताः पुराणज्ञैः श्रुतर्षिभिः ।

આ પ્રકારનાં અનેક વચનો પુરાણોમાં હરિવંશમાં તથા મહાભારતમાં મળે છે. વળી ભવિષ્ય પુરાણ નામનું એક પુરાણ છેક આપસ્તમ્બધર્મસૂત્રના સમયમાં હતું એ ઉપર જોયું છે એટલે પાર્જિટર કહે છે તેમ મત્સ્યે, વાયુએ, અને બ્રહ્માંડે આ જૂના ભવિષ્યપુરાણમાંથી કલિવંશોના શ્લોકો ઉતાર્યા હોય એમ માનવામાં વાંધો લાગતો નથી. વિષ્ણુએ અને ભાગવતે આ ભવિષ્યમાંથી જ વસ્તુ લીધું છે પણ મત્સ્ય વગેરે કરતાં પાછલા વખતમાં અને આ ભાગને ઓછી અગત્ય આપીને સંક્ષેપ કર્યો છે.

આટલે સુધી પાર્જિટર સાથે સંમત થયા છતાં આ મૂળ પુરાણ એ વખતની સાહિત્યની પ્રાકૃત ભાષામાં લખેલું હતું એમ જે પાર્જિટર કહે છે તે એ વિદ્વાને આપેલી બધી દલીલો વિચાર્યા છતાં ખરૂં લાગતું નથી. એ વખતના સંસ્કૃત ગ્રન્થો ઉપર પ્રાકૃતની અસર થતી હોવાનો ઘણો સંભવ છે અને એવી અસરથી પુરાણોના વચનોમાં જે પ્રાકૃત વિશેષતાઓ પાર્જિટરને દેખાય છે તેનો ખુલાસો થઇ શકે એમ લાગે છે. એજ રીતે ખરોસ્થી લિપિમાં આ જૂનું ભવિષ્ય પુરાણ લખેલું હતું એ પાર્જિટરનું કથન પણ ગળે ઉતરતું નથી. જે પુરાવા એ વિદ્વાન રજુ કરે છે તે બીલકુલ નિર્ણાયક નથી.

કલિ વંશાવળીઓના પુરાણોક્ત પાઠોનો સમય નક્કી કરવા માટે પાર્જિટર જે આંતર પ્રમાણ આપે છે તે બરાબર લાગે છે, તે કહે છે કે મત્સ્ય પુરાણોક્ત વંશાવળી આન્ધ્ર વંશનાં, આન્ધ્ર સમયનાં બીજાં તથા આન્ધ્રના અન્ત પછી થોડો વખત સુધી જીવેલાં સ્થાનિક રાજ્યોનાં નામ લેઈને તથા કિલકિલ રાજાઓનો ઉલ્લેખ માત્ર કરીને અટકી જાય છે.

આન્ધ્ર વંશનો લગભગ ઈ. ૨૩૬ માં અન્ત આવ્યો. અને મત્સ્યોક્ત વૃત્તાંત ઇ. સ. ત્રીજા શતકના મધ્ય ભાગથી આગળ નથી જતો એમ કહી શકાય.

વાયુ, બ્રહ્માંડ, વિષ્ણુ અને ભાગવત ગુપ્તના ઉદયસુધી કલિ-વંશવર્ણન લંબાવે છે. આ પુરાણો ગુપ્ત રાજ્યનું વર્ણન નીચેના શ્લોકથી કરે છેઃ—

अनुगंगाप्रयागं च साकेतं मगधांस्तथा ।
एतान् जनपदान्सर्वान्भोक्ष्यन्ते गुप्तवंशजाः ॥

**वायु पु. ९९ श्लो. ३८३,**
**ब्रह्मांड ३-७४. १०९.**
**वि. पु. ४-२४ श्लो. १८** તથા **भा. पु. १२**
**अ. १ श्लो. ३८,** જુઓ.

આ શ્લોકમાં આપેલું વર્ણન ગુપ્તવંશના પ્હેલા ચંદ્રગુપ્ત (ઈ. સ. ૩૧૯ થી ૩૨૬ )ના વખતના ગુપ્ત રાજ્ય વિસ્તારનું સૂચક છે. પછી સમુદ્ર ગુપ્તના વખતમાં તો ગુપ્ત રાજ્યનો વિસ્તાર ઘણો વધી ગયેલો. આ શ્લોક સાથેજ મણિધાન્ય વગેરે નાગરાજાઓનો પણ ઉલ્લેખ છે. સમુદ્ર ગુપ્તે આ રાજ્યોને તાબે કરેલાં. પુરાણો—વૈષ્ણવ પુરાણો પણ સમુદ્રગુપ્ત જેવા અશ્વમેધ યજ્ઞ કરનાર તથા એના મહા ભાગવત અનુયાયીઓનો કે ગુપ્ત સામ્રાજ્યનો બીલકુલ ઉલ્લેખ કરતાં નથી. આ હકીકત ઉપરથી કલિવંશવર્ણન સમુદ્રગુપ્ત ગાદીએ બેઠા

પ્હેલાં કે એની પ્રખ્યાતિ થયા પ્હેલાં અર્થાત્ ઇ. સ. ૩૨૦ થી ૩૩૦ સુધીમાં લખાયું છે.

ગુપ્તો આગળ આ પુરાણોક્ત વંશાવળીઓ અટકે છે એ હકીકત ઉપર વર્ષો પ્હેલાં બુલ્હર સાહેબે પણ ધ્યાન ખેંચેલું. મતલબ કે ચોથા શતકના આરંભમાં આ વંશાવળીઓ તૈયાર થઇ છે એ સ્વીકાર્યા વગર છૂટકો નથી પણ મત્સ્યમાં ઉપરનો શ્લોક નથી માટે એ પ્હેલી આવૃત્તિ અને વાયુ વગેરે બીજી એ પાર્જિટરનું અનુમાન બેસતું નથી. મત્સ્યની પ્રતોમાંથી આ શ્લોક પડી ગયો હોવાનો ઘણો સંભવ છે.

પાર્જિટર કહે છે કે ઈ. સ ત્રીજા ચોથા શતકમાં ભવિષ્ય પુરાણની પ્રતો પ્રચલિત હતી, એમાં આ કલિવંશોનું જે વર્ણન હતું, તેનો મત્સ્યે ઈ. સ. ત્રીજા શતકના મધ્યમાં ઉતારો કર્યો, પછી ભવિષ્ય પુરાણની પ્રતમાં ગુપ્તવંશનું વૃત્તાંત ઉમેરવામાં આવ્યું અને એ વખતે પણ ભવિષ્યની ભાષાનું નવું સંસ્કરણ થયું, આ બીજી આવૃત્તિમાંથી વાયુ પુરાણની એક પ્રતે (જેને પાર્જિટર evā કહે છે) ઉતારો કર્યો: વળી બે ચાર વર્ષોમાં ભવિષ્યનું ત્રીજું સંસ્કરણ થયું અને એમાંથી વાયુની બાકીની પ્રતોએ ઉતારો કર્યો. આ ખુલાસો ખરો હોય તો મત્સ્યોક્ત વૃત્તાંત બધાથી જૂનો હોવો જોઇએ. પણ મને તો આ બધી પાર્જિટરની કલ્પના લાગે છે. મત્સ્ય કરતાં વાયુ પુરાણોક્ત ભાષા ઘણીવાર વધારે ચોક્કસ છે એમ તો પાર્જિટર પોતે જ કબુલ કરે છે અને બીજા ઘણાખરા ભાગમાં વાયુ જ પ્રાચીનતર છે એટલે માત્ર ભાષાની અસંસ્કૃતતા (Crudeness) ઉપર ભાર મુકીને મત્સ્યોક્ત વૃત્તાંતને પાર્જિટર પ્રાચીન ઠરાવે છે તે બેસતું નથી. બાકી ભવિષ્યનું કલિકાલ વર્ણન ઇ. સ. ચોથા શતકના આરંભમાં તે વખતના ભવિષ્ય પુરાણમાં લખાયું અને ભવિષ્યની જુદી જુદી પ્રતોમાંથી હાલનાં વાયુ, મત્સ્યાદિ પુરાણોએ ઉતાર્યું, એટલું નિઃસંદેહ લાગે છે. ગમે તે કારણથી પણ

ઇ. સ. ચોથા શતક પછી આ ઐતિહાસિક વિષયની પુરાણોમાં એટલી ઉપેક્ષા થઈ ગઈ કે વિષ્ણુ અને ભાગવતે પોતાના વખત સુધીમાં થઇ ગયેલા વંશોનો ઉમેરો ન કર્યો, કદાચ એમ હોય કે હાલનાં વિષ્ણુ, ભાગવતાદિ પુરાણોનું લક્ષ્ય ધર્મપ્રચાર તરફ હોવાથી જે જે નવી ધાર્મિક વાતો પ્રચલિત થતી ગઇ તે તે હાલનાં પુરાણો માં ઉમેરાઇ પણ જૂના પુરાણના સર્ગ, પ્રતિસર્ગ વગેરે વિષયો તો જૂનાં પુરાણોમાંથી એમને એમ કે સંક્ષેપ કરીને સંગ્રહી લેવામાં આવ્યા. આ સ્થિતમાં જૂના ભવિષ્યપુરાણનું ઈ. સ. ૩૩૩–૩૫ પછી નવું સંસ્કરણ થયું નહિ હોય અને એ છેલ્લી આવૃત્તિમાંથી બધાં પુરાણોએ ઉતારા કર્યાં, તેમાં ગુપ્તવંશના આરંભ સુધીની જ હકીકત આવી. પાછળથી તો જૂનું ભવિષ્ય પુરાણ લુપ્ત થઇ ગયું, હાલનું ભવિષ્યપુરાણ ઉભું થયું અને આ વિષયની લોકપ્રિયતા એટલી ઘટી ગઈ કે ઉપર ગણાવ્યાં છે તે શિવાયનાં પુરાણોએ આ વિષય લીધો જ નહિં. ટુંકામાં કલિવંશ વર્ણનવાળો ભાગ ઇ. સ. ચોથા શતકના આરંભથી અર્વાચીન નથી અને ઇ. સ. ૨૫૦ થી પ્રાચીન નથી. મતલબ કે ઈ. સ. ૨૫૦ થી ૩૩૦–૩૫ સુધીમાં રચાયો છે. અલબત્ત જૂનું ભવિષ્યપુરાણ તો ઈ. સ. પૂર્વે બીજા શતકમાં હોવાનો સંભવ છે. એમાં પરંપરાથી સાંભળીને તથા એ વખતે જે સાધનો લભ્ય હશે તે ઉપરથી કલિવંશવર્ણન તૈયાર થયું અને પછી એમાં વખતના વહેવા સાથે ઉમેરા થતા ગયા. આ રીતે ૫૦૦ વર્ષ સુધી આ જૂના પુરાણમાં સુધારાવધારા થતા ગયા. પણ જૂના ભવિષ્યની જે આવૃત્તિ ઇ. સ. ચોથા શતકમાં પ્રગટ થઇ તે જ છેલ્લી.

## સર્ગ, પ્રતિસર્ગ અને મન્વન્તરો

સર્ગ અને પ્રતિસર્ગની બાબતમાં વાયુ, મત્સ્ય વગેરે જૂનાં પુરાણો કેવળ સાંખ્યના સૃષ્ટિવાદને અનુસરે છે. જ્યારે વૈષ્ણવ પુરાણો વિષ્ણુથી અને શૈવપુરાણો શિવથી સૃષ્ટિની ઉત્પત્તિ માને છે. આ વિષય વર્ણન સાંખ્ય અને વૈષ્ણવ, શૈવ તથા શાક્ત સંપ્રદાયોના ઇતિહાસ

સાથે સરખાવવાથી આ વિષયમાં પુરાણોનું પૌર્વાપર્ય જોઇ શકાય એમ છે.

કલ્પો અને મન્વન્તરોની કલ્પના વંશો જેટલી જૂની નથી એમ વિલ્સન વગેરે પુરાણાભ્યાસીઓનો મત છે તે સાચો લાગે છે. જૂના વખતમાં ચાર કે પાંચ વર્ષનો યુગ ગણાતો એમ જ્યોતિષને અનુસરી કેટલાક વિદ્વાનો માને છે અને દરેક વર્ષ એ એક યુગ એટલે ચાર વર્ષનો એક મહાયુગ એવી કલ્પના પં. રુદ્રપટ્ટણશ્યામ શાસ્ત્રીએ **ગવામયનમ** નામના ગ્રંથમાં રજુ કરી છે. આવા ૭૨ યુગનો એક મન્વંતર અને ૧૪ મન્વંતરનો એટલે કે ૪૦૩૨ વર્ષનો એક કલ્પ; આ રીતે ગોઠવીને સદ્ગત કાળેએ પૌરાણિક મન્વન્તરોને અને જુદા જુદા કલ્પમાં બનેલા ગણાતા બનાવોને ઘટાવવાનો પ્રયાસ કર્યો છે (જુઓ પુરાણ નિરીક્ષણ પ્રકરણ ત્રીજું) પણ આ બાબતમાં હજી ઘણો ઉહાપોહ થવાની જરૂર છે. વંશો અને વંશ્યાનુચરિતો કરતાં મન્વન્તરો વધારે અંધારામાં છે. પણ કલ્પ અને મન્વન્તરની પૌરાણિક કલ્પના શંકરાચાર્ય વગેરે આચાર્યોના જાણવામાં હતી. વળી પુરાણોમાંયે કલ્પવાદ ધીમે ધીમે વિસ્તાર પામ્યો છે, અને કેટલાક સાંપ્રદાયિક આચાર્યોએ પૌરાણિક સૃષ્ટિવાદને સ્વીકાર્યો છે, અને પૌરાણિક કલ્પવાદનો અદ્ભુત ઉપયોગ કર્યો છે. હાલનાં પુરાણોમાં પરસ્પર અને મહાભારત સાથે કૃષ્ણચરિત્ર જેવા અતિ પ્રખ્યાત વિષયમાં પણ કેટલોક વિરોધ જોવામાં આવે છે, તેનો ખુલાસો પણ આ કલ્પવાદના આશ્રયથી કરવામાં આવે છે કે ભાગવતનું વૃત્તાંત સારસ્વત કલ્પનું, મત્સ્યપુરાણનું વારાહ કલ્પનું; વાયુપુરાણનું વૃત્તાંત્ત શ્વેતકલ્પનું એ રીતે કલ્પભેદથી વૃત્તાંત વિરોધનો ખુલાસો કરવામાં આવે છે. પુરાણોને આ રીતે જુદા જુદા કલ્પનાં માનવા માટે આધાર મત્સ્યપુરાણની પુરાણાનુક્રમણિકામાં મળે છે.

## ભૂગોળ–ખગોળ

ભૂગોળ–ભુવનકોશ અને ખગોળ–જ્યોતિશ્ચક્રનું વર્ણન ઘણાંખરાં

પુરાણોમાં મળે છે. બધામાં સાત દ્વીપ, સાત સમુદ્ર, મેરૂનો વિસ્તાર વગેરે એકસરખું છે. વાયુ પુરાણનું વર્ણન સૌથી વધારે વિગતપૂર્ણ છે. વાયુ, મત્સ્ય, માર્કંડેય, લિંગ અને કૂર્મમાં ઘણા શ્લોકો એના એ જ છે. વિષ્ણુ, બ્રહ્મ અને અગ્નિ પુરાણમાં શબ્દશઃ એક જ વર્ણન છે, અને તે વાયુ વગેરે સાથે ઘણું મળતું છે. ભાગવતનાં ઉપવિ ભાગોનાં નામો બીજાથી જુદાં છે. અને પદ્મ ભાગવતને અનુસરે છે. આ સિવાયનાં પુરાણોમાં કાં તો આ વિષય સંક્ષેપમાં કહ્યો છે અથવા નથી જ કહ્યો. મહાભારતના ભીષ્મ પર્વમાં પુરાણ જેવું જ ભુવનકોશ વર્ણન છે, જેમાં ઘણા શ્લોકો વાયુ વગેરે સાથે શબ્દશઃ સમાન છે. છતાં મહાભારતનો ક્રમ પુરાણોથી જુદો છે.

એફ-ઇ-પાર્જિટરે માર્કંડેય પુરાણનું ઈંગ્રેજી ભાષાંતર ઈ. સ. ૧૯૦૪ માં પ્રગટ કર્યું છે. તેમાં આ ભુવનકોશ વર્ણનવાળા વિભાગમાં કહેલા ભારત વર્ષના દેશો, નદીઓ, પર્વતો વગેરેને હાલમાં શું કહે છે એ નક્કી કરવાનો ભાષાંતરની ટીપોદ્વારા ઘણો સરસ પ્રયત્ન કર્યો છે, ત્યાં ભીષ્મ પર્વોક્ત તથા વિષ્ણુ વગેરે બીજા પુરાણોક્ત નામો સાથે સરખામણી કરીને પાઠમાં સાચું નામ શું હોવું જોઇએ તે બાબતનો પણ વિચાર કર્યો છે. આ માટે માર્કંડેયના અધ્યાય ૫૭નું ભાષાંતર ખાસ જોવા જેવું છે. વિલ્સને વિષ્ણુ પુરાણના ભાષાંતરમાં આવો પ્રયત્ન કર્યો છે, પણ પાર્જિટરે ૧૯૦૪ સુધીની જૂની શોધખોળની માહિતી સંગૃહીત કરેલી હોવાથી ભારત વર્ષની પ્રાચીન ભૂગોળના અભ્યાસીને આજ વધારે ઉપયોગી છે. ઇ. સ. પ્હેલા બીજા શતકની ભારત વર્ષની સ્થિતિ વાયુ, મત્સ્ય, માર્કંડેયના આ વર્ણનમાં છે એમ વિદ્વાનોનું માનવું છે. ઘણાં પુરાણોએ આ વર્ણન એમને એમ જૂનામાંથી ઉતારેલું છે. પણ કેટલાંક પુરાણોમાં તીર્થ વર્ણનના પ્રસંગમા તે તે પુરાણના સમયની ભારતીય ભૂગોળની સ્થિતિ દેખાય છે. દા. ત. સ્કંદ પુરાણમાં ૧૦ મા ૧૧ મા શતકની પશ્ચિમ હિંદુસ્થાનની સ્થિતિ દેખાય છે.

જ્યોતિશ્ચક્રનું પુરાણોક્ત વર્ણન પણ જોવા જેવું છે. એમાં જૂના અને નવા ભાગોનું મિશ્રણ છે. વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, બ્રહ્મ, વિષ્ણુ, અગ્નિ, ભાગવત, પદ્મ, વગેરે પુરાણોમાં રવિ, સોમ વગેરે વારના અનુક્રમને મોટે ભાગે અનુસરતી ગ્રહગણના છે. આ પ્રકારનો વારનો અનુક્રમ ઇ. સ. ૯૦૦ પછી આ દેશમાં સામાન્ય રીતે ચાલુ થયો છે. પણ શરૂઆત વ્હેલી થઈ હોવાનો સંભવ છે, વરાહમિહિરે (ઈ. સ. ૫૮૭ માં ગુજરી ગયા) આ ક્રમ ચાલુ કર્યો છે. વરાહમિહિરની ખ્યાતિ એટલી બધી હતી કે સંસ્કૃત સાહિત્યની ઉપર એની ઘણી અસર થઈ છે. અને પુરાણો ઉપર એની અસર હોવાનો સંભવ છે. ટુંકામાં હાલના પુરાણોના જ્યોતિશ્ચક્રના ભાગો ઇ. સ. ૬૦૦ ની આસપાસના હોવા જોઇએ, એમ અત્યાર સુધીમાં મળેલા જ્યોતિર્ગ્રન્થો ઉપરથી લાગે છે એમ પુરાતત્ત્વજ્ઞ ફ્લીટ કહે છે તે ખોટું માનવાનું કારણ નથી (જુઓ The Journal of the R. A. S. 1912, p. 1053 )

## વિષ્ણુના અવતારો

કેટલાંક પુરાણોનું પૌર્વાપર્ય તપાસવામાં વિષ્ણુના અવતારની માન્યતા પણ ઉપયોગી છે. ભગવદ્ગીતામાં "મારા અને તારા બહુ જન્મો વીતી ગયા છે, એને હું જાણું છું" એમ ભગવાન્ શ્રી કૃષ્ણે કહ્યું ત્યારથી અવતારવાદનું બીજ રોપાયું. હાલનાં બધાં પુરાણો ગીતા કરતાં અર્વાચીન છે એટલું નક્કી. મહાભારતમાં જુદે જુદે સ્થળે વિષ્ણુના અવતારની ગણત્રી જુદી જુદી રીતે મળે છે. ગીતામાં અવતારો સ્પષ્ટ શબ્દોમાં તો ગણાવ્યા નથી. પણ વિભૂતિઓમાં પાંડવોમાં અર્જુનને અને વૃષ્ણીઓમાં વાસુદેવને પોતાની વિભૂતિરૂપ ગણેલ છે. પણ આ વિભૂતિ કથનમાં અવતારવાદનું બીજ છે. રામાનુજમતમાં અવતારને વિભવ કહે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.*

---

*વાયુપુરાણે यद्यद् विभूतिमत्सत्वं

વગેરે ગીતાનો શ્લોક વિષ્ણુએ જુદા જુદાં મન્વન્તરોમાં લીધેલાં રૂપનું વર્ણન કરતાં ઉતાર્યો છે ( જુઓ. अ. ९९ ) આ અધ્યાયમાં વિષ્ણુના પ્રસિદ્ધ

મહાભારતમાં શાંતિપર્વાંતર્ગત નારાયણીય પર્વમાં એક સ્થળે માત્ર વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથિરામ, કૃષ્ણ અને કલ્કિ ( **શાં. અ. ૩૪૦ શ્લોક. ૧૦૧** ) એ છ અવતારો ગણ્યા પછી તરત જ હંસ, કૂર્મ, મત્સ્ય, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ દાશરથિરામ, કૃષ્ણ અને કલ્કિ એમ દશ અવતારો ગણ્યા છે. ભીષ્મ સ્તવમાં ઉપર પ્રમાણે જ દશ ગણાવતાં હંસ નથી ગણ્યો અને કૃષ્ણ તથા કલ્કી વચ્ચે બુદ્ધનું નામ મુકયું છે. વરાહ પુરાણમાં આ રીતે જ દશ અવતારો ગણ્યા છે. પછી મહાભારતની દાક્ષિણાત્ય આવૃત્તિના સભા પર્વમાં ટુંકાં ચરિત્રો સાથે પુષ્કર, વરાહ, નૃસિંહ, વામન, દત્તાત્રેય, પરશુરામ, દાશરથિરામ, કૃષ્ણ, અને કલ્કી એ રીતે નવ અવતારો છે. ( આ ભાગ પ્રાક્ષપ્ત હોવાનો ઘણો સંભવ છે. )

હવે બીજી રીતે જોઈએ તો કવિ જયદેવ મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, પરશુરામ, દાશરાથીરામ, બલરામ, બુદ્ધ અને કલ્કિ એ રીતે દશ અવતારો ગણે છે. એટલે બારમા શતકમાં વૈષ્ણવોએ કૃષ્ણને ભગવાન રૂપજ ગણીને એના અંશાવતારો ઉપલા દશ ગણવાનું શરૂ કર્યું છે. એમાં આઠમા અવતાર તરીકે કૃષ્ણને બદલે બલરામને મુકયા છે, અને બુદ્ધને પણ અવતાર ગણેલ છે. પુરાણોમાં શ્રીમદ્ ભાગવતે ૧૧મા સ્કંધના ચોથા અધ્યાયમાં ૨૧ અવતારો ગણાવતાં બલભદ્રને અને બુદ્ધને બન્નેને ગણ્યા છે અને બલભદ્રને ગણ્યા છતાં શ્રી કૃષ્ણને પણ ગણ્યા છે. પણ ભાગવતમાં જુદે જુદે બે ત્રણ ઠેકાણે અવતાર ગણના મળે છે અને એમાં થોડો ફેરફાર જોવામાં આવે છે. એ ઉપરથી ૨૪ અવતારનાં નામો નિશ્ચિત થયા પ્હેલાં તથા કૃષ્ણ અવતાર ગણનામાંથી નીકળી ગયા પ્હેલાં ભાગવત રચાયું જણાય છે. અગ્નિપુરાણ મત્સ્યાદિદશ અવતારો ધારણ

---

અવતારોમાંથી એક વામનનું વર્ણન છે બાકી તો નારાયણ, હરિ, વૈકુંઠ વગેરે રૂપે જુદા જુદા મન્વંતરોમા વિષ્ણુ રહે છે એમ કહ્યું છે. વામન અવતારની કથા ઋગ્વેદના મંત્રથી સૌથી પ્હેલાં પ્રચારમાં આવી દેખાય છે.

પ્રમાણે ગણે છે. આઠમા કૃષ્ણને અને નવમા બુદ્ધને મુકે છે. (જુઓ અ. ૧ થી ૧૨ અને ૧૬) આ રીતે અગ્નિની અવતારગણના ભાગવત પ્હેલાંની છે. એ કૃષ્ણચરિત્રના અધ્યાયને હરિવંશ કહે છે એ પણ લક્ષમાં રાખવા જેવું છે. જો કે અગ્નિપુરાણ સમગ્ર રીતે ભાગવત પછીનું છે એ નિર્વિવાદ છે પણ આ બાબતમાં એ કાંઇક જૂની પરંપરાને અનુસરે છે. ઉપર કહેલ વરાહપુરાણની ગણતરી પણ અગ્નિપુરાણની સમકક્ષાની છે.

પ્રાચીન શિલ્પની નિશાનીઓ જોઈએ તો આઠમા નવમા શતકના મન્દિરના દ્વારની બ્હારની બાજુ વિષ્ણુના અવતાર તરીકે બુદ્ધની મૂર્તિ મળે છે. અને નવમા શતકના એક મન્દિરના સભામંડપના સ્તંભ ઉપર કૃષ્ણ પેઠે જ બલરામની ચતુર્ભુજ મૂર્તિ છે. (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૮૨–૮૩) જો કે આ ઉપરથી બલરામને આઠમા અવતાર ગણ્યા છે એમ ન કહેવાય. પણ આઠમા શતકમાં બુદ્ધ વિષ્ણુનો અવતાર ગણાતા હતા એમ માનવામાં વાંધો નથી અને બલદેવ તો વધારે જૂના વખતથી કૃષ્ણ સાથે પૂજાતા જ (જુઓ એજન પા. ૨૫–૨૬) પણ કૃષ્ણને બદલે આઠમો અવતાર બલદેવને ગણવાનું તો ભાગવત પછી વૈષ્ણવોએ ચાલુ કર્યું છે અને પછી પણ બાલકૃષ્ણના ભકતો શિવાય બીજાઓએ સ્વીકાર્યું નથી.

વિષ્ણુપુરાણમાં વિષ્ણુના અવતારો એક સાથે ગણાવ્યા નથી. પણ પુરાણના સર્ગ વિગેરે વિષયોની ચર્ચામાં જ્યાં પ્રસંગ આવે ત્યાં તે તે અવતારનું સૂચન કર્યું છે. આ રીતે વિષ્ણુ પુરાણે હયગ્રીવ, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, પરશુરામ, રામ, વેદવ્યાસ, કૃષ્ણ અને કલ્કિ એટલા અવતારોનું સૂચન કર્યું છે અને વરાહ, નરસિંહ અને કૃષ્ણનાં ચરિત્રો વિસ્તારથી વર્ણવ્યાં છે. નરસિંહ અવતારના વર્ણનમાં પ્રલ્હાદને પરમભકત કહ્યો છે, જે વાત હરિવંશ વગેરેમાં નથી અને ભાગવતમાં છે અને બુદ્ધ માટે કહ્યું છે કે અસુરોને મોહ પમાડવા માટે

વિષ્ણુએ પોતામાંથી મહામોહને ઉત્પન્ન કરીને મોકલ્યો. ( જુઓ **अंश. ३ अ. १८** ).

બ્રહ્મપુરાણની સ્થિતિ જરા વિચિત્ર છે. એમાં જૂના નવા ભાગો મળી ગયેલા સ્પષ્ટ લાગે છે, ૨૧૨ અધ્યાય સુધીમાં વરાહ, વામન, નરસિંહ અને કૃષ્ણ એ ચાર અવતારોનો જ ઉલ્લેખ આવે છે. રામતીર્થના વર્ણન પ્રસંગમાં રામના જન્મ પ્હેલાનું દશરથનું ચરિત્ર વિસ્તારથી છે, પછી રામના જન્મની વાત છે પણ રામને વિષ્ણુનો અવતાર નથી કહ્યા. પણ **अ.** ૧૮૦ થી ૨૧૨ સુધીમાં બરાબર વિષ્ણુપુરાણ પ્રમાણે જ કૃષ્ણચરિત વર્ણવ્યા પછી ૨૧૩ મા અધ્યાયમાં વરાહ, નૃસિંહ, વામન, દત્તાત્રેય, જામદગ્ન્ય રામ, દાશરથિ રામ, કૃષ્ણ અને કલ્કિ એટલાનાં ટુંકાં ચરિતો કહ્યાં છે. નૃસિંહ અવતારના વર્ણનમાં ભક્ત પ્રલ્હાદની વાત નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે.

**માર્કંડેય**માં વિષ્ણુના હયગ્રીવ ( **अ** ૫૯ ), મત્સ્ય, કૂર્મ વરાહ ( **अ.** ૪૭ ) નરસિંહ, વામન ( **अ.** ૪ ) દત્તાત્રેય અને કૃષ્ણ એટલા અવતારોનું સૂચન છે.

**મત્સ્ય પુરાણ**ના અધ્યાય ૪૬ તથા ૪૭ માં વૃષ્ણિ વંશનું વર્ણન છે, જેમાં કૃષ્ણ ચરિત્ર ટુંકામાં છે અને કૃષ્ણ ચરિત્રના પ્રસંગમાં વિષ્ણુના અવતારોનો પ્રશ્ન નીકળતાં બાર દેવાસુર સંગ્રામની વાત લખી છે. આ સંગ્રામ પ્રસંગે જે અવતારો થયા તેનાં નામ નીચે પ્રમાણેઃ—

प्रथमो नारसिंहस्तु द्वितीयश्चापि वामनः ॥ ४२ ॥
तृतीयस्तु वराहश्च चतुर्थोऽमृतमन्थनः ।
संग्रामः पंचमश्चैव संजातस्तारकामयः ॥ ४३ ॥
षष्ठो ह्याडीवकाराख्यस्तु सप्तमस्त्रैपुरस्तथा ।
अन्धकाख्योष्टमस्तेषां नवमो वृत्रघातकः ॥ ४४ ॥

घात्रश्च दशमश्चैव ततो हालाहलः स्मृतः ।
प्रथितो द्वादशस्तेषां घोरः कोलाहलस्तथा ॥ ४५ ॥

૪૬ મા શ્લોકથી દરેક અવતારે શું કર્યું તે વર્ણવ્યું છે. આ વર્ણન જોતાં તથા નામ ઉપરથી નરસિંહ, વામન, વરાહ ત્રણ જ વિષ્ણુના અવતારો જણાય છે, અમૃતમન્થનમાં ઇન્દ્રે પ્રલ્હાદને જીત્યો એમ કહ્યું છે એટલે એ પણ ઇન્દ્રનો અવતાર છે. અવશિષ્ટમાંથી ત્રૈપુર અને અન્ધક યુદ્ધમાં શંકરે અસુરોને માર્યાની વાત છે. આ રીતે ઉપર કહેલાં બાર યુદ્ધોમાંથી નવમાં તો વિષ્ણુએ અવતારો લીધાજ નથી. પણ આ બાર યુદ્ધોની વાત ઘણી જૂની જણાય છે. વાયુ પુરાણમાં પણ આજ શ્લોકો થોડા પાઠાંતર સાથે છે. ત્યાં આઠમાને અંધકાર, નવમાને ધ્વજ, દશમાને વાર્ત, ૧૧ માને હાલાહલ અને બારમાને કોલાહલ કહ્યો છે. ( જુઓ **अ. ९७ श्लो.** ૭૨ થી ૭૬ ) પછીના શ્લોકો પણ બેય પુરાણોમાં એકજ છે. પણ આ પછી મત્સ્યમાં અ. ૪૭ ના અન્તમાં અને વાયુમાં અ. ૯૮ માં વિષ્ણુના અવતારો જુદી રીતે ગણાવ્યા છે. (૧) વરાહ, (૨) નૃસિંહ, (૩) વામન (૪) દત્તાત્રેય, (૫) માંધાતા (૬) જામદગ્ન્ય (૭) રામ (૮) વેદવ્યાસ (૯) કૃષ્ણ (૧૦) કલ્કી. ( જુઓ. વાયુ. પુ. **अ. ९८ श्लो.** ૭૧ થી ૧૦૫ ) આમાંથી કોઇ કોઈ અવતારનું કાર્ય એક બે શબ્દોમાં અને કૃષ્ણનું તથા વામનનું સાત આઠ શ્લોકોમાં વાયુએ વર્ણવ્યું છે, મત્સ્યે વામનચરિતના તથા કૃષ્ણચરિતના એ શ્લોકો છોડી દીધા છે. આ પ્રસંગના બાકીના શ્લોકો બેય પુરાણોમાં લગભગ એના એજ છે. ( જુઓ મત્સ્ય અ. ૪૭ શ્લો. ૨૩૮ થી ૨૪૯ ) પણ એક ફેર નોંધવા જેવો છે. વાયુ પુરાણમાં આઠમો અવતાર વ્યાસનો અને નવમો કૃષ્ણનો ગણ્યો છે. મત્સ્યે આઠમો વ્યાસનો ગણ્યો છે અને નવમો બુદ્ધાવતાર ગણ્યો છે. જુઓઃ—

कर्तुं धर्मव्यवस्थान मसुराणां प्रणाशनम् ।
बुद्धो नवमको जज्ञे तपसा पुष्करेक्षणः ॥

**मत्स्य. अ. ४७ श्लो. २४७**

મત્સ્યમાં કૃષ્ણાવતાર ગણ્યો જ નથી એ વિચિત્ર છે. જો કે એજ અધ્યાયની શરૂઆતમાં કૃષ્ણજન્મનીજ વાત છે.
સૂત કહે છેઃ—

अथ देवो महादेवः पूर्वं कृष्णः प्रजापतिः ।
विहारार्थं स देवेशो मानुषेष्विह जायते ॥

એજન **अ. ४७ श्लो. १**

અને આગળ ચાલતાં કૃષ્ણાવતારના વર્ણનના વાયુના જ શબ્દો છેઃ—

नष्टे धर्मे तथा जज्ञे विष्णुर्वृष्णिकुले प्रभुः ।
कर्तुं धर्मस्य संस्थान मसुराणां प्रणाशनम् ॥

**वायु. अ. ९८ श्लो. ९७, ९८**
**मत्स्य अ. ४७ श्लो. ६२**

"ધર્મવ્યવસ્થા કરવા માટે અને અસુરોનો નાશ કરવા માટે કૃષ્ણ જન્મ્યા" એમ વાયુએ અને એક વખત મત્સ્યે કહ્યું છે તે બરાબર છે. પણ બુદ્ધને એ શી રીતે લાગુ પડે? મતલબ કે બીજા પુરાણોમાંથી કટકા કટકા લઈને સાંધનાર મત્સ્યે બુદ્ધાવતારને ઘુસાડતાં ગોટાળો કર્યો છે.

વાયુ અને મત્સ્ય વિષ્ણુના વરાહ, નરસિંહ અને વામન એ ત્રણ અવતારોને દિવ્ય અવતારો ગણે છે અને બાકીના સાતને માનુષ ગણે છે તથા અવતારો દશ જ હોવા ઉપર ભાર મુકે છે. જુઓઃ—

एतास्तिस्रः स्मृतास्तस्य दिव्याः संभूतयः शुभाः ।

मानुषाः सप्त यास्तस्य शापजांस्तान्निबोधत ॥

**वायु. अ. ९८ श्लो. ८८**
**मत्स्य अ. ४७ श्लो. २४१**

વાયુમાં વિષ્ણુના અવતારો વિષે આથી વધારે કાંઇ નથી પણ મત્સ્યમાં નરસિંહ અવતાર ( अ. ૧૬૧, ૧૬૨ ) વામન અવતાર ( अ. ૨૪૪ ) અને વરાહ અવતાર ( अ. ૨૪૭, ૨૪૮ ) નું વિસ્તારથી વર્ણન છે તથા अ. ૨૪૯ થી ૨૫૧ માં સમુદ્ર મંથનના વર્ણનમાં કૂર્માવતારનું સૂચન છે.

હરિવંશ ૨ અ. ૪૮ માં વરાહ, વામન, પરશુરામ, રામ, તારકામય સંગ્રામમાં અસુરોને મારનાર તથા કૃષ્ણ એટલાનો જ ઉલ્લેખ છે પણ પર્વ ૧ અધ્યાય ૪૧ માં વિષ્ણુના અવતારો નીચે પ્રમાણે ગણાવ્યા છે. (૧) પૌષ્કરક, (૨) વારાહ, (૩) નારસિંહ, (૪) વામન (૫) દત્તાત્રેય (૬) જામદગ્ન્ય (૭) દાશરથિરામ, ( ૮ ) કૃષ્ણ ( ૯ ) વેદવ્યાસ, (૧૦) કલ્કિ. અને ભવિષ્યપર્વમાં વિસ્તારથી પુષ્કર પ્રાદુર્ભાવ, વરાહ અવતાર, નરસિંહ અવતાર અને વામન અવતારની કથાઓ કહી છે. નરસિંહ અવતારના પ્રસંગમાં પ્રલ્હાદને હરિવંશે ભક્તરૂપે વર્ણવ્યા નથી. આ પુષ્કરાવતાર, વરાહાવતાર વગેરેનું વર્ણન તે તે પુરાણમાંથી લીધું છે એમ હરિવંશ ૨૫૯૮ કહે છે. વામન અવતારનું વર્ણન શરૂ કરતાં કહે છે કે:—

श्रुणु राजन्कथां दिव्या मार्चितामृषिपुंगवैः ।

पुराणैः कविभि. प्रोक्तां ब्रह्मोक्तां ब्राह्मणेरिताम् ॥

**हरि. ३ अ. ४८ श्लो. ९**

પૌષ્કર પ્રાદુર્ભાવના અંતમાં કહે છે કે:—

एष पौष्करको नाम प्रादुर्भावो महात्मनः ।

पुराणे पौष्करे चैव मया द्वैपायनेरितः ॥

**हरि. ३ अ. ३२ श्लो. ६१**

અને વરાહચરિત શરૂ કરતાં કહે છે:

प्रादुर्भावः पुराणेषु विष्णोरमिततेजसः ।
सतां कथयतां विप्र वाराह इति नः श्रुतः ॥

એજન अ. ३३ श्लो. १

આ વચનો ઉપરથી પૌષ્કર, વારાહ વગેરે અવતારોનાં જુદાં પુરાણો હતાં એમ સમજવું? ગમે તેમ હો પણ વરાહ, નરસિંહ અને વામન અવતારોની પૂજાનો પ્રચાર બીજા અવતારો કરતાં જૂનો છે એમાં શક નથી. વરાહ, વામન, મત્સ્ય વગેરે અવતારોનાં બીજો વૈદિક સાહિત્યમાં છે.

त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः એ ઋગ્વેદના મંત્રમાંથી વામન અવતારની કથાનો ધીમે ધીમે વિકાસ થયો છે; અને પતંજલિ બલિ બન્ધનનો ઉલ્લેખ કરે છે એટલે વામનાવતારની કથા ઇ. સ. પૂર્વે બીજા શતકમાં પ્રચલિત હતી એટલું નક્કી છે. પણ કદાચ વરાહ, નરસિંહ અને વામન એ ત્રણે અવતારોની કથાઓ એક સંગ્રહ ( પુરાણરૂપ ) માં કે જુદા જુદા સંગ્રહોમાં ઇ. સ. પૂર્વે બીજા ત્રીજા શતકમાં પ્રચલિત હશે; વાયુ અને મત્સ્ય એ ત્રણ અવતારોને દિવ્ય અવતારો કહે છે. વળી વાયુ અને મત્સ્યના બાર દેવાસુર યુદ્ધોવાળાં વર્ણનમાં ખરી રીતે વિષ્ણુના આ ત્રણ જ અવતારો છે. ભૃગુના શાપથી વરાહ વગેરે રૂપ ધારણ કરવું પડયાની બાર દેવાસુર સંગ્રામની વાત જૂની હતી. પછી ગીતાના ઉપદેશથી ધર્મવ્યવસ્થા માટે વિષ્ણુએ દશ અવતારો લીધાની વાત પ્રચલિત થઈ. વાયુએ અને મત્સ્યે જૂની અને નવી બેય વાતોનો એક પછી એક સંગ્રહ કર્યો છે. હરિવંશે તથા મહાભારતના સભા પર્વે પાછલી દશ અવતારોવાળી વાતનોજ સંગ્રહ કર્યો છે. એ બેય ગ્રંથોએ વાયુ મત્સ્યના માંધાતાને બદલે શરૂઆતમાં પૌષ્કર અવતાર મુકયો છે. આ રીતે જોતાં બાર દેવાસુર સંગ્રામવાળી વાત સૌથી જૂની, દશ અવતારવાળી કથા તે

પછીની. તેમાં મત્સ્યમાં બુદ્ધાવતારનો ઉલ્લેખ છે એટલે એ શ્લોક તો સૌથી પાછળનો. વાયુ, મત્સ્ય, મહાભારત-હરિવંશ અને બ્રહ્મપુરાણ કરતાં વિષ્ણુ આ બાબતમાં અર્વાચીન અને ભાગવત તે પછીનું એટલું સ્પષ્ટ છે.

આ અવતાર વિચારના પ્રસંગમાં એક બીજી વાત પણ કહેવી જોઇએ કે ભૃગુના શાપની તથા વરાહ, નરસિંહ અને વામન અવતારની વાત રામાયણ પ્હેલાંની છે પણ આ પુરાણો પરશુરામને અવતાર ગણે છે; જ્યારે રામાયણમાં પરશુરામને અવતાર કહ્યા નથી. રામાયણને અનુસરી કાલિદાસે પણ નથી કહ્યા. અવતાર તરીકે પરશુરામ ની ગણના પાછળની છે. આ રીતે પુરાણોમાં જુદા જુદા થરો એકજ અધ્યાયમાં રહેલા સ્પષ્ટ દેખાય છે. અને પરશુરામને સાથે રાખીને દશ અવતારની ગણના રામાયણ અને કાલિદાસ કરતાં અર્વાચીન હોવાનો સંભવ છે.

## કૃષ્ણચરિત્ર

હરિવંશ, બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવત અને બ્રહ્મવૈવર્તમાં કૃષ્ણચરિત્ર વિસ્તારથી છે, પણ બીજા ઘણામાં સંક્ષેપમાં છે અથવા એનો ઉલ્લેખ છે. કૃષ્ણચરિત્રના કેટલાક પ્રસંગો મહાભારતમાં છે. વળી असाधुर्मातुले कृष्ण :। जघान कंसंकिल वासुदेवः। संकर्षणद्वितीयस्य बलं कृष्णस्य वर्धते। વગેરે કટકાઓ પતંજલિના મહાભાષ્યમાં મળે છે. એ ઉપરથી કૃષ્ણચરિત્રની કાંઇક કથા ઇ. સ. પૂર્વે બીજા શતક પ્હેલાં પ્રચલિત હતી એમ જણાય છે. સ્યમંતકમણિવાળી કથા વિસ્તારથી વાયુપુરાણ ( अ. ૯૬ ) માં અને મત્સ્ય પુરાણ ( अ. ૪૬ ) માં મળે છે. વળી દેવકીના પુત્રોને કંસે માર્યાનો ( अ. ૯૬ ) તથા કૃષ્ણે કંસને, સાલ્વને, દ્વિવિદને, અરિષ્ટને, વૃષભને, પૂતનાને, કેશિને, કુવલયાપીડને, નરકને તથા કાળયવનને માર્યાનો તથા બાણના હજાર હાથ કાપ્યાનો ઉલ્લેખ વાયુમાં ( अ. ૯૮ ) છે.

આનું મૂળ હરિવંશ હોવાનો સંભવ છે. પણ આ અધ્યાયના ઉપર નીચેના શ્લોકો વાયુ અને મત્સ્યમાં એકજ છે. માત્ર આટલા કૃષ્ણ ચરિત્રના શ્લોકોજ મત્સ્યમાં નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે. કૃષ્ણનાં બાલચરિતનું ભાસે પણ નાટક લખ્યું છે પણ એ હરિવંશ કે વિષ્ણુને પૂરેપૂરૂં અનુસરતું નથી.

કૃષ્ણચરિત્રનો વિચાર કરતાં હરિવંશ, બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવત અને બ્રહ્મવૈવર્ત એટલાં મુખ્યત્વે જોવા જેવાં છે. બ્રહ્મવૈવર્તમાં રાધા પૂજા ઘણી વધારે છે. વળી ભાગવતોક્ત ટુંકા પ્રસંગોનો રાધાભક્તિની દૃષ્ટિએ બ્રહ્મવૈવર્તમાં ઘણો વિસ્તાર છે. ભાગવત મોટે ભાગે વિષ્ણુપુરાણને અનુસરે છે. પણ વિષ્ણુપુરાણ કરતાં ભાગવતમાં ઘણી નવી વાતો છે. દા. ત. તૃણાવર્તવધ, કૃષ્ણે પોતાના મુખમાં આખું વિશ્વ યશોદાને દેખાડયું તે, વસ્ત્રહરણલીલા, શંખચૂડ વ્રજસ્ત્રીઓને પકડે છે તે, વગેરે અનેક પ્રસંગો ભાગવતમાં નવા છે. ભાગવત વિષ્ણુ પછીનું છે. વિષ્ણુ અને હરિવંશમાં વિષ્ણુપુરાણ પ્હેલાનું અને હરિવંશ પાછળનો એમ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે કૃષ્ણચરિત્રમાં કહ્યું છે પણ બેય ગ્રંથોને સરખાવતાં હરિવંશના વિસ્તારનો વિષ્ણુએ સંક્ષેપ કર્યો છે એટલું જ. બાકી વધારે જૂનું હરિવંશ લાગે છે. બાણકવિ કૃષ્ણના બાલચરિત્ર માટે વિષ્ણુનો નહિ પણ હરિવંશનો ઉલ્લેખ કરે છે. વળી હરિવંશોક્ત કૃષ્ણચરિત્રને વિષ્ણુપુરાણોક્ત ચરિત્ર સાથે સરખાવવાથી સ્પષ્ટ દેખાય છે કે હરિવંશની આગળ પાછળની વાતોને સરખી ગોઠવીને તથા હરિવંશનાં લાંબાં વર્ણનોને ટુંકાવીને વિષ્ણુપુરાણે ક્રમબદ્ધ ટુંકું કૃષ્ણચરિત્ર લખ્યું છે. વળી હરિવંશમાં કંસ પાસે નારદ જઇને કહે છે કે હું દેવસભામાં ગયો હતો અને ત્યાંથી જાણ્યું છે કે તારી નાની બેન દેવકીનો આઠમો પુત્ર તને મારશે. (જુઓ **हरि. २ अ. २**) બ્રહ્મપુરાણ લગભગ હરિવંશના જ સારરૂપે આ જ વાત કહે છે. (જુઓ **अ. १८१**) પણ વિષ્ણુપુરાણ કહે છે કે કંસ દેવકીનો રથ હાંકતો હતો ત્યાં આકાશવાણી થઈ કે "હે મૂઢ તું સ્વામીની

સાથે બેઠેલી જે સ્ત્રીનો રથ હાંકે છે તેમનો આઠમો પુત્ર તને મારશે" એટલે તરતજ કંસ તરવાર કાઢીને દેવકીને મારવા ઉઠ્યો પણ વસુદેવે પોતાના પુત્રો આપવાનું કહીને દેવકીને મારતાં અટકાવ્યો. (જુઓ વિષ્ણુ પુ. અં. ૫ અ. ૧ શ્લો. ૯ થી ૧૧) વળી હરિવંશમાં વિષ્ણુએ પોતેજ અવતાર લીધાની વાત છે (જુઓ પર્વ ૧ અ. ૫૫) જ્યારે બ્રહ્મ પુરાણ અને તેને અનુસરી વિષ્ણુપુરાણ બે કેશ આપ્યાનું કહે છે. આ ફેરફાર આ બે પુરાણોએ મહાભારત આદિ પર્વને અનુસરી કર્યો લાગે છે. ટુંકામાં હરિવંશ પછી બ્રહ્મ અને બ્રહ્મ પછી વિષ્ણુપુરાણ એવો ક્રમ દેખાય છે. એટલું જ નહિં પણ બીજી બધી બાબતમાં વિષ્ણુથી પ્રાચીનતર દેખાતું વાયુપુરાણ ઉપર કહેલ આકાશવાણીની વાત બરાબર વિષ્ણુને અનુસરી કરે છે. (જુઓ અ ૯૬ શ્લો. ૨૨૧) એટલે વાયુનો આ ભાગ (શ્લો. ૧૯૯ થી ૨૩૦) વિષ્ણુ પછીનો લાગે છે. પદ્મપુરાણમાં અને અગ્નિપુરાણમાં; સંક્ષિપ્ત કૃષ્ણચરિત્ર છે પણ એ બેયનાં વર્ણનો ભાગવત પછીનાં છે. દા. ત. શ્રાવણની કૃષ્ણાષ્ટમીની મધ્ય રાત્રીએ કૃષ્ણનો જન્મ થયાનું અગ્નિ પુરાણ કહે છે. આ તિથિનો ઉલ્લેખ બ્રહ્મપુરાણમાં, વિષ્ણુમાં કે ભાગવતમાં નથી.

## શૈવઅંશ

વૈષ્ણવ પુરાણોના સંબંધમાં અવતારો અને કૃષ્ણચરિત્ર વિષે જેવો વિચાર કર્યો તેવો શૈવપુરાણોની બાબતમાં શિવચરિત્રને અંગે કરવાની જરૂર છે. કુમારસંભવનું મૂળ જોતાં શૈવ કથાઓનો જૂનામાં જૂનો થર વાયુમાં દેખાય છે. મત્સ્યમાં એથી જુદી પરંપરાનો વિસ્તાર મળે છે. લિંગ, સ્પષ્ટ શૈવ હોઇને એની કથાઓ મત્સ્યોક્ત કરતાં પાછળની હોવાનો સંભવ છે. પણ લિંગ, કૂર્મ, સ્કન્દપુરાણના શૈવભાગો અને શિવપુરાણને સરખાવતાં લિંગ કરતાં કૂર્મ પ્રાચીન લાગે છે.

## લિંગપૂજા

શૈવપુરાણોની સરખામણી માટે લિંગપૂજાનો મહિમા ખાસ

જોવા જેવો છે. અત્યારે મુખ્યત્વે શિવનું લિંગ જ પૂજાય છે. પણ જૂનાકાળમાં મૂર્તિ અને લિંગ બન્ને પૂજાતાં એમ જૂના મન્દિરોના અવશેષો તથા ધારાપુરી, એલાપુરી વગેરે ગુહામન્દિરો જોવાથી જણાય છે. પણ લિંગપૂજાનો પ્રચાર કરવા માટે શરૂઆતમાં ખૂબ મહેનત પડી હશે. શિવપુરાણમાં, સ્કન્દમાં અને લિંગપુરાણમાં લિંગ-પૂજાનો મહિમા વધારનારી ઘણી વાતો છે. લિંગપૂજાનો પ્રચાર આર્યોમાં ઇ. સ. ના આરંભકાળમાં થયો હોવાનો સંભવ છે (જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૪૩–૪૪). લિંગપૂજાની ઉત્પત્તિની વાત પ્હેલવ્હેલી મહાભારત (સૌપ્તિકપર્વ)માં અને વાયુપુરાણ (अ–૧૦) માં એક સરખી સાદારૂપમાં છે, કે " બ્રહ્માએ મહાદેવને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કહ્યું; જેથી મહાદેવે સતીનું ચિંતન કરીને પોતાના જેવાંજ હજારો અમર પ્રાણીઓને ઉત્પન્ન કર્યા. આથી બ્રહ્મા અપ્રસન્ન થયા અને શિવે વધારે સૃષ્ટિ ઉત્પન્ન ન કરવા માટે પોતાનું લિંગ કાપી નાખી યોગ સાધવા માંડયો. ત્યારથી લિંગ પૂજાવા માંડયું."

કૂર્મમાં બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે મહત્તા માટેનો વિવાદ શમાવવા શિવનું લિંગ પ્રગટ થયું એવી કથા છે. (જુઓ. अ–૨૬) લિંગમાં અને સ્કન્દમાં લિંગોત્પત્તિની જરા ઘૃણા ઉત્પન્ન કરે એવી કથાઓ વિસ્તારથી આપી છે. વળી બ્રહ્મા અને વિષ્ણુના વિવાદની, આ બેય દેવો લિંગના ઉપર નીચેના છેડાઓ જોવા ગયા પણ પાર ન પામ્યા વગેરે કથાઓ પણ વિસ્તારથી છે.

## શૈવકથાઓ

વિષ્ણુભક્તિ અને શિવભક્તિના પ્રચારમાં તે તે દેવની કથાઓએ તથા તે તે દેવના મોટા ભક્તોની કથાઓએ ઘણું કામ કર્યું છે. ઉપમન્યુ આદિ ભક્તોની કથાઓ મહાભારતમાં પણ છે, કૃષ્ણને પણ શિવના મોટા ભક્ત ગણ્યા છે. આવી કથાઓની સંખ્યા ધીમે ધીમે વધતી ગઈ છે. વૈષ્ણવો શિવને વિષ્ણુના ભક્ત કહે છે.

શિવચરિત્રને લગતી કથાઓમાં દક્ષયજ્ઞ ભંગની કથા ઘણી

જૂની લાગે છે. એ કથા વાયુમાં, કૂર્મમાં, લિંગમાં, સ્કન્દમાં, ભાગવતમાં અને શિવપુરાણમાં છે. આ કથામાં ધીમે ધીમે વૈષ્ણવો અને શૈવોના ઝગડાનો ઉમેરો થતો ગયો છે. વાયુપુરાણની કથામાં આ ઝઘડાનું સૂચન બીલકુલ નથી. કૂર્મમાં અસ્તવ્યસ્ત રીતે આ કથા છે. એમાં સતી પિતાના અપમાનથી દેહ ત્યાગ કરે છે એ વાતજ નથી. પણ પાર્વતીની વિનંતિથી રુદ્ર દક્ષયજ્ઞ ભંગ કરે છે એવું વર્ણન છે. લિંગપુરાણમાં એથી વધારે વિસ્તાર છે. એમાં શિવ અને વિષ્ણુનું યુદ્ધ થાય છે અને તેમાં વિષ્ણુ હારી જાય છે. સ્કંદમાં આ કથા બેવડા ત્રેવડા વિસ્તારથી છે. શૈવ વૈષ્ણવના ઝઘડાનું રૂપ બહુ સ્પષ્ટ દેખાય છે. મૂળ તો રુદ્રનો વૈદિક યજ્ઞમાં ભાગ નહોતો અને પછી શિવભક્તોના જોરથી ચાલુ થયો એ ઐતિહાસિક હકીકતનું રૂપક દક્ષયજ્ઞભંગની કથા લાગે છે. વાયુપુરાણમાં એવું જ રૂપ છે. પછી શૈવો અને વૈષ્ણવો વચ્ચે વિરોધ જાગ્યો અને શિવ વિષ્ણુનાં યુદ્ધની કથાઓ રચાવા લાગી. વૈષ્ણવોએ બાણાસુર સાથેના યુદ્ધમાં કૃષ્ણે રુદ્રને હરાવ્યા એમ કથા ચલાવી (જુઓ હરિવંશ, વિષ્ણુ, ભાગવત વગેરે) એની સામે શૈવોએ દક્ષયજ્ઞભંગ પ્રસંગે શિવે વિષ્ણુને હરાવ્યાની કથા ચલાવી અને દક્ષયજ્ઞ એટલે શિવ વિરોધી–વૈષ્ણવોનો યજ્ઞ એવું રૂપ આપી દીધું.

શૈવો અને વૈષ્ણવોના વિરોધની વાત લિંગ અને સ્કંદ કરતાં કૂર્મમાં ઓછી છે. કૂર્મમાં શિવ વિષ્ણુની એકતા ઉપર વારંવાર ભાર મુકયો છેઃ—

यो विष्णुः स स्वयं रुद्रो यो रुद्रः स जनार्दनः ।

कू-पु.–अ–१८–९०.

આથી ઉલટું લિંગમાં, સ્કંદમાં અને શિવપુરાણમાં શિવને બ્રહ્મા અને વિષ્ણુ કરતાં ચડાવવાનો પ્રયાસ કથાઓથી અને સ્પષ્ટ વચનોથી કર્યો છે. ટુંકામાં વાયુ, મત્સ્ય, કૂર્મ, લિંગ, સ્કંદ અને શિવપુરાણ એ ક્રમમાં શૈવકથાઓ શૈવવ્રતો વગેરેનો વિકાસ થયો છે.

## દેવી ભક્તિ.

દેવી ભક્તિનું મૂળ વેદમાં નહિં જેવું જ છે. ઉલટું યજુર્વેદમાં એક સ્થળે सह स्वस्रा अम्बिकवा એ રીતે અમ્બિકાને રૂદ્રની બ્હેન પણ કહી છે. શૈવપુરાણોમાં પાર્વતી કે દુર્ગાનું સ્થાન શિવપત્ની તરીકે ગૌણ જ છે. પણ મહાભારતના પાછલા ભાગોમાં દુર્ગા સ્તુતિ અને દુર્ગાભક્તિની વાતો આવે છે, ૬ ઠ્ઠા સાતમા શતકમાં દુર્ગાપૂજાનો પ્રચાર આ દેશમાં હતો એમ બીજા ઐતિહાસિક પુરાવાઓથી જણાય છે. પુરાણોમાં માર્કંડેયપુરાણાંતર્ગત દેવી માહાત્મ્ય દેવીભક્તિનો જૂનામાં જૂનો ગ્રન્થ છે. પછી તંત્રોદ્વારા શક્તિ ભાક્તનો ખૂબ વિકાસ થયો પણ પૌરાણિક સાહિત્યમાં માર્કંડેય પુરાણ પછી દેવી ભાગવત અને પછી કાલિકા પુરાણ એમ ત્રણ જ નામો દેખાય છે.

## વર્ણાશ્રમ ધર્મ.

પુરાણોનાં વર્ણાશ્રમ ધર્મ તથા શ્રાદ્ધનાં પ્રકરણો મન્વાદિ સ્મૃતિઓ સાથે તથા પરસ્પર સરખાવવાથી એ વિષયનાં પૌર્વાપર્યનો કાંઈક પત્તો લાગે ખરો. પણ સ્મૃતિઓનો કાલક્રમ પણ એવો નિશ્ચિત નથી અને મેં એ પ્રકરણોની સવિસ્તર સરખામણી હજુ કરી જોઈ નથી. છતાં નીચેનો દાખલો નોંધ્યો છે. ચારે વર્ણોનાં કર્મો ગણાવતાં મનુ અને યાજ્ઞવલ્કય કૃષિ, વાણિજ્ય અને પશુપાલન વૈશ્યનું કર્મ ગણે છે. વાયુએ પણ એ પ્રમાણે જ કહ્યું છે.—

पाशुपाल्यं वाणिज्यं च कृषिं चैव विशां ददौ ।
शिल्पाजीवं भृतिं चैव शूद्राणां व्यदधात् प्रभुः ॥

**वायु. अ ८ श्लो. १७०**

પણ મનુ અને યાજ્ઞવલ્કય શૂદ્રનાં કર્મમાં દ્વિજાતિની સેવા ઉપર જે ભાર મૂકે છે તે આ વચનમાં નથી દેખાતો. મત્સ્ય અને વિષ્ણુમાં તો આ વિષય સ્પષ્ટ શબ્દોમાં આપ્યો જ નથી. વિષ્ણુપુરાણે દરેક વર્ણ પોતાના ધર્મનું આચરણ કરવાથી કલ્યાણ મેળવે છે એમ કહ્યું છે પણ સ્વધર્મ શું એ નથી કહ્યું.

પછી દેવલસ્મૃતિ જે હાલમાં ઇ. સ. ૭૦૦ આસપાસની મનાય છે તેમાં દ્વિજાતિ શુશ્રૂષા, કૃષિ, પશુ પાલન, અને પણ્યવ્યવહાર (વેપાર) એ કર્મો શૂદ્રોનાં ગણાવ્યાં છે. ( જુઓ અપરાર્ક ટીકા. પા. ૧૬૨ ) અને નરસિંહ પુરાણ શૂદ્રનાં કર્મો ગણાવતાં કહે છે કેઃ—

अयाचितः प्रदाता स्यात्कृषिं वृत्यर्थमाश्रयेत्

पुराणं श्रुणुयाच्चैव नरसिंहस्य पूजनम्

( અપરાર્ક ટીકા. પા. ૧૬૨ )

નરસિંહ પુરાણના ઉપલા વચનમાં દેવલ પેઠે કૃષિને શૂદ્રનું કર્મ ગણ્યું છે અને તે ઉપરાંત પુરાણ શ્રવણને તથા નરસિંહના, પૂજનને પણ શૂદ્રનાં કર્મો ગણ્યાં છે. આથી પણ આગળ વધીને ભવિષ્ય પુરાણે પુરાણ શ્રવણ કરતી વખતે શૂદ્રોની પ્હેલાં વૈશ્યો બેસે, તેની આગળ ક્ષત્રિયો અને સૌથી આગળ વિપ્રો બેસે એવો નિયમ આપ્યો છે ( એજન પા. ૧૬૨ )

## વ્રતો અને દાનો

વ્રતો અને દાનોનું વર્ણન મહાભારતના અનુશાસન પર્વમાં અને પુરાણોમાં ઘણું મળે છે. એકાદશી, જન્માષ્ટમી વગેરે બહુ પ્રસિદ્ધ વ્રતોનો દાખલો જોઇએ. મનુ અને યાજ્ઞવલ્કયમાં તો આ વ્રતોજ નથી. વાયુપુરાણમાં અને વિષ્ણુ પુરાણ વૈષ્ણવ હોવા છતાં એમાં પણ નથી. પણ વિષ્ણુ ધર્મોત્તરમાં " જે બેય એકાદશીનો ઉપાવસ ન કરે તે વિષ્ણુલોક ન દેખે " એ રીતે કહ્યું છે (એજન પા. ૨૦૧).

મત્સ્યપુરાણ અને વરાહપુરાણ પણ એકાદશીને દિવસે ઉપવાસ કરવાનું કહે છે. ( એજન ) હવે મત્સ્યપુરાણે, મહાભારતે અને કોઇક સ્મૃતિએ પુત્ર પૌત્રવાળા ગૃહસ્થે તિથિના ક્ષયને દિવસે, સૂર્યસંક્રાન્તિને દિવસે તથા ચન્દ્ર અને સૂર્યના ગ્રહણને દિવસે ઉપવાસ ન કરવો એમ કહ્યું છે. અને કૂર્મપુરાણે એ બધાં સાથે એકાદશીને દિવસે પણ ઉપવાસ ન કરવો એવું કહ્યું છે. આ વિરોધનો તોડ અપરા-

દિત્ય એવો કાઢે છે કે એકાદશીને દિવસે વ્રત કરવાની વાત પુત્ર યુક્ત ગૃહસ્થ માટે નથી. આ સમાધાન કૃત્રિમ લાગે છે. આગળ ચાલતાં દ્વાદશી અનુગત એકાદશી એક કળા પણ હોય તો તે દિવસે ઉપવાસ કરવો એ અર્થનું વચન સ્કન્દ પુરાણમાંથી અપરાદિત્યે ઉતાર્યું છે ( એજન. પા. ૨૦૪ ) આગળ ચાલતાં ઉપવાસીએ માંસ વગેરેનો ત્યાગ કરવા વિષે કૂર્મપુરાણનાં તથા મત્સ્યપુરાણન વચનો ઉતાર્યા છે એ સરખાવતા મત્સ્યનું વચન પાછળનું લાગે છે ( એજન પા. ૨૦૭ )

કૃષ્ણ જન્માષ્ટમી માટે અપરાર્કની ટીકામાં વિચાર કર્યો છે. હરિવંશે, બ્રહ્મપુરાણે અને વિષ્ણુપુરાણે કૃષ્ણ જન્મની તિથિ જ આપી નથી. વાયુ અને મત્સ્યમાં પણ નથી. શ્રીમદ્ ભાગવતે માત્ર રોહિણી નક્ષત્રનો ઉલ્લેખ કર્યો છે પણ તિથિનો નિર્દેશ નથી કર્યો. અપરાદિત્યે ભવિષ્ય પુરાણમાંથી અને પદ્મપુરાણમાંથી જન્માષ્ટમી વિષે ઉતારા કર્યા છે. ( એજન પા. ૨૧૧ ) પણ વ્રતરાજમાં બ્રહ્મવૈવર્તમાંથી, વિષ્ણુધર્મોત્તરમાંથી અને ભવિષ્યોત્તરમાંથી પણ ઉતારા છે. પછી શિવચતુર્દશીના વ્રત માટે માત્ર લિંગપુરાણમાંથી ઉતારો આપ્યો છે. ( એજન પા. ૨૧૨ ) અને વ્રતરાજે શિવરાત્રી વ્રતના ઉદ્યાપનનો વિધિ સ્કંદપુરાણમાંથી ઉતાર્યો છે.

એકાદશી કઈ લેવી વગેરે બાબતમાં દેવલનો સ્પષ્ટ મત છે કે "જે તિથિમાં સૂર્ય અસ્ત થાય તે તિથિ સ્નાન, દાન અને જપમાં સકલ જાણવી" છતાં વૈષ્ણવો એકાદશીને તથા જન્માષ્ટમીને અનુક્રમે દ્વાદશી વિદ્ધ તથા નવમી વિદ્ધ લે છે. એ અપવાદના ટેકામાં વિષ્ણુધર્મોત્તરમાંથી એક શ્લોક અપરાદિત્યે ઉતાર્યો છે.

અપરાદિત્યે વ્રતોનો વધારે વિસ્તાર કર્યો નથી પણ હેમાદ્રિએ ઘણો વિસ્તાર કર્યો છે અને એ વિષયના છેલ્લા ગ્રન્થ વ્રતરાજમાં દરેક તિથિ માટે એક કે વધારે વ્રતો કહેલાં જોવામાં આવે છે. આ ગ્રંથનો કર્તા મોટે ભાગે હેમાદ્રિ વગેરેને અનુસરે છે. વ્રતરાજમાં

સ્કંદ, શિવપુરાણ, મત્સ્યપુરાણ, દેવીપુરાણ, ભવિષ્ય, ભવિષ્યોત્તર, વિષ્ણુધર્મોત્તર, સનત્કુમાર સંહિતા, સૌરપુરાણ, વામનપુરાણ, નારદીય-પુરાણ, ગણેશપુરાણ, આદિત્યપુરાણ, વરાહપુરાણ, કૂર્મ, પદ્મપુરાણ, બ્રહ્મવૈવર્ત, અગ્નિપુરાણ, વિષ્ણુરહસ્ય, નૃસિંહ, લિંગપુરાણ, કાલિકાપુરાણ અને બ્રહ્માંડ પુરાણ વગેરેના ઉલ્લેખો મળે છે. બે ત્રણ સ્થળે બ્રહ્મપુરાણ-માંથી વ્રતરાજે કહેલાં વચનો મળ્યાં નથી. એક સ્થળે વાયુનો પણ ઉલ્લેખ છે પણ તેયે હું મેળવી નથી શક્યો. પુરાણોમાં પ્રક્ષિપ્તો બહુ છે અને કેટલીક પ્રતોમાં પુષ્કળ ઉમેરાઓ હોવાનો સંભવ છે. સામાન્યરીતે વ્રતોનો આરંભ મત્સ્યપુરાણમાં દેખાય છે અને તેનો છેવટનો વિસ્તાર ભવિષ્યમાં અને ભવિષ્યોત્તરમાં મળે છે. બાકી નૃસિંહ ચતુર્દશીની વાત નૃસિંહપુરાણમાં, ગણપતિ ચોથની ગણેશપુરાણમાં, નવરાત્રની દેવી-પુરાણમાં, શિવરાત્રીની કથા લિંગપુરાણમાં, શૈવરોટકવ્રત શિવપુરાણમાં વગેરે સ્વાભાવિક પ્રકાર છેજ.

પૌર્વાપર્ય તપાસવામાં વ્રત પ્રકરણ પેઠે દાન પ્રકરણ પણ ઘણું ઉપયોગી છે. ગુપ્ત રાજાઓના વખતનાં ભૂમિદાનો વિષે પુષ્કળ ઉત્કીર્ણ લેખો મળે છે. મહાભારતનું અનુશાસનપર્વ દાનમહિમાથી ભર્યું છે. પુરાણોમાં જુદી જુદી જાતનાં દાનો અને તેનાં ફળોનો પુષ્કળ વિસ્તાર છે. આ વિષયમાં પાર્જિટરે ઇ. સ. ૪૭૫-૬ થી ૮૦૦ સુધીના ઉત્કીર્ણ લેખોમાં છેવટે કોતરેલા ભૂમિદાનની પ્રશંસાના શ્લોકોનું મૂળ શોધવાનો સારો શ્રમ લીધો છે.

बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः ।
यस्य यस्य यदा भूमि स्तस्य तस्य तदा फलम् ॥
षष्टिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिपः ।
आच्छेता चानुमन्ता च तान्येव नरके बसेत् ॥
स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धराम् ।
स विष्ठायां कृमिर्भूत्वा पितृभिः सह पच्यते ॥

स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्ष युधिष्ठिर।
महीं महीमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनम् ॥

આ શ્લોકો આ રીતે કે થોડા પાઠાંતરસાથે કોઇવાર આખી પંક્તિના ફેરફાર સાથે ઈ. સ. ૪૭૪, ૬ થી ૪૯૬-૯૭ સુધીના ઉત્કીર્ણ લેખોમાં મળે છે. બીજા ત્રણ શ્લોકો ઉપર જેટલા સામાન્ય નહિં પણ કોઇ કોઈ ઉત્કીર્ણ લેખમાં મળે છે. હવે આ ઉત્કીર્ણ લેખોમાં 'આ શ્લોકો વ્યાસે કહ્યા છે' ( व्यासगीतांश्चात्र श्लोकान् ) અથવા 'પરમર્ષિ ભગવાન્ વેદવ્યાસે આ પ્રમાણે કહ્યું છે' એ રીતે લખેલું છે. મહાભારત અને પુરાણો વેદવ્યાસનાંજ રચેલાં ગણાય છે એટલે આ શ્લોકો મહાભારતમાં હોય કે પુરાણોમાં હોય એ સરખુંજ છે. પણ અમુક લેખોમાં 'ભગવાન વેદવ્યાસે મહાભારતમાં કહ્યા છે' તથા 'પરાશરસુત પરમર્ષિ વેદવ્યાસે શતસાહસ્રી સંહિતા–મહાભારતમાં કહેલ છે' એ રીતે પણ મળે છે. હવે પાર્જિટર કહે છે કે "આ શ્લોકો મહાભારતમાં હશે પણ મને મળ્યા નથી. મહાભારતના અનુશાસનપર્વમાં આ અર્થનાં વચનો મળે છે પણ આ શ્લોકો દેખાતા નથી, પણ પ્હેલા ત્રણ શ્લોકો એજ ક્રમમાં પદ્મપુરાણ (उत्तरखंड अ. ३३ श्लो. २६ थी ३०)માં મળે છે. પ્હેલો અને ત્રીજો શ્લોક ભવિષ્યપુરાણ (पर्व ४ अ. १६४ श्लो. २२ અને ३४) માં મળે છે. ત્રીજો શ્લોક થોડા પાઠાંતર સાથે બ્રહ્મપુરાણ ( अ. १५५ श्लो. ६–७ )માં તથા પદ્મપુરાણના બીજા ભાગમાં મળે છે. ચોથો શ્લોક ભવિષ્ય (पर्व ४ अ. १६४ श्लो. ३८)માં મળે છે. આ શિવાય બીજા બે શ્લોકો પણ પદ્મમાં અને ભવિષ્યમાં મળે છે. માત્ર ઇ. સ. ૮૦૦ ના ઉત્કીર્ણ લેખમાં આવેલો એક શ્લોક મહાભારતમાં અને પદ્મમાં મળે છે."

આ બધા ઉપરથી પાર્જિટર અનુમાન કરે છે કે "આ પ્રસિદ્ધ શ્લોકો મહાભારતની પ્રસિદ્ધિને લીધે મહાભારતમાં છે એમ કહેવાઇ ગયું હશે પણ એ અત્યારે પદ્મ, ભવિષ્ય અને બ્રહ્મપુરાણમાં જ

મળે છે માટે એ પુરાણો ઇ. સ. ૫૦૦ પ્હેલાંનાં હોવાં જોઇએ. અને આ પુરાણો કાંઇ જૂનામાં જૂનાં નથી, ઉલટાં પાછળનાં છે માટે જૂનાં પુરાણો ઈ. સ. ના શરૂઆતના સૈકાનાં હોવાં જોઇએ."
( Journal R. A. S. 1912 p. 248 to 255. )

હાલનાં જૂનામાં જૂનાં પુરાણો અથવા હાલનાં પુરાણોના જૂનામાં જૂના ભાગો પાર્જિટર કહે છે તેટલા જૂના છે જ; પણ પદ્મ, ભવિષ્ય અને બ્રહ્મ આખાં ઈ. સ. ૫૦૦ પ્હેલાંનાં છે એ ગળે ઉતરવું મુશ્કેલ છે. આ પુરાણોમાં જૂના અને નવા ભાગો મિશ્રિત છે એ કહ્યું જ છે, માટે એકદમ આખાં પુરાણના સમયનો આટલા ઉપરથી નિર્ણય ન કરી નાખવો જોઇએ એમ ફ્લીટ જેવા પુરાતત્ત્વજ્ઞે એજ વર્ષના જર્નલમાં ચેતવણી આપેલી ( જુઓ. એજન પા. ૧૦૪૬ ) ખુબી તો એ જોવાની છે કે પદ્મ, ભવિષ્ય અને બ્રહ્મના જે ભાગમાં આ શ્લોકો મળે છે તે ભાગો એ જ પુરાણના બીજા ભાગો કરતાં અર્વાચીન જણાય છે. ખરી વાત એમ લાગે છે કે આપણે ઉપર જોયું છે તેમ વ્રત અને દાન સંબંધી એક જૂનું પુરાણ આ ઉત્કીર્ણ લેખોના શ્લોકોવાળું છેક ઈ. સ. પાંચમા શતકમાં અને તે પ્હેલાં પણ હશે એમાંથી જ મહાભારતમાં અને બીજાં પુરાણોમાં દાન અને વ્રતના ભાગો લેવામાં આવ્યા છે. પાછળથી એ જૂનાં પુરાણો લુપ્ત થઈ ગયાં પણ હાલનાં જુદાં જુદાં પુરાણોમાં એ જૂનાં પુરાણના ભાગો રહી ગયા. વળી મહાભારતનો ઉત્કીર્ણ લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ જોતાં કાંતો એ શ્લોકો મહાભારતમાંથી પડી ગયા છે અથવા હજી કોઇ પ્રતોમાં હશે અને કદાચ શોધતાં મળી આવે.

મતલબ કે ઈ. સ. ચોથા પાંચમા શતકમાં વ્રતદાન અને તીર્થની પૌરાણિક પરંપરા શરૂ થઇ હતી એટલું નક્કી. દાનોનો સામાન્ય વિષય મહાભારત ઉપરાંત, અગ્નિ, ગરૂડ, કૂર્મ, લિંગ, મત્સ્ય, પદ્મ, વરાહ, ભવિષ્ય, વગેરે પુરાણોમાં મળે છે. દાનની પૌરાણિક પરંપરાનું મૂળ ઉપર જોયું; હવે એનો વિસ્તાર જોવા માટે આપણે માત્ર અપ-

રાર્કના ઉતારા કેટલાંક દાનો વિષે સરખાવીએ. યાજ્ઞવલ્કયે આચારાધ્યાયના ૨૦૪ થી ૨૨૦ શ્લોકોમાં કેવી ગાયનું દાન કરવું એ લખ્યું છે. ટીકાકારે આ બાબતને લગતા સ્કન્દ પુરાણમાંથી, મહાભારતમાંથી, મત્સ્યપુરાણમાંથી, નન્દીપુરાણમાંથી, આદિપુરાણમાંથી અને વરાહ પુરાણમાંથી ઉતારા કર્યા છે. આમાં વરાહપુરાણનો ઉતારો બધાથી પાછળનો લાગે છે. પણ ૨૦૮ મા શ્લોકની ટીકામાં ટીકાકારે ગોદાનના પ્રસંગમાં ગુડધેનુ ( ગોળની ગાય ) દાન વગેરેના શ્લોકો ઉતાર્યા છે. ગુડધેનુનો ઉલ્લેખ યાજ્ઞવલ્કયે તો કર્યો જ નથી. ગુડધેનુનો વિધિ ટીકાકારે મત્સ્યપુરાણમાંથી વિસ્તારથી ઉતાર્યો છે. પછી તિલધેનુનો વિધિ વિષ્ણુધર્મોત્તરમાંથી ઉતાર્યો છે. પદ્મપુરાણમાંથી તિલધેનુનો એક વિશેષ નોંધ્યો છે. ભવિષ્યોત્તરમાંથી પણ તિલધેનુ વિષે ઉતારો કર્યો છે, પછી ધૃતધેનુ અને જલધેનુનો વિધિ વિષ્ણુ ધર્મમાંથી અને લવણધેનુનો ભવિષ્યોત્તરમાંથી ઉતાર્યો છે. છેવટ શર્કરાધેનુનો વિધિ પણ ભવિષ્યોત્તરમાંથી ઉતાર્યો છે. આ જોતાં ભવિષ્યોત્તર આ બધામાં પાછળનું લાગે છે. આગળ ચાલતાં તુલા પુરૂષદાન, બ્રહ્માંડ દાન અને કલ્પવૃક્ષદાન, વગેરેના શ્લોકો મત્સ્ય પુરાણમાંથી ઉતાર્યા પછી એના વિશેષો ભવિષ્યોત્તરમાંથી ઉતારે છે. દરેક માસમાં કયું દાન કરવું એ બાબતમાં આદિત્ય પુરાણમાંથી, દેવીપુરાણમાંથી અને વામનપુરાણમાંથી લગભગ એક અર્થના શ્લોકો ઉતાર્યા છે. આગળ ચાલતાં નન્દિપુરાણમાંથી આરોગ્યશાળાના દાનનો મહિમા કહ્યો છે. ગરીબો માટે ધર્માર્થ ઇસ્પીતાલો ગુપ્તકાળમાં હતી એમ ચીનાઈ મુસાફર ફાહ્યાનના કહેવાથી જાણીએ છીએ. દેશી વૈદકના ગ્રન્થોમાં આવી ઇસ્પીતાલો કરવા માટે કાંઇ સૂચન નથી. ચરકમાં ઉપકલ્પનીય અધ્યાયમાં જે છે તે શ્રીમન્તો માટે ખાસ તૈયારીની સૂચના છે. નન્દીપુરાણમાં તો સ્પષ્ટ શબ્દોમાં ગરીબો માટે ઇસ્પીતાલ બંધાવવાનું પુણ્ય કહ્યું છે. હેમાદ્રિએ દાનખંડમાં નન્દીપુરાણને મળતો આરોગ્યશાળા વિષે એક ઉતારો સ્કંદપુરાણમાં

લીધો છે. આગળ ચાલતાં ભૂમિદાન, છત્રદાન, દીપદાન વગેરે દાનો માટે વિષ્ણુધર્મોત્તરમાંથી, આદિત્યપુરાણમાંથી, મત્સ્યપુરાણમાંથી અને ભવિષ્યોત્તરમાંથી ઉતારા આપ્યા છે. અશ્વદાન માટે દેવીપુરાણમાંથી અને સ્કન્દ પુરાણમાંથી જ ઉતારા કર્યા છે. અન્નદાન, વસ્ત્રદાન અને કુવા, વાવ, તળાવ વગેરેનાં દાન માટે આદિત્યપુરાણમાંથી, વિષ્ણુ-ધર્મોત્તરમાંથી અને ભવિષ્યોત્તરમાંથી ઉતારા કર્યા છે. અને અમુક વિવાહો કરાવી આપી એ દંપતીને ધનધાન્યાદિથી ભરેલાં ઘરો આપવાનો વિધિ કાલિકા પુરાણમાંથી ઉતાર્યો છે, અને શય્યાદાનનો વિષ્ણુધર્મોત્તરમાંથી અને ભવિષ્યોત્તરમાંથી ઉતાર્યો છે. વળી ભવિ-ષ્યોત્તરમાં પુસ્તકો લખાવીને તેનાં દાનનો માહિમા કહ્યો છે. પુરાણ દાનનું આખું પ્રકરણ મત્સ્યમાંથી અપરાર્કમાં ઉતાર્યું છે એ તો ઉપર કહ્યું જ છે.

અપરાર્કના દાન પ્રકરણના ઉતારા સરખાવતાં મત્સ્ય, વિષ્ણુ ધર્મોત્તર, ભવિષ્યોત્તર, કાલિકા પુરાણ, નન્દિપુરાણ અને આદિત્ય પુરાણ સરખાં લાગે છે. સ્કન્દપુરાણ, પદ્મપુરાણ અને દેવીપુરાણમાં આ વિષય મત્સ્ય વગેરે કરતાં ઓછી વિગતથી છે. અને ભવિષ્યો-ત્તરમાં સૌથી વધારે વિગતથી છે.

## પરચુરણ વિષયો

યાજ્ઞવલ્કયે શ્રાદ્ધકાળ ગણાવતાં ચન્દ્ર સૂર્યના ગ્રહણને પણ શ્રાદ્ધકાળ ગણ્યો છે. વિષ્ણુપુરાણ પણ એમજ કહે છે. અપરાર્કે મત્સ્યમાંથી ગ્રહણ વખતે દાન કરવાથી પુણ્ય થાય એવું વચન ઉતાર્યું છે. લિંગપુરાણમાં ચન્દ્ર સૂર્ય ગ્રહણ વખતે સ્નાન કરવાનું કહ્યું છે. દેવીપુરાણ અને મત્સ્યપુરાણમાં ગ્રહણ વખતે ગંગા યમુનાના વગેરેના સંગમમાં સ્નાનથી પુણ્ય થવાનું કહ્યું છે. મત્સ્ય પુરાણે અષ્ટવર્ષા કન્યા એ ગૌરી અને તેનો પુત્ર ગૌર એ વેદ જાણનાર અને સોમ પીનાર બ્રાહ્મણ જેવો પંક્તિપાવન ગણાય એમ કહ્યું છે.

શ્રાદ્ધના પ્રસંગમાં વાયુ, વિષ્ણુ, બ્રહ્મ અને બ્રહ્માંડપુરાણનાં વચનો જૂની સ્મૃતિઓને અનુસરતાં દેખાય છે.

યાજ્ઞવલ્કયે આચારાધ્યાયમાં શ્રાધ્ધ પ્રકરણ પછી ગ્રહપૂજા સાથે વિનાયક પૂજાનો વિધિ કહ્યો છે. અને છેવટે એક શ્લોકમાં સૂર્યની, કાર્તિકસ્વામીની અને ગણપતિની હમેશાં પૂજા કરવાનું કહે છે. આ વિષયમાં ટીકાકારે મત્સ્યમાંથી, દેવીપુરાણમાંથી અને ભવિષ્યમાંથી વિગતો આપી છે.

શૈવ, વૈષ્ણવના વિરોધની વાતો પણ પાછળનાં પુરાણમાં મળે છે. અપરાર્કમાં ઉતારેલા વરાહપુરાણના કટકામાં શૈવશાસ્ત્રોને, લોકોને મોહ પમાડવા માટે કરેલાં ખોટાં શાસ્ત્રો કહ્યાં છે. કૂર્મપુરાણે પાંચરાત્ર અને પાશુપાત બંન્નેને મોહશાસ્ત્ર કહ્યાં છે. વળી અનેક કથાઓ દ્વારા વૈષ્ણવપુરાણોએ શૈવધર્મને હલકો પાડવાનો અને શૈવપુરાણો એ વૈષ્ણવધર્મને હલકો પાડવાનો પ્રયત્ન કર્યો છે. વળી જૈનો અને બૌધ્ધોની નિન્દા વિષ્ણુપુરાણ, ભાગવત, વાયુ, મત્સ્ય, પદ્મ, કૂર્મ, સ્કંદ, શિવપુરાણ, અગ્નિ વગેરેમાં થોડી ઘણી જોવામાં આવે છે. આ જાતનો બૌધ્ધો અને જૈનોનો તથા શૈવ વૈષ્ણવોનો પરસ્પર દ્વેષ ઈ. સ. સાતમા આઠમા શતકમાં દક્ષિણમાં જોરમાં આવ્યો હતો એમ બીજાં ઐતિહાસિક સાધનોથી જાણીએ છીએ.

## તીર્થભાવના

તીર્થો સંબંધી જૂનામાં જૂનું પુરાણ ઘણું કરી બ્રહ્મપુરાણ છે એ ઉપર કહ્યું જ છે. અલબત્ત એમાં પાછળથી ઉમેરા થયા છે, પછી વૈષ્ણવપુરાણોમાં વૈષ્ણવતીર્થોની અને શૈવપુરાણોમાં શૈવતીર્થોની નોંધ કાળક્રમમાં વધતી જાય છે. વાયુમાં, મત્સ્યમાં, વિષ્ણુમાં માર્કંડેયમાં અને ભાગવતમાં આ તીર્થ માહાત્મ્યનાં ખાસ પ્રકરણો નથી એમ કહીએ તો ચાલે. પણ બ્રહ્મમાં, કૂર્મમાં, લિંગમાં અને પદ્મપુરાણમાં તીર્થ માહાત્મ્યો પુષ્કળ છે. અને સ્કન્દપુરાણ તો લગભગ તીર્થ માહાત્મ્યરૂપજ છે. હાલમાં આ દેશમાં મનાતાં તીર્થોમાંથી કોઇકજ

એવું હશે કે જેનું માહાત્મ્ય સ્કન્દપુરાણમાં ન હોય. અલબત્ત છપાયેલ ગ્રંથમાં અત્યારનાં કેટલાંક તીર્થો નોંધાયા વગરનાં હશે પણ તે તે તીર્થસ્થાનના કોઇક બ્રાહ્મણના ઘરમાં स्कन्दपुराणांतर्गत... ...खंडातर्गत તે તીર્થનાં માહાત્મ્યનાં લખેલાં પાનાં જરૂર મળવાનાં. આથી વધારે પૌર્વાપર્યનો વિચાર કરવાની જરૂર નથી. આટલા વિચાર ઉપરથી એ ત્રણ વાતો ફલિત થાય છે. એક તો હાલનાં પુરાણોનો સમય નક્કી કરવા કરતાં તે તે પુરાણગત પૌરાણિક વિષયોનો સમય નક્કી કરવો એ વધારે સહેલું છે અને એજ શકય છે; કારણ કે વિષ્ણુપુરાણ અને ભાગવત આખાં સળંગ એક કર્તાની રચનાઓ છે. બાકી બીજાં ઘણાંખરાં પુરાણો તો સંગ્રહ રૂપ છે. જુદાં જુદાં પુરાણોમાંથી તથા બીજા ગ્રંથોમાંથી વસ્તુ લઈને એક કરતાં વધારે કર્તાઓને હાથે આ સંગ્રહો થયા છે, પદ્મ પુરાણ અને સ્કંદ પુરાણ તો અનેક પુરાણો સાથે બાંધ્યાં હોય એવાં જ છે. મતલબ કે મત્સ્યાદિ એકજ પુરાણમાં જુદા જુદા સમયની રચનાઓ કેટલીક વાર શબ્દેશબ્દ અને કેટલીક વાર શબ્દાંતરથી સંગ્રહવામાં આવી છે. માટે ઉપર કહ્યું તેમ વિષયવાર પૌર્વાપર્યનો વિચાર કરી અમુક પુરાણનો મુખ્ય વિષય જે કાળનો લાગે તે સમયનું તે પુરાણ હોવાનો સંભવ માનવો એ સરલ રસ્તો છે.

પૌરાણિક વિષયોમાં વંશાવળી એ જૂનામાં જૂનો વિષય છે. અને ગમે તે કાળનાં પુરાણમાં પણ એ વિષયનો પાઠ બીજાં પુરાણોના પાઠ સાથે જેટલે અંશે મળતો હોય તેટલે અંશે એ ભાગ લગભગ વિક્રમ સંવતના પ્હેલા બીજા શતકનો સમજવો અને એ ભાગના સમય ઉપરથી સમગ્ર પુરાણના સમયનો નિર્ણય ન થઇ શકે. શિવભક્તિ અને વિષ્ણુભક્તિને લગતાં પૌરાણિક પ્રકરણોમાં કાળક્રમે મોટા ફેરફારો થતા ગયા છે પણ મૂળ ભાગ વિ. સં ના પ્હેલા બીજા શતકમાં જૂનાં શૈવ અને વૈષ્ણવ પુરાણમાંથી વાયુ અને હરિવંશમાં ઉતરી આવ્યા છે. કલિ

વંશ વર્ણન ઇ. સ. ત્રીજા ચોથા શતકમાં જૂનાં ભવિષ્યમાંથી વાયુ, મત્સ્ય વગેરેમાં લેવામાં આવ્યું છે. વ્રત, દાન અને તીર્થનાં પ્રકરણો પુરાણોમાં ઇ. સ. પાંચમા છઠ્ઠા શતકમાં ઉમેરાયાં છે. ભૂગોળ વર્ણન અને જ્યોતિષ્યક વર્ણન સામાન્ય રીતે છઠ્ઠા સાતમા શતકનું છે. આ વસ્તુસ્થિતિ લક્ષ્યમાં લઈ કયો વિષય મુખ્ય છે, અને એ વિષયના સાહિત્યમાં એ પુરાણોક્ત વિષયનું સ્થાન ક્યાં છે એ જોઇને તે પુરાણનો સમય લગભગ નક્કી થઇ શકે એવું છે. દા. ત. વાયુપુરાણમાં મુખ્ય વિષય વંશોનો છે. અને ગૌણ વિષય શિવભક્તિનો છે. શૈવ સાહિત્યમાં વાયુમાં કહેલ શૈવ કથાઓ વગેરે સૌથી જૂના રૂપમાં મળે છે એટલે એ પુરાણનો મોટો ભાગ ( કલિવંશવર્ણન તથા અમુક પ્રક્ષિપ્ત અધ્યાયો બાદ કરતાં ) વિ. સં. બીજા શતક જેટલો પ્રાચીન હોવાનો સંભવ લાગે છે. હાલના જુદાં જુદાં પુરાણોનો સમય વિચારતી વખતે આ બાબતનું સ્પષ્ટીકરણ થશે.

# પુરાણાનુક્રમણિકા.

પુરાણોનો સમય નક્કી કરવામાં પુરાણાનુક્રમણિકા એક ઉપયોગી સાધન છે. ઘણાં ખરાં પુરાણોમાં પુરાણાનુક્રમણિકા મળે છે. કેટલાંકમાં માત્ર નામજ આપેલાં છે, કેટલાંકમાં નામ સાથે તે તે પુરાણની શ્લોક સંખ્યા આપેલી છે અને કેટલાંકમાં ટુંકું વર્ણન પણ મળે છે. વિષ્ણુ પુરાણોક્ત અનુક્રમણિકામાં માત્ર અઢાર પુરાણનાં નામજ છે. અને નારદ પુરાણોક્ત પુરાણાનુક્રમણિકામાં સંક્ષિપ્ત વિષયાનુક્રમણિકા જેટલું વર્ણન છે. એક એક પુરાણનું એક એક અધ્યાયમાં નારદીય પુરાણે વર્ણન કર્યું છે. મત્સ્યે એક એક બબ્બે શ્લોકમાં એકેક પુરાણનું વર્ણન કર્યું છે. અને વિષ્ણુએ બે વાક્યમાં અઢારે પુરાણનું વર્ણન કર્યું છે.

માત્ર પુરાણાનુક્રમણિકા ઉપરથી કોઈ પણ પુરાણનો સમય નક્કી થઇ શકે તેમ નથી. કારણ કે પુરાણાનુક્રમણિકા ઘણાં પુરાણોમાં પાછળથી ઉમેરાઇ હોય એમ માનવાનાં ઘણાં કારણો છે. પુરાણાનુક્રમણિકાના સમય વિષે સ્વતંત્ર રીતે વિચાર કરવાની જરૂર છે.

વિષ્ણુ પુરાણોક્ત પુરાણાનુક્રમણિકા જો કે વિષ્ણુ પુરાણમાં પાછળથી ઉમેરાઈ છે પણ એલ્બીરૂની ( ઇ. સ. ૧૦૩૦ ) એ એ ઉતારી છે એટલે આપણે એનેજ મુખ્ય રાખી બીજી અનુક્રમણિકાઓ જોઇએ. વિષ્ણુમાં અઢાર પુરાણોનાં નામો નીચે પ્રમાણે આપ્યાં છે.

(૧) બ્રહ્મપુરાણ, (૨) પદ્મપુરાણ, (૩) વિષ્ણુપુરાણ, (૪) શિવ પુરાણ. (૫) ભાગવત, (૬) નારદીય (૭) માર્કન્ડેય ( ૮ ) અગ્નિ પુરાણ. (૧૦) બ્રહ્મવૈવર્ત (૧૧) લિંગ પુરાણ (૧૨) વરાહ પુરાણ. (૧૩) સ્કંદ પુરાણ. (૧૪) વામન પુરાણ (૧૫) કૂર્મ પુરાણ ( ૧૬ ) મત્સ્ય (૧૭) ગરૂડ પુરાણ (૧૮) બ્રહ્માંડ પુરાણ.

विष्णु. अं. ३. अ. ६.

અલ્બીરૂનીના ગ્રન્થના સચાઉએ કરેલા ભાષાંતરમાં આજ યાદી ઉતારી છે પણ એમાં બે ઠેકાણે નામનો સ્હેજ ફેર આવે છે. એક પાંચમા ભાગવતને બદલે વાસુદેવ શબ્દ છે અને બીજું ૧૦ મા બ્રહ્મવૈવર્તને ઠેકાણે વાયુ (wind) છે. મૂળ અરબ્બીમાં શું છે તે હું જાણતો નથી પણ વાયુ શબ્દ સાચો હોય તો વાયુ પુરાણ અર્થ થાય.

આ વિષ્ણુ પુરાણવાળી અનુક્રમણિકા ઘણાં પુરાણોમાં ઉતરી આવી છે પણ પાછળથી દરેક પુરાણની શ્લોક સંખ્યા ઉમેરવામાં આવી છે. આ રીતે દરેક પુરાણની શ્લોક સંખ્યા અને ટુંકું વર્ણન તથા તે તે પુરાણના દાનનું ફળ મત્સ્ય પુરાણમાં અ. ૫૩ માં (શ્લો. ૧૨ થી ૬૪) વર્ણવ્યું છે. અને આ બધા શ્લોકો–માત્ર છેલ્લા ઉપપુરાણોના વર્ણનના છોડી દઇને–યાજ્ઞવલ્કય સ્મૃતિના ટીકાકાર અપરાદિત્યે ઉતાર્યા છે. મતલબ કે બારમા શતક પ્હેલાંનું આ પુરાણ વર્ણન છે. આમાં એક મહત્વનો ફેર છે. વિષ્ણુ પુરાણમાં અને તેને અનુસરી ભાગવતમાં અને બ્રહ્મવૈવર્તમાં જ્યાં શિવપુરાણ છે ત્યાં મત્સ્યમાં વાયુ પુરાણ છે. આ સિવાય અપરાર્કના ઉતારામાં અને આનન્દાશ્રમની આવૃત્તિવાળા મત્સ્યમાં કયાંક શ્લોકની સંખ્યામાં થોડો ફેર છે. દા. ત. મત્સ્યની છાપેલી પ્રતમાં મત્સ્યના ચૌદ હજાર શ્લોકો કહ્યા છે અને અપરાર્કના ઉતારામાં તેર હજાર છે. મત્સ્યની અપરાર્કવાળી અનુક્રમણિકા સામે શ્લોક સંખ્યા સાથે નીચે ઉતારી છે—

| પુરાણનું નામ | શ્લોક સંખ્યા | પુરાણનું નામ | શ્લોક સંખ્યા |
|---|---|---|---|
| ૧ બ્રહ્મ પુરાણ | ૧૦ હજાર | ૧૦ બ્રહ્મ વૈવર્ત | ૧૮ હજાર |
| ૨ પદ્મ પુરાણ | ૫૫ હજાર | ૧૧ લિંગ પુરાણ | ૧૧ હજાર |
| ૩ વિષ્ણુ પુરાણ | ૨૩ હજાર | ૧૨ વરાહ પુરાણ | ૨૪ હજાર |
| ૪ વાયુ પુરાણ | ૨૪ હજાર | ૧૩ સ્કંદ પુરાણ | ૮૧ હજાર |
| ૫ ભાગવત પુરાણ | ૧૮ હજાર | ૧૪ વામનપુરાણ | ૧૦ હજાર |

| | | |
|---|---|---|
| ૬ નારદીય પુરાણ | ૨૫ હજાર | ૧૫ કૂર્મ પુરાણ ૧૭ હજાર |
| ૭ માર્કન્ડેય પુરાણ | ૯ હજાર | ૧૬ મત્સ્ય પુરાણ ૧૩ હજાર |
| ૮ અગ્નિ પુરાણ | ૧૬ હજાર | ૧૭ ગરૂડ પુરાણ ૧૮ હજાર |
| ૯ ભવિષ્ય પુરાણ | ૧૪૫૦૦ | ૧૮ બ્રહ્માંડપુરાણ ૧૨૨૦૦ |
| | | કુલ ૩૯૮૭૦૦ |

આ ૧૮ પુરાણના કુલ ચાર લાખ શ્લોક વ્યાસે કહ્યા છે એમ મત્સ્ય કહે છે.તે લગભગ ઉપર સાથે મળી રહે છે.આ ઉપરાંત નીચેનાં ઉપ પુરાણો અપરાર્કવાળા ઉતારામાં નથી પણ મત્સ્યની છપાયેલી પ્રતમાં છે.

ઉપપુરાણો

૧ નારસિંહ ૧૮ હજાર

૨ નન્દીપુરાણ

૩ સામ્બ

૪ આદિત્ય

છેલ્લાં ત્રણની શ્લોક સંખ્યા નથી આપી.

મત્સ્યના આ શ્લોકો ટુંકા કરીને તથા કયાંક પાઠાંતરથી અગ્નિ પુરાણે ઉતાર્યા છે. શ્લોક સંખ્યામાં પણ ગડબડ કરી છે. કયાંક આપી છે, કયાંક નથી આપી. એક ફેર ખાસ નોંધવા જેવો છે. ભાગવતમાં સારસ્વત કલ્પનું વૃત્તાંત છે એવી મતલબનો અર્ધો શ્લોક મત્સ્યની કેટલીક પ્રતોમાં જ છે, જે અપરાર્કે નથી ઉતાર્યો તે અગ્નિ પુરાણમાં છે.

( અગ્નિ. અ. ૨૭૨ )

વળી શિવપુરાણના ઉત્તર ખંડમાં મત્સ્યોકતથી જરા જુદી રીતે પુરાણાનુક્રમણિકા આપી છે પણ એમાં ખાસ વિશેષતા નથી. પણ નારદીય પુરાણોક્ત પુરાણાનુક્રમણિકા ખાસ જોવા જેવી છે. સદ્ગત ત્ર્યંબક ગુરૂનાથ કાળે એને પુરાણ સૂચી કહે છે. દરેક પુરાણના વિષયનું આમાં મત્સ્ય કરતાં વિસ્તારથી વર્ણન મળે છે, પણ ક્રમ મત્સ્યોક્તજ છે.

મત્સ્ય, વિષ્ણુ, ભાગવત, અગ્નિ, બ્રહ્મ વૈવર્ત, નારદીય વગેરેની પુરાણાનુક્રમણિકાથી જુદી પરંપરાની એક અનુક્રમણિકા વાયુમાં અને બીજી એલ્બીરૂનીમાં મળે છે.

## વાયુપુરાણોક્ત અનુક્રમણિકા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મત્સ્ય | ૧૪ હજાર | ૨ | ભવિષ્ય | ૧૪ હજાર |
| ૩ | માર્કંડેય | ૯ હજાર | ૪ | બ્રહ્મવૈવર્ત | ૧૮ હજાર |
| ૫ | બ્રહ્માંડ | ૧૨૧૦૦ | ૬ | ભાગવત | ૧૮ હજાર |
| ૭ | બ્રહ્મપુરાણ | ૧૦ હજાર | ૮ | વામન | ૧૦ હજાર |
| ૯ | આદિ | ૧૦૬૦૦ | ૧૦ | વાયુ | ૨૩ હજાર |
| ૧૧ | નારદીય | ૨૩ હજાર | ૧૨ | ગરૂડ | ૧૯ હજાર |
| ૧૩ | પદ્મ | ૫૫ હજાર | ૧૪ | કૂર્મ | ૧૭ હજાર |
| ૧૫ | વરાહ | ૨૪ હજાર | ૧૬ | સ્કન્દ | ૮૧ હજાર |

વાયુપુરાણની આ અનુક્રમણિકા વાયુમાં પાછળથી ઉમેરાઇ છે. કારણ કે આ અનુક્રમણિકા આનંદાશ્રમ સીરીઝમાં છપાયેલ પ્રતમાં અધ્યાય ૧૦૪ માં છે. આ અધ્યાય કલકત્તામાં છપાયેલ પ્રતમાં છે, તે શિવાયની આનંદાશ્રમ પાસેની ચાર હસ્ત પ્રતોમાંથી એકેય પ્રતમાં ન હોતો. આ અધ્યાયની ભાષા વસ્તુ વગેરે પણ વાયુ પુરાણના આગલા ભાગથી જુદાં જ છે. વાયુ ૧૮ પુરાણો થયાં કહે છે પણ નામ સાથે ગણે છે સોળ જ. શ્લોક સંખ્યામાં પણ કેટલોક ફેર છે. વળી બ્રહ્મપુરાણને ગણ્યા છતાં આદિ પુરાણ જુદું ગણ્યું છે. અને વિષ્ણુ, અગ્નિ અને લિંગ ત્રણને નથી ગણ્યાં.

એલ્બીરૂનીની બીજી અનુક્રમણિકા નીચે પ્રમાણે છે:—

(૧) આદિપુરાણ (૨) મત્સ્યપુરાણ, (૩) કૂર્મ, (૪) વરાહ (૫) નરસિંહ (૬) વામન (૭) વાયુ (૮) નન્દીપુરાણ (૯) સ્કન્દ પુરાણ (૧૦) આદિત્યપુરાણ (૧૧) સોમપુરાણ (૧૨) સામ્બપુરાણ (૧૩) બ્રહ્માંડ પુરાણ (૧૪) માર્કંડેય (૧૫) તાર્ક્ષ્ય—ગરૂડપુરાણ, (૧૬) વિષ્ણુપુરાણ,

(૧૭) બ્રહ્મપુરાણ (૧૮) ભવિષ્યપુરાણ (એલ્બીરૂનીના અંગ્રેજી ભાષાંતરનું પાનું ૧૩૦).

આ અનુક્રમણિકામાં વાયુ પેઠે બ્રહ્મ અને આદિ એવું આપ્યાં છે પણ કેટલાંક બીજાં પુરાણોનાં નામ મુકી દીધાં છે અને તેને બદલે નરસિંહ, નન્દી, સોમ, સામ્બ અને આદિત્ય જેને મત્સ્ય ઉપપુરાણ કહે છે તેનાં નામ છે.

પુરાણાનુક્રમણિકા વિષે ઉપર જે સરખામણી કરી છે તે ઉપરથી એલ્બીરૂનીના વખતમાં ૧૮ કરતાં વધારે પુરાણો પ્રચલિત હોવાનું જણાય છે. પાછળથી પુરાણોની સંખ્યા ૧૮ ની નિશ્ચિત થઇ જવાને લીધે અઢારમાં ન ગણાયેલાંને ઉપપુરાણો ગણવાનું ઠરેલું હશે પણ કોને પુરાણ કહેવું એ બાબત મતભેદ તે વખતે હતો અને હજી છે.× યાજ્ઞવલ્કયના ટીકાકાર અપરાર્ક ટીકામાં જે જે પુરાણોમાંથી ઉદાહરણો લે છે, તેની યાદી જુદી તારવતાં તેમાં એણે પોતે દાન પ્રકરણમાં મત્સ્યમાંથી ઉતારેલ (આપણે ઉપર નોંધેલ) યાદી કરતાં

---

×વિષ્ણુ, ભાગવત, સ્કંદ, પદ્મ, માર્કંડેય, કૂર્મ, વરાહ, લિંગ અને બ્રહ્મવૈવર્તમાં વાયુને બદલે શૈવપુરાણ કહેલું છે, પણ શૈવથી વાયુ જ વિવક્ષિત છે અને રેવામાહાત્મ્યમાં "વાયુએ કહેલું માટે વાયવીય અને શિવભક્તિયુક્ત હોવાથી શૈવ એ રીતે આ પુરાણનાં બે નામ હોવાનું કહેલું જ છે" છતાં શૈવો શૈવપુરાણથી પ્રચલિત શિવપુરાણને ગણે એ સ્વાભાવિક છે. અને પ્રચલિત શિવપુરાણની વાયુ સંહિતામાં, એ પ્રમાણે જ અર્થ કર્યો છે. પણ ત્યાં શૈવપુરાણ એક લાખ શ્લોકનું કહ્યું છે, અત્યારે મળે છે ચોવીશ હજાર શ્લોકનું (આ શિવપુરાણ મુંબઈમાં વેંકટેશ્વર પ્રેસમાં છપાયું છે.)

આ જ પ્રમાણે દેવી ભાગવતમાં આપેલી પુરાણાનુક્રમણિકામાં દેવીભાગવતને મહાપુરાણમાં ગણાવ્યું છે અને એક બીજા ભાગવતને માહેશ્વર અને વાસિષ્ઠ સાથે ઉપપુરાણ કહ્યું છે. આ બીજું ભાગવત તે વૈષ્ણવ ભાગવત જ હોવું જોઈએ. આથી ઉલટું વૈષ્ણવ ભાગવતે તો નહીં પણ પદ્મપુરાણે દેવી ભાગવતને તથા શૈવપુરાણને ઉપપુરાણોમાં ગણ્યાં છે. સૂતસંહિતામાં શિવધર્મ નામનું ઉપપુરાણ ગણ્યું છે, તે જ હાલનું શિવપુરાણ હશે.

નવાં નામો મળે છે. અપરાદિત્યે કુલ નીચેના પુરાણોમાંથી ઉદાહરણો લીધાં છેઃ—

(૧) માર્કંડેય (૨) વિષ્ણુ (૩) બ્રહ્મપુરાણ (૪) વરાહ પુરાણ (૫) ભવિષ્ય પુરાણ (૬) કાલિકાપુરાણ (૭) દેવીપુરાણ (૮) મત્સ્યપુરાણ (૯) સ્કંદપુરાણ (૧૦) આદિપુરાણ (૧૧) બ્રહ્માંડપુરાણ (૧૨) વાયુપુરાણ (૧૩) નરસિંહપુરાણ (૧૪) પદ્મપુરાણ (૧૫) કૂર્મપુરાણ, (૧૬) ભવિષ્યોત્તર (૧૭) લિંગપુરાણ (૧૮) આદિત્યપુરાણ (૧૯) નન્દીપુરાણ (૨૦) વામનપુરાણ

આ ઉપરાંત વિષ્ણુધર્મ, વિષ્ણુધર્મોત્તર, શિવધર્મોત્તર, પાંચરાત્રસંહિતા અને વિષ્ણુરહસ્ય, આ બધા ગ્રન્થોમાંથી અપરાર્કમાં વારંવાર ઉતારા કર્યા છે. મત્સ્ય જેવાં કોઈ કોઇ પુરાણમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે.

અપરાર્કે કરેલા પૌરાણિક ઉતારાઓ ઉપરથી એક બે વાત ખાસ દેખાય છે. (૧) અપરાર્કના વખત સુધી અમુક પુરાણ અને અમુક ઉપપુરાણ એવો ભેદ પડયો ન હતો. માત્ર પુરાણો રચાયે જતાં હતાં અને તેની સંખ્યા ૧૮ કરતાં વધી ગઈ હતી. અર્થાત્ પુરાણ અને ઉપપુરાણ એવો ભેદ બારમા શતક પછી પડયો છે. (૨) ભવિષ્યોત્તર અત્યારે ભવિષ્ય પુરાણનો એક ભાગ ગણાય છે, પણ અપરાર્ક ભવિષ્યોત્તરને જુદું ગણે છે. મત્સ્ય, નારદ વગેરેની અનુક્રમણિકામાં વિષ્ણુપુરાણની શ્લોક સંખ્યા ત્રેવીશ હજાર કહી છે. અત્યારે ૭ અંશવાળું વિષ્ણુપુરાણ મળે છે તેની શ્લોક સંખ્યા સાત હજારથી વધારે નથી. પણ જો વિષ્ણુધર્મોત્તરને ઉત્તર ભાગ તરીકે વિષ્ણુપુરાણમાં ગણવામાં આવે તો ૨૩ હજારની શ્લોક સંખ્યા મળી રહે, સદ્‌ગત કાળે વિષ્ણુધર્મોત્તરને વિષ્ણુપુરાણનો ઉત્તર ભાગ ગણવાના મતના છે. ( જુઓ પુરાણનિરીક્ષણ પા ૬૦, ૬૧) પણ અપરાર્ક વિષ્ણુધર્મોત્તરને જુદો ગ્રંથ ગણતા હોય એમ લાગે છે. વળી પુરાણાનુક્રમણિકામાં કહેલી શ્લોક સંખ્યા તો ભાગવત જેવાં કોઇકની મળે

છે. બાકી ઘણાં પુરાણોમાં બહુ ફેર આવે છે. નારદપુરાણમાં પોતામાં નારદપુરાણની શ્લોક સંખ્યા ૨૫ હજાર કહી છે પણ અત્યારે મળે છે ૨૩ હજાર, વાયુ પુરાણમાં વાયુ પુરાણની શ્લોક સંખ્યા કહી છે ૨૩ હજાર, મળે છે માંડ બાર હજાર, માર્કંડેય પુરાણની શ્લોક સંખ્યા મત્સ્યે આપી છે નવ હજાર, અત્યારે મળે છે લગભગ સાત હજાર, અગ્નિ પુરાણની કહી છે ૧૫ હજાર, આનંદાશ્રમમાં છપાયેલ અગ્નિ-પુરાણમાં માડ બાર હજાર શ્લોક છે.

વળી જુદી જુદી પુરાણનુક્રમણિકાની શ્લોક સંખ્યામાં એટલો પાઠ ફેર છે કે એ સંખ્યા બહુ વિશ્વસનીય નથી. કાંતો કલ્પનાથી અનુક્રમણિકામાં શ્લોક સંખ્યા મુકેલી છે. અથવા પાછળથી કેટલાંક પુરાણોમાં જેમ હજારો શ્લોકો ઉમેરાયા છે, તેમ કેટલાંકમાંથી હજારો પડી ગયા છે.

અપરાર્કના ઉતારાઓમાંથી ત્રીજી વાત એ મળે છે કે ગરૂડ પુરાણ, શિવપુરાણ, ભાગવત, નારદીય, અગ્નિ અને બ્રહ્મવૈવર્તમાંથી અપરાર્કે એક પણ ઉતારો કર્યો નથી. જો કે અપરાર્ક પ્હેલાં થયેલા હલાયુધે અગ્નિપુરાણમાંથી ઉતારો કર્યો છે. એટલે ગરૂડ, ભાગવત, નારદીય, બ્રહ્મવૈવર્ત અને શિવપુરાણ અપરાર્કના વખતમાં ખાસ પ્રસિદ્ધ ન હોવાં જોઇએ. ભાગવત નવમા શતકમાં રચાયું છે પણ ૧૧ મા ૧૨ મા શતકમાં વધારે પ્રસિદ્ધ થયું છે એ મેં અન્યત્ર બતાવ્યું છે ( જુઓ ભાગવતનો સમય પુરાતત્વ પુ. ૫ અં. ૨ ) અને શિવપુરાણને, બ્રહ્મવૈવર્તને તથા નારદીયને ભાગવતની ખબર છે, મતલબ કે એ પુરાણો બારમા શતકથી બહુ જુનાં નથી. ( ગરૂડ વિષે ચોક્કસ નથી કહેવાતું ).

ટુંકામાં અપરાર્કે મત્સ્યોક્ત પુરાણાનુક્રમણિકા ઉતારી છે તથા ઉપર કહેલાં પુરાણોમાંથી ઉતારાઓ કર્યા છે અને અપરાર્ક પહેલાં એલ્બીરૂનીએ બે જુદી જુદી પુરાણાનુક્રમણિકાઓ આપી છે, એ જોતાં ૧૧ મા ૧૨ મા શતકમાં મત્સ્યોક્ત અઢાર અને કાલિકા,

નન્દી, નરસિંહ, આદિત્ય, સાંબ વગેરે આઠ દશ મળી ૨૬—૨૮ જેટલાં પુરાણો પ્રસિદ્ધ હોવાં જોઇએ.

વળી આ સૈકાઓમાં જ નવાં નવાં પુરાણો રચાયે જતાં હતાં અને પુરાણ સંખ્યા મહાભારતનાં અઢાર પર્વને અનુસરી અઢારની નિશ્ચિત થયા પછી, અઢાર પુરાણ ગણતાં જે વધે તે ઉપપુરાણ ગણવાની પ્રથા શરૂ થઈ હશે.

ઉપપુરાણો—

સૂતસંહિતામાં ઉપપુરાણોનાં નામે નીચે પ્રમાણે મળે છે. (૧) સનત્કુમાર પુરાણ (૨) નૃસિંહ પુરાણ (૩) નંદી પુરાણ, (૪) શિવ-ધર્મ પુરાણ (૫) દુર્વાસા પુરાણ, (૬) નારદ પુરાણ (૭) કપિલ પપુરાણ. (૮) માનવ પુરાણ (૯) ઉશનસ્ પુરાણ (૧૦) બ્રહ્માંડો પપુરાણ (૧૧) વારૂણ પુરાણ (૧૨) કાલી પુરાણ, (૧૩) વાસિષ્ઠ પુરાણ (૧૪) સાંબ પુરાણ (૧૫) સૌર પુરાણ (૧૬) પારાશર પુરાણ (૧૭) મારીચ પુરાણ (૧૮) ભાર્ગવ પુરાણ.

આ નામાવલિ માધવાચાર્ય (૧૪ મું શતક )ના વખતમાં સૂત-સંહિતામાં હતી. વળી મધુસૂદન સરસ્વતીએ આજ શ્લોકો ઉતારી લીધા છે. ( જુઓ પુરાણ નિરીક્ષણ પા–૧૬૪ થી ૧૬૭ )

દેવીભાગવતમાં પણ ઉપપુરાણોની નામાવલિ છે તેમાં શિવ-ધર્મને બદલે શિવ પુરાણ છે, ભાર્ગવને બદલે ભાગવત છે. બ્રહ્માંડોપ પુરાણ નામ નથીજ. બાકીનાં નામો સરખાં છે. સૂતસંહિતા અને દેવીભાગવત કહે છેઃ

**एतान्युपपुराणानि कथितानि महात्मभिः ॥**

આ ૧૮, ૧૯ ઉપરાંત પણ કેટલાક ગ્રંથો ઉપપુરાણ તરીકે પ્રસિદ્ધ છે. આદિ પુરાણ, મુદ્દગલ પુરાણ, ગણેશ પુરાણ, વગેરે, આ ગ્રંથો ૧૪ મા શતક પછીના હોવા જોઈએ એમ સદ્દગત કાળે કહે છે. ( પણ આદિ પુરાણનું નામ એલ્બીરૂનીની યાદીમાં છે. )

આ પ્રમાણે ૧૮ પુરાણો, ૧૮ ઉપપુરાણો અને ૪-૬ વધારાનાં પુરાણો એટલે કે લગભગ ૪૦-૪૨ પુરાણ નામના ગ્રન્થો ગણાય છે, પણ એટલાથી પૂરૂં થતું નથી. મ. મ. હરપ્રસાદ શાસ્ત્રી વધારાનાં પુરાણોની સંખ્યા પણ અઢારની કહે છે. એટલે થયાં ૫૪ અને આ ઉપરાંત પ્રકીર્ણ પુરાણો થઈને પુરાણોની કુલ સંખ્યા સોની મ. મ. હરપ્રસાદ શાસ્ત્રી કહે છે અને દરેકમાં સરેરાશ વીશ હજાર શ્લોક સંખ્યા માનતાં પુરાણોના કુલ વીશ લાખ શ્લોકો હોવાનું તેઓ કહે છે. ( જુઓ The Mahapuranas નામનો J. B. & O. R. S. ના ૧૯૨૮ સપ્ટેમ્બરના જર્નલમાં પ્રગટ થયેલો એમનો લેખ. )

**પુરાણાનુક્રમણિકાઓનો સમય**—ઘણાં ખરાં પુરાણોમાં ૧૮ પુરાણોના નામ વાળી પુરાણાનુક્રમણિકા મળે છે. એટલે ૧૮ પુરાણો રચાયા પછી અનુક્રમણિકા તૈયાર થઈ હોવી જોઈએ અને બધાં પુરાણો એક સાથે રચાયાં ન હોય, કેટલાંક પ્હેલાં અને કેટલાંક પછી રચાયાં હોય-દા-ત. વિષ્ણુ પુરાણ ભાગવત પ્હેલાં રચાયું છે અને ભાગવત બ્રહ્મ વૈવર્ત પ્હેલાં રચાયું છે, વળી વાયુ પુરાણ વિષ્ણુ અને ભાગવત બેયથી જૂનું છે–તો જૂનાં પુરાણોમાં અનુક્રમણિકા પાછળથી ઉમેરાઈ હોવી જોઇએ. અને બન્યું છે પણ એમજ. વાયુ પુરાણમાં અને વિષ્ણુ પુરાણમાં પુરાણાનુક્રમણિકા પાછળથી ઉમેરાયેલી પૂર્વાપર સંબંધ જોતાં સ્પષ્ટ દેખાય છે.

અનેક પુરાણોની પુરાણાનુક્રમણિકામાં એકસરખાં નામો મળે છે એ જોતાં અઢાર પુરાણ નામો પ્રસિદ્ધ થયા પછી પ્હેલી પુરાણાનુક્રમણિકા તૈયાર થઇ હોય અને એ વખતે ઉપલબ્ધ પુરાણોમાં દાખલ થઈ ગઇ હોય એમ જણાય છે.

અલ્બીરૂની ( ઇ. સ. ૧૦૩૦ ) ના વખતમાં ૧૮ કરતાં વધારે પુરાણ નામો પ્રસિદ્ધ હતાં એ ઉપર જોયું છે. એથી જૂના કાળમાં ઉતરતાં જેનો સમય નિશ્ચિત હોય એવા કોઇ લેખકે ૧૮ પુરાણોનાં નામો નોંધ્યાં હોય એમ મારા જાણવામાં નથી. ફક્ત કવિ રાજશેખરે

અષ્ટાદશ પુરાણોનો ઉલ્લેખ કર્યો છે. અને રાજશેખરનો સમય ચોક્કસ છે, કારણ કે એ કવિ કનોજના રાજા મહેન્દ્રપાલ (લગભગ ઇ. સ. ૮૯૦ થી ૯૦૭).ના ગુરૂ હતા.

રાજશેખરના ઉલ્લેખ ઉપરથી નવમા શતકમાં પુરાણો અઢાર હોવાની પ્રસિદ્ધિ પ્રચારમાં આવી હોય એમ માનવામાં વાંધો નથી. સાતમા શતકના બાણ કવિએ અનેક સ્થળે પુરાણનો ઉલ્લેખ કર્યો છે. પણ કોઇ સ્થળે ૧૮ નો નિર્દેશ નથી કર્યો, શંકરાચાર્ય, બાણ વગેરેના ઉલ્લેખો જોતાં વાયુ વગેરે કેટલાંક પુરાણો જૂનાં કાળમાં હતાં એમાં શંકા નથી, પણ સાતમાથી નવમા શતક સુધીમાં અનેક નવાં પુરાણો રચાયાં હોય અને નવમા શતકમાં અઢારની સંખ્યા પ્રસિદ્ધ થઇ હોય એમ લાગે છે. પહેલી પુરાણાનુક્રમણિકા પણ એ અરસામાં અર્થાત્ નવમા શતકના અન્તમાં રચાઈ છે એમ માનીએ તો મને બહુ વાંધો લાગતો નથી. માત્ર એક મુશ્કેલી છે. ભાગવત અગ્નિ પુરાણ, નવમા શતકમાં જ રચાયાં છે અને પ્રસિદ્ધ તો સો બસ્સો વર્ષ પછી થયાં હશે. હાલનું બ્રહ્મવૈવર્ત અને નારદીય તો ઇ. સ. ૯૦૦ પછીનાં છે. છતાં વિષ્ણુ મત્સ્યની પુરાણાનુક્રમણિકામાં એ નામો છે. આ કોયડો એક જ રીતે ઉકલે એમ મને લાગે છે. ભાગવત, અગ્નિ, બ્રહ્મવૈવર્ત વગેરે નામવાળાં પુરાણો પ્હેલાં હશે, પણ એ ગ્રન્થો વખત જતાં લુપ્ત થઈ ગયા અને એ નામો રહી ગયાં. પછી એજ નામથી નવાં ગ્રન્થો રચાયા. મત્સ્યની અનુક્રમણિકા લખનારે બધાં પુરાણો જોઈને વર્ણન કર્યું છે એમ માનવાનું કારણ નથી. ભાગવત અગ્નિ, બ્રહ્મવૈવર્ત વગેરે મત્સ્યાનુક્રમણિકા પછી લખાયલાં પુરાણોનો મત્સ્યના વર્ણનં સાથે મેળ નથી મળતો એ આ રીતે સ્વાભાવિક લાગે છે.

ટુંકામાં ઇ. સ. નવમા શતકમાં અલ્બીરૂનીએ ઉતારેલી વિષ્ણુ પુરાણવાળી અનુક્રમણિકા લખાઇ હશે એમ લાગે છે. પછી મત્સ્યની અનુક્રમણિકા ભાગવતાદિ પ્રસિદ્ધ થયા પ્હેલાં લખાઇ હોવી જોઇએ.

અને ઘણાંખરાં પુરાણોએ વિષ્ણુવાળી કે મત્સ્યવાળી અનુક્રમણિકા જાતે પુરાણો જોયા વગર ઉતારી છે. છેવટ ભાગવત બ્રહ્મવૈવર્ત પછી કદાચ ઇ. સ. બારમા શતકમાં એ વખતે મળતાં પુરાણો જોઇને નારદીય પુરાણાનુક્રમણિકા રચાઇ લાગે છે.

પણ સદ્ગત ત્ર્યંબક ગુરૂનાથ કાળે નારદ પુરાણની અનુક્રમણિકાને ઘણા જૂના કાળમાં મુકે છે. તેઓ ઈ. સ. ૫૦૦ થી ૬૦૦ માં નારદીય પુરાણાનુક્રમણિકાને મુકે છે અને તે પ્હેલાં ત્રણસો વર્ષ જૂની મત્સ્યોક્તને કહે છે અને ૧૮ પુરાણો ઇ. સ. ૪૦૦ પ્હેલાંનાં, ઉપપુરાણો ઇ. સ. ૪૦૦ થી ૧૧૦૦ સુધીનાં અને ઉપપુરાણો તરીકે ન ગણાયેલાં તે પછીનાં એ રીતે પુરાણોપપુરાણનો કાલક્રમ ગોઠવે છે. (જુઓ પુરાણ નિરીક્ષણ) પણ આ ગોઠવણમાં ઘણી મુશ્કેલીઓ છે. પુરાણાનુક્રમણિકા તે તે પુરાણના સમયની નથી પણ પાછળથી દાખલ થઈ છે એ ઉપર કહ્યું છે. વળી મત્સ્યોક્ત કલિવંશ વર્ણન ઈ. સ. ૪૦૦ પ્હેલાનું છે એ વાત ખરી પણ બાકીનો વ્રતદાનાદિનો ઘણો ભાગ પાછળનો છે. અને ઇ. સ. ૪૦૦ પ્હેલાં કેટલાંક પુરાણો હતાં ખરાં; પણ હાલનાં મત્સ્યોક્ત અઢાર તો એથી ઘણાં અર્વાચીન છે એવા પુરાવાઓ પુરાણોમાંથી મળે છે. બધું જોતાં મને તો મત્સ્યોક્ત અનુક્રમણિકા ઈ. સ. દશમા શતકથી બહુ જૂની નથી લાગતી અને નારદીય એથી અર્વાચીન છે. પણ સદ્ગત કાળે નારદીય અનુક્રમણિકાના કાળ માટે જે દલીલો આપે છે તેનો સાર નીચે પ્રમાણે છે. "ભગવાન શંકરાચાર્યે વિષ્ણુસહસ્રનામના ભાષ્યમાં **विष्णुपुराणान्ते** એમ કહીને **यस्मिन्न्यस्तमतिः** વગેરે શ્લોક ઉતાર્યો છે. આ શ્લોક હાલમાં વિષ્ણુ પુરાણના છઠ્ઠા અંશના ૮ મા અધ્યાયના છેવટમાં મળે છે. મતલબ કે શંકરાચાર્યના વખતમાં જે વિષ્ણુ પુરાણ હતું તેજ આજે મળે છે. પણ નારદીય પુરાણાનુક્રમણિકામાં વિષ્ણુ પુરાણને ત્રેવીશ હજાર શ્લોકનું કહ્યું છે. અને પ્હેલાં વિષ્ણુ ધર્મોત્તરને સાથે ગણીને ત્રેવીશ હજાર શ્લોકનું આખું વિષ્ણુ પુરાણ ગણાતું, પણ

પછી વિષ્ણુ ધર્મોત્તર જુદું ગણાવા માંડયું. શંકરાચાર્યને ઉપર કહ્યું તેમ છ અંશમાં પૂરા થતા વિષ્ણુ પુરાણની જ ખબર છે માટે નારદીય અનુક્રમણિકા શંકરાચાર્યની પ્હેલાં ઇ. સ. ૫૦૦—૬૦૦ માં રચાઇ હોવી જોઈએ" (જુઓ પુરાણનિરીક્ષણ પા. ૬૧).

પણ આ દલીલમાં કાંઇ દમ નથી. વિષ્ણુપુરાણ અને વિષ્ણુ ધર્મોત્તરને એક ગણવા માટે શ્લોક સંખ્યા શિવાય કાંઇ કારણ નથી અને શ્લોક સંખ્યા પુરાવા તરીકે ચાલે એવી ચોક્કસ મળતી નથી. ભવિષ્યોત્તર, શિવ ધર્મોત્તર વગેરે ગ્રંથો પાછળથી રચાયા જણાય છે. ભવિષ્યોત્તર ભવિષ્ય પુરાણનો ભાગ અત્યારે ગણાય છે પણ અપરાર્ક ભવિષ્ય અને ભવિષ્યોત્તરને જુદા ગણે છે. વિષ્ણુધર્મોત્તરને પણ અપરાર્ક વિષ્ણુ પુરાણથી જુદો ગ્રંથ ગણે છે. વળી સર્ગાદિ બધા પૌરાણિક વિષયોનું વર્ણન વિષ્ણુ પુરાણના છ અંશમાં પૂરૂં થઇ જાય છે. શ્રી ભાગવત પણ છ અંશના વિષ્ણુ પુરાણને અનુસરે છે.

વળી શંકરાચાર્ય ઉપર આપેલી દલીલનો જે આધાર છે તે લૂલો છે. શંકરાચાર્યના ભગવદ્ ગીતા ભાષ્ય, ઉપનિષદ્ ભાષ્ય અને સૂત્રભાષ્યમાં પ્રસંગ પ્રાપ્ત થયા છતાં કોઇ પુરાણનો નામથી ઉલ્લેખ મળતો નથી. જ્યારે વિષ્ણુસહસ્રનામ ભાષ્યમાં તો કૂર્મપુરાણાંતર્ગત ઇશ્વરગીતામાંથી ઉતારા છે, નૃસિંહ પુરાણ અને વિષ્ણુ ધર્મોત્તરનો ઉલ્લેખ છે, બ્રહ્માંડ પુરાણનો, લિંગ પુરાણનો અને બ્રહ્મ વૈવર્તનો પણ ઉલ્લેખ છે. અને પદ્મ પુરાણાંતર્ગત વાસુદેવ સહસ્રનામ ઉપરના શંકરાચાર્યના કહેવાના ભાષ્યમાં ભાગવત-માંથી નામ સાથે ઉતારો છે. આ બધું જોતાં અને બીજી રીતે પણ શારીરક ભાષ્ય વગેરેના લેખક—આદ્ય શંકરાચાર્યના, વિષ્ણુ સહસ્રનામ ભાષ્ય, સનત્સુજાતીય ભાષ્ય વગેરે ગ્રંથો લાગતા નથી. અને શંકરા-ચાર્યનો આધાર તુટી જતાં નારદીય પુરાણાનુક્રમણિકાનો સમય ઈ. સ. ૫૦૦–૬૦૦ જેટલો જૂનો ઠરાવવા માટે કાંઇ આધાર રહેતો

નથી. અને મને તો ઉપર કહેલાં કારણોથી એ અનુક્રમણિકા બારમા તેરમા શતકની લાગે છે.

## હાલનાં પુરાણોનો સમય

મને તો એમ લાગે છે કે જૂનાં પુરાણો વૈદિક ઈતિહાસિ પુરાણમાંથી ઇ. સ. પૂર્વે ચોથા પાંચમા શતકમાં રચાવા શરૂ થયાં. ઈ. સ. પહેલા બીજા શતક સુધીમાં આવાં પાંચેક પુરાણો હોવાનો સંભવ ઉપર બતાવ્યો છે. પછી આ જૂનાં પુરાણોમાંથી વસ્તુ તથા નવી ભાવનાઓ માટે નવી રચના કરીને નવાં પુરાણો રચવાનું શરૂ થયું. પણ જૂનાં નાશ નહોતાં પામ્યાં. ભગવાન્ શંકરાચાર્યના વખત સુધી આ જૂનાં પુરાણોની હસ્તી હોવાનો સંભવ છે. પણ ધીમે ધીમે નવાં પુરાણો લોકપ્રિય થયે જતાં હતાં. ઈ. સ. સાતમા શતક સુધીમાં જૂનાં પાંચ છ ઉપરાંત હાલનાં પુરાણોમાંથી ૯—૧૦ રચાયાં હોય એમ લાગે છે. જો કે ચોખ્ખો પુરાવો વાયુ અને હરિવંશ શિવાય બીજા માટે મળતો નથી. ઈ. સ. સાતમાથી અગીઆરમા શતક સુધીમાં પુરાણોની રચના ઘણા જોરથી થઇ છે અને એ ૪૦૦ વર્ષ દરમિયાન જૂનાં પુરાણો લુપ્ત થવા લાગ્યાં અને નવાં ઉપર બતાવ્યું છે તેમ ૨૬—૨૮ જેટલાં તૈયાર થઈ ગયાં. પછીનાં ત્રણસો એક વર્ષમાં અત્યારે મળે છે તેટલું લગભગ બધું પૌરાણિક સાહિત્ય તૈયાર થઇ ગયું છે. એ પછી તો કવચિત્ પ્રક્ષેપો થયા છે અને કવચિત્ ન્હાના પૌરાણિક કટકાઓ ( માહાત્મ્યો વગેરે ) રચાયા છે, એટલું જ.

ઉપર પ્રમાણે હાલનાં મહાપુરાણોના મોટા ભાગની રચના ઈ. સ. સાતમાથી અગીઆરમા શતક સુધીમાં માનવાનાં કારણો પુરાણાનુક્રમણિકાનો વિચાર કરતાં દર્શાવ્યાં છે, એ ઉપરાંત જૈનપુરાણોનો આડકતરો પુરાવો પણ ઉપરની માન્યતાનું સમર્થન કરે છે. પુન્નાટ ગણના આચાર્ય જિનસેન શક સં. ૭૦૫ ( ઈ. સ. ૭૮૩ ) માં જૈન હરિવંશ લખ્યો છે. અને તેના વૃદ્ધ સમકાલિન બીજા જિન-

સેને એ જ અરસામાં આદિપુરાણ રચ્યું છે.× આદિપુરાણની પૂર્તિ જેવું ઉત્તરપુરાણ તેના શિષ્ય ગુણભદ્રે શક સં. ૮૨૦માં રચ્યું છે. અને આ સહુની પ્હેલાં રવિષેણે જૈનપદ્મપુરાણ શક સં. ૬૬૦માં રચ્યું છે. ( જુઓ કીથ, સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, ૧૯૨૮, પા. ૪૯૮ ).

આ રીતે ઇ. સ. આઠમા નવમા શતકમાં જૈનપુરાણો રચાવાની પ્રવૃત્તિ જોરમાં દેખાય છે. જૈનપુરાણો જૈનધર્મના પ્રચારાર્થેજ રચાયાં છે અને બ્રાહ્મણપુરાણોની હરીફાઇથી એ પ્રકારની રચના જૈન વિદ્વાનોએ કરી હશે એમ માનીએ તો ઇ. સ. આઠમા શતક પ્હેલાં બ્રાહ્મણપુરાણો સારી રીતે પ્રચલિત હોવાં જોઇએ. જૈનપદ્મપુરાણ પ્હેલાં બ્રાહ્મણપદ્મપુરાણ કોઇક રૂપમાં પ્રચલિત હોવું જોઇએ. વળી ઇ. સ. પાંચમા શતકના દેવર્ધિ ગણિએ ભાગવત પુરાણનો ઉલ્લેખ કર્યો છે. ( જુઓ પુરાતત્ત્વ પુ. ૫ અં. ૨ ભાગવતનો સમયની ટિ. પા. ૧૨૪ )

અલબત્ત આ પુરાવા ઉપરથી હાલના ભાગવતનો સમય નક્કી થતો નથી. હાલનું ભાગવત તો ઇ. સ. નવમા શતકમાં રચાયું છે એમ મેં ઉપર કહેલા લેખમાં વિસ્તારથી બતાવ્યું છે. પણ છેક ઈ. સ. પાંચમા શતકમાં ભાગવત ( વૈષ્ણવ ) મતનું કોઇક પુરાણ હોવું જોઇએ એ નિ:સંદેહ છે. જૂનાં પાંચેક પુરાણો મેં માન્યાં છે તેમાં એક વૈષ્ણવ હોવાનું ઉપર કહ્યું જ છે.

ઘણાંખરાં પુરાણો એક સમયની કે એક કર્તાની કૃતિ નથી એટલે તે તે પુરાણના જુદા જુદા ભાગ માટે સમયનો સામાન્ય નિર્ણય થઈ શકે એમ છે. હાલનાં સર્વ પુરાણોનું સવિસ્તર પૃથક્કરણ એક ગ્રંથમાં થઇ શકે એ સંભવિત નથી. પણ મુખ્ય પુરાણોના વિષયોનું તથા

---

× ડા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરે દક્ષિણના પ્રાચીન ઈતિહાસમાં હરિવંશકાર તથા આદિ પુરાણકાર જિનસેનને એક માન્યા છે. પણ શ્રી. નગેન્દ્રનાથ વસુ બેને જુદા માને છે. ( જુઓ હરિવંશપુરાણના હિંદી ભાષાંતરની પ્રસ્તાવના ).

સમયનું અતિટૂંકું દિગ્દર્શન અહીં કર્યું છે. એથી વધારે વિસ્તારથી પૃથક્કરણ કરવા જતાં દરેક પુરાણ ઉપર એક એક ગ્રંથ લખવો પડે. અને હજી પુરાણોની અનેક હસ્ત પ્રતો ઉપરથી વિવેચિત આવૃત્તિઓ પ્રગટ થવાની જરૂર છે. અત્યારે વેંકટેશ્વર પ્રેસ વગેરેમાં જે પુરાણો છપાયેલ છે તેમાં શુદ્ધિનો આગ્રહ નથી તો વિવેચનથી મૂળ પ્રતના સંશોધનનો આગ્રહ તો ક્યાંથી જ હોય ?

## વાયુપુરાણ

બાણ કવિ બે જુદે જુદે ઠેકાણે એક વાયુપુરાણનો જ નામથી ઉલ્લેખ કરે છે. જૂનામાં જૂના ઉલ્લેખો વાયુપુરાણમાં સૌથી વધારે મળે છે, અને પૌરાણિક પરંપરામાં પણ એનું સ્થાન પ્રાચીનતમ જણાય છે માટે એ પુરાણ હાલનાં પુરાણોમાં જૂનામાં જૂનું છે, એમ ગણવામાં વાંધો નથી લાગતો. પુરાણોના પ્હેલા અભ્યાસી વિલ્સને પણ વાયુપુરાણને ઘણું જૂનું ગણ્યું છે. એની પાસે ઈ. સ. ૧૪૮૩માં લખાયેલી વાયુપુરાણની એક હાથપ્રત હતી. વિલ્સન કહે છે કેઃ- It may perheps be regarded as one of the oldest and most authentic specimens extent of a primitive Purana tradition.

(વિષ્ણુપુરાણના વિલ્સને કરેલા અંગ્રેજી ભાષાંતરનો ઉપોદ્‌ઘાત.)

વંશાવળીની બાબતમાં વાયુનો પાઠ ઉત્તમ છે એમ વંશાભ્યાસી પાર્જિટર કહે છે, અને વંશાવળીની બાબતમાં વાયુ અને બ્રહ્માંડનો પાઠ એક જ છે અને હરિવંશનો પાઠ વાયુની દ્વિતીયાવૃત્તિ જેવો છે. એ જોતાં હરિવંશ કરતાં વાયુ પ્રાચીન લાગે છે. હરિવંશનો સમય બીજા ત્રીજા શતકમાં કીથ જેવા મુકે છે; ( જુઓ Sanskrit Drama P. 28 ) તે હરિવંશ મહાભારતનો ભાગ છે, મહાકવિ બાણ હરિવંશનું નામ લખે છે તથા કાલિદાસ જેવાના ઉલ્લેખો હરિવંશમાંથી મળે છે એ જોતાં બરાબર લાગે છે. અને હરિવંશ

પ્હેલાંનું વાયુપુરાણ ઇ. સ. ૧૦૦ની આસપાસમાં હાલને રૂપે રચાયું હોય એ સંભવિત છે. આપસ્તંબવાળો ઉતારો વાયુપુરાણમાં અર્વાચીન તરરૂપે મળે છે. એટલે હાલનાં વાયુને આપસ્તંબથી અર્વાચીન માનવું પડશે. અલબત્ત વાયુના પ્રાચીન ભાગોનું વસ્તુ આપસ્તંબથી યે જૂના કાળનું પણ શબ્દરચના આપસ્તંબ પછીની.

**વાયુનું પૃથક્કરણ**—અત્યારે મળતું વાયુપુરાણ આખું એક સમયનું અને સળંગ એકસરખું નથી. વાયુની વિષયાનુક્રમણિકા નીચે ટુંકામાં આપી છે.

વાયુપુરાણમાં પ્હેલા ત્રણ અધ્યાયોમાં પુરાણની પરંપરા તથા વાયુપુરાણની અનુક્રમણિકા કહી છે. ચોથા અધ્યાયમાં અવ્યક્તમાંથી મહદાદિ વગેરે સૃષ્ટિક્રમ કહ્યો છે. પાંચમામાં પરમેશ્વરનાં દિવસરાત્રિ તથા વરાહકલ્પનું કથન છે. છઠ્ઠામાં સૃષ્ટિ વર્ણનનો જ વિસ્તાર છે, પણ સાથે વરાહના સ્વરૂપનું વર્ણન, વરાહે કરેલા પૃથિવીના ઉદ્ધારની વાત, પ્રાકૃત, વૈકૃત સર્ગોનું વર્ણન, અને બ્રાહ્મણાદિ વર્ણોની ઉત્પત્તિ કહી છે. આઠમામાં કૃતાદિ યુગોનું નિરૂપણ, યુગધર્મો, વર્ણધર્મો, આશ્રમ ધર્મો અને ૯મામાં દેવાદિસૃષ્ટિ, પક્ષિગણાદિની ઉત્પત્તિ ભૃગ્વાદિ માનસ-પુત્રોની ઉત્પત્તિ, દશમામાં સ્વાયંભુવ મનુના વંશનું વર્ણન શરૂ થાય છે પણ પછી તરત માહેશ્વરયોગ વગેરે શૈવતંત્રના વિષયોના અધ્યાયો આવે છે.

અહીં સુધીના નવ અધ્યાયો પુરાણના એક વિષયરૂપ સર્ગનું વર્ણન કરે છે, તે એક રીતે મુખ્ય પૌરાણિક વિષય વંશ અને વંશાનુચરિતના ઉપોદ્ઘાત જેવું છે, અને આ પુરાણ ઉપર શૈવ છાયા પડેલી હોવાથી સૃષ્ટિ પ્રકરણના ઉપલા અધ્યાયોમાં બધે દેવ તરીકે મહેશ્વરનો ઉલ્લેખ કરેલો છે.

૧૦માથી ૨૭મા સુધીના અધ્યાયો શૈવ છે અને જોકે શૈવ પૌરાણિક સાહિત્યમાં આ અધ્યાયો કદાચ પ્રાચીનતમ સાહિત્ય હશે પણ આ પુરાણના મુખ્ય વિષયો સાથે એનો મેળ ન હોવાથી એને પાછળથી ઉમેરાયેલાજ માનવા પડશે. ૨૮મા અધ્યાયમાં ઋષિ

સર્ગવર્ણન, ૨૯મામાં અગ્નિવંશ વર્ણન, ૩૦મામાં પિતૃવંશ વર્ણન, ૩૧મામાં દેવવંશ વર્ણન, ૩૨મામાં પ્રણવવિનિશ્ચય, યુગધર્મ નિરૂપણ અને પછી આ પુરાણની સંખ્યાનું નિરૂપણ છે. આ પછી ૩૩મા અધ્યાયમાં ૧૦મામાં અધુરૂં રહેલું સ્વાયંભુવ મનુનું વંશવર્ણન પાછું આગળ ચાલે છે એ જોતાં આ વચલા બાવીશ અધ્યાયો માટે શંકા પડે છે. બીજાં પુરાણો સાથે સરખાવતાં બ્રહ્માંડમાં તથા વિષ્ણુપુરાણમાં સ્વાભાવિક રીતે જ વાયુના આ ૧૦થી ૨૬ સુધીના અધ્યાયોનો વિષય નથી. ૩૪ અને ૩૫મા અધ્યાયોમાં જમ્બુદ્વીપ વર્ણન છે, પછી ૩૬થી ૪૯ અધ્યાયોમાં ભુવનવિન્યાસ વર્ણન છે, જેમાં સૌથી ઉપયોગી ભારતવર્ષનું વર્ણન ૪૫મા અધ્યાયમાં છે. ૫૦માથી ૫૩મા સુધીના અધ્યાયો જ્યોતિષ્પ્રચારના છે. આ ખગોળ વર્ણનમાં પ્રાચીન જ્યોતિષશાસ્ત્ર સાથે સરખાવી શકાય એવું શાસ્ત્રીય વર્ણન ભાગ્યે જ મળે છે. પછીના બે અધ્યાયો પાછા શૈવ છે. ૫૬મામાં પિતૃશ્રાદ્ધ વર્ણન, ૫૭મામાં યજ્ઞ વર્ણન—યજ્ઞ પ્રસંગમાં હિંસા અહિંસાની ચર્ચા અને વસુઉપરિચરની કથા મળે છે. ૫૭, ૫૮માં ચાર યુગોનું વર્ણન અને યુગધર્મોનું કથન છે અને ૫૯મા અધ્યાયમાં બીજા પરચુરણ વિષયો અને ઋષિ વર્ણન.*સાથે અધ્યાયને અન્તે વાડાદિત્ય તીર્થનું વર્ણન છે. કોઈ વાયડા જ્ઞાતિના પંડિતે ઉમેરેલા આ ૨૪ શ્લોકો આનન્દાશ્રમ પાસેની પાંચમાંની ત્રણ પ્રતોમાં નહોતા. ૬૦મા અધ્યાયમાં વેદો અને તેની શાખાઓનું વર્ણન, ૬૧મામાં પ્રજાપતિ વંશાનુકીર્તન, ૬૨મામાં પૃથિવીદોહન, ૬૩મામાં પૃથુવંશનું વર્ણન, ૬૪મામાં વૈવસ્વત સર્ગવર્ણન, ૬૫મામાં પ્રજાપતિના વંશનું વર્ણન. ૬૬, ૬૭, ૬૮ અને ૬૯માં કશ્યપીય પ્રજા સર્ગવર્ણન, ૭૦મામાં ઋષિવંશ વર્ણન, ૭૧થી ૭૯માં શ્રાદ્ધ વિસ્તાર, ૮૦માં દાનફલ, ૮૧, ૮૨, ૮૩માં શ્રાદ્ધવિષય જ ચાલુ, ૮૪માં વરૂણવંશવર્ણન અને વૈવસ્વત મનુની ઉત્પત્તિ, ૮૫માં મનુવંશનું વર્ણન, ૮૬માં સંગીત વિવરણ, ૮૭માં ગીત અને અલંકારનો નિર્દેશ, ૮૮, ૮૯, ૯૦માં મનુવંશ વર્ણન ચાલુ, ૯૦થી ૯૩માં ચંદ્રવંશ

વર્ણન, ૯૪માં કાર્તવીર્ય અર્જુનની ઉત્પત્તિ, ૯૫માં જ્યામઘ વૃત્તાન્ત, ૯૬, ૯૭માં યદુવંશ વર્ણન, ૯૮, ૯૯માં તુર્વસુ વગેરેના વંશોનું વર્ણન, ૧૦૦માં ભવિષ્ય મનુઓ અને પ્રલયક્રમ વર્ણન, ૧૦૧માં ભૂલોક વગેરે સાત લોકની વ્યવસ્થાનું વર્ણન, ૧૦૨માં પ્રતિસર્ગ વર્ણન અને ૧૦૩મા અધ્યાયમાં આ પુરાણનો ઉપસંહાર. એકસો ચોથો અધ્યાય માત્ર કલકત્તાની છાપેલી પ્રતમાં જ હતો અને ૧૦૫થી ૧૧૨ સુધીના ગયા માહાત્મ્યના અધ્યાયો કલકત્તાની છાપેલી પ્રતમાં અને બીજી એક પ્રતમાં ત્રુટિત હતા. બાકીની ત્રણ પ્રતોમાં ન હતા. ટુંકામાં ૧૦૩ પછીના અધ્યાયો છેક પાછળથી ઉમેરાયેલા છે. ૧૦૪થા અધ્યાયમાં ગોલોકની અને રાધાવિલાસરસિક કૃષ્ણની, તથા શાંકર વેદાંતની વાતો ગમે તેમ ભેળવી છે. આ આદ્યંત શૈવપુરાણ સાથે ન બંધબેસતી વાતો દશમા અગીઆરમા શતક પછી ઉમેરવામાં આવી હોવાનો સંભવ છે.

ઉપર ટુંકામાં વાયુપુરાણની અનુક્રમણિકા આપી છે. માત્ર આવી અનુક્રમણિકાથી કશો બોધ ન થાય, પણ સામાન્ય રીતે જૂનાં પુરાણમાં કયા વિષયો હોય છે એનો કદાચ થોડો ખ્યાલ આવે, હાલનાં પુરાણોમાં જૂના અંશ તરીકે આ વિષયો અને બાકી બીજા નવા વિષયો હોય છે.

વાયુપુરાણની ઉપરની અનુક્રમણિકાનું વર્ગીકરણ કરીએ તો ૮૪ થી ૧૦૦ મા અધ્યાય સુધીના ૧૬ અધ્યાયોમાં પુરાણના લક્ષણમાં કહેલા (માનવ) વંશો, મન્વન્તર અને વંશ્યાનુચરિત ત્રણે વિષયો આવી જાય છે, બીજા થોડા અધ્યાયોમાં ઋષિ, અગ્નિ, અને પિતૃ-ઓના વંશોનું વર્ણન છે. આરંભના અધ્યાયોમાં સર્ગવર્ણન છે. ભૂગોળ અને ખગોળ વર્ણન પુરાણના લક્ષણમાં આવતું નથી, પણ સૃષ્ટિની ઉત્પત્તિના વર્ણનનું આવશ્યક અંગ હોઇ પુરાણમાં જૂના કાળમાં જ દાખલ થયું હશે. શ્રાદ્ધનો વિષય પિતૃવંશને અંગે દાખલ થયો છે. અને શૈવ વાતો આ પુરાણ શૈવ ગણાતાં દાખલ થયેલ છે.

હવે વાયુપુરાણના સમયનો વિચાર કરતાં મને એમ લાગે છે કે વાયુપૂરાણની ત્રણ કે ચાર આવૃત્તિ થઇ છે. પ્રાચીનતમ આવૃત્તિમાં કદાચ શૈવ અધ્યાયો, ગીતાલંકારનો અધ્યાય, વગેરે અંશો નહિ હોય. અને કલિવંશ વર્ણનમાં પણ ઉમેરા થતા ગયા છે એમ માનીએ તો વાયુપુરાણનો ઉપર કહેલા અને એવા બીજા અંશો વગરનો ભાગ ઈ. સ. એકસોની આસપાસમાં રચાયો હોવાનો સંભવ લાગે છે. કારણકે શંકરાચાર્ય, બાણ, કાલિદાસ અને અશ્વઘોષના ઉલ્લેખો વાયુપુરાણમાં મળે છે. આ વાયુપુરાણની પ્હેલી આવૃત્તિ. પછી ઇ. સ. ચોથા શતકના આરંભમાં કલિવંશ વર્ણનવાળો ભાગ, અને કદાચ શૈવ અંશો, શ્રાદ્ધ વિષયના અધ્યાયો, વગેરે ભાગો ઉમેરાયા લાગે છે. આ બીજી આવૃત્તિ. બીજી આવૃત્તિ વખતે આખા પુરાણનો કદાચ પ્રતિસંસ્કાર–સુધારો વધારો થયો હશે. પછી ખાસ ન ગણવા જેવા ઉમેરા થયા હશે, પણ સમગ્ર રીતે ગ્રન્થનો મોટો ભાગ અસ્પૃષ્ટ રહ્યો છે. માત્ર પુરાણ રચનાની ભરતીના કાળમાં–૧૦ મા ૧૧ મા શતકમાં, કે તે પછી વારાદિત્ય માહાત્મ્ય, ગયા માહાત્મ્ય, પુરાણાનુક્રમણિકા, વગેરે પ્રક્ષેપો ઉમેરાયા છે, જે અત્યારે બધી પ્રતોમાં મળતા પણ નથી. મતલબ કે ઉમેરા થયા પ્હેલાં વાયુપુરાણની પ્રતો પ્રચારમાં આવી ગઈ હતી. ટુંકામાં વાયુપુરાણની પ્હેલી આવૃત્તિ પ્હેલા બીજા શતકમાં અને બીજી પ્રતિ સંસ્કૃત શૈવ આવૃત્તિ ઈ. સ. ચોથા શતકમાં પ્રગટ થઇ લાગે છે. એ બીજી આવૃત્તિ જ અત્યારે મળે છે.

વાયુપુરાણ અને બ્રહ્માંડ પુરાણ લગભગ એક છે અને બ્રહ્માંડ પુરાણની પ્રત ઈ. સ. પાંચમા શતકમાં જાવામાં ગયેલી છે એમ કહેવાય છે. જાવાવાળી પ્રતમાં ભવિષ્ય રાજવંશ વર્ણન નથી, ( જુઓ પુરાણ નિરીક્ષણ પા. ૧૬૩ ) એમ કહે છે. પણ આ જાવાની પ્રત કોણે જોઈ છે વગેરે માહિતી ન મળે ત્યાં સુધી એ ઉપર ખાસ ભરોસો ન રખાય. પણ બ્ર. પુરાણ સાથે આગળ સરખામણી કરી છે એ જોવાથી ઉપર જે પૃથક્કરણ કર્યું તે સંભવિત જણાશે.

ઉપર કહ્યું તેમ વાયુપુરાણ અત્યારની વિવેચક દૃષ્ટિએ સૌથી જૂનું અને પ્રતિષ્ઠિત લાગે છે પણ પૌરાણિકોની દૃષ્ટિએ એ પુરાણની કિંમત જૂના કાળમાં ઘણી ઓછી હશે. વિષ્ણુ, પદ્મ, માર્કંડેય, કૂર્મ, વરાહ, ભાગવત, બ્રહ્મવૈવર્ત, લિંગ અને સ્કંદની પુરાણાનુક્રમણિકામાં વાયુ પુરાણ નામ જ નથી, માત્ર મત્સ્ય, નારદ, વાયુ પોતે અને દેવી ભાગવતમાં વાયુપુરાણ નામ છે. અલબત્ત શૈવપુરાણનો અર્થ પ્રચલિત શિવપુરાણ નહિં પણ વાયુપુરાણ એમ કેટલાક વિદ્વાનોનો મત છે. અને રેવામાહાત્મ્યમાં સ્પષ્ટ વચન છે કે "ચોથું વાયુએ કહેલ છે માટે વાયવીય અને શિવભક્તિયુક્ત હોવાથી શૈવ નામથી પણ ઓળખાય છે:—"

चतुर्थं वायुना प्रोक्तं वायवीयमिति स्मृतम् ।
शिवभक्तिसमायोगात् । शैवं तच्चापराख्यया ॥

વળી મત્સ્યની, નારદની તથા રેવા માહાત્મ્યની અનુક્રમણિકામાં વાયુપુરાણમાં પૂર્વાર્ધ અને ઉત્તરાધ બે ભાગ અને ૨૪ હજાર શ્લોક હોવાનું કહ્યું છે. અને નારદપુરાણની અનુક્રમણિકામાં વાયુપુરાણના બે ભાગોના વિષયો વિસ્તારથી બતાવ્યા છે. પણ ઉપલબ્ધ વાયુમાં ૨૪ હજાર શ્લોકો મળતા નથી, માત્ર બાર હજાર શ્લોકો મળે છે. પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવા બે ભાગ પણ નથી. પરંતુ આ અનુક્રમણિકાઓ પાછળથી રચાયેલ છે અને ખાસ વિશ્વાસપાત્ર નથી. નારદપુરાણની અનુક્રમણિકામાં રેવા માહાત્મ્ય ઉત્તરાર્ધમાં અને ગયા માહાત્મ્ય તથા શિવમાહાત્મ્ય પૂર્વાર્ધમાં છે એમ કહ્યું છે. પણ ગયામાહાત્મ્ય અને રેવામાહાત્મ જુદા ગ્રન્થરૂપે જ હાલ મળે છે અને શિવમાહાત્મ્ય જે થોડું વાયુપુરાણમાં છે તે પણ મૂળ વાયુપુરાણમાં પાછળથી ઉમેરાયેલ છે, મતલબ કે પુરાણાનુક્રમણિકાઓ ઉપર આધાર રાખી પુરાણ વિષે મત ન બાંધતાં પુરાણોને પોતાને જોઇને મત બાંધવો એ જ યોગ્ય છે. અને પુરાણોનું પોતાનું તુલનાત્મક દૃષ્ટિએ અવલોકન કરતાં વાયુપુરાણ અત્યારે જે મળે છે તે લગભગ સંપૂર્ણ જ લાગે છે, ઉલટું

એમાં કાળે કાળે ઉમેરા થયા છે. અને રેવા માહાત્મ્ય જેવાં માહાત્મ્યોમાંનાં કોઈ દશમા અગીયારમા શતકથી પ્રાચીન નથી જણાતાં. અને રેવા માહાત્મ્ય અને ગયા માહાત્મ્ય રચાયા પછી વાયુ પુરાણની નારદ પુરાણોક્ત અનુક્રમણિકા રચાઇ છે. કદાચ એ અનુક્રમણિકાને અનુસરતું આખું વાયુપુરાણ તૈયાર થયું હશે પણ તે બચ્યું નથી અને આ પ્રાચીન પુરાણ જળવાઇ રહ્યું છે.

## હરિવંશ

હરિવંશ મહાભારતનું ખિલ પર્વ ગણાય છે, પણ વસ્તુતઃ એ એક જાતનું પુરાણ જ છે. એ પોતે પોતાને પુરાણ કહે છે. મુંબઇમાં ઈ. સ. ૧૮૯૫માં નીલકંઠની ટીકા સાથે છપાયેલ હરિવંશમાં ત્રણ પર્વો છે અને ૧૬ હજાર શ્લોકો છે. પણ મહાભારતના આદિ પર્વની કેટલીક પ્રતોમાં પર્વસંગ્રહાધ્યાયમાં **खिलेषु हरिवंशं च भविष्यं च प्रकीर्तितं** એ રીતે બે પર્વો (જુઓ મહાભારતની ભાંડારકર ઇન્સ્ટીટયુટની વિવેચિત આવૃત્તિ) કહેલાં છે. હરિવંશના પ્હેલા હરિવંશ પર્વમાં પુરાણના સર્ગ, વંશ, મન્વન્તર અને વંશાનુચરિત એટલા વિષયો છે. બીજામાં વિષ્ણુએ અવતાર લીધો ત્યાંથી કૃષ્ણચરિત્રનું વર્ણન છે અને ત્રીજા ભવિષ્ય પર્વમાં મહાભારત પૂરૂં થયું તે પછીના બનાવો ભવિષ્ય નામથી કહેવાનું શરૂ કર્યું છે, પણ મોટે ભાગે મહાભારત અને પુરાણોમાંથી ગમે તેમ સંગ્રહ કર્યો છે, જેમાં વરાહ અને વામન અવતારની કથાઓ ઘણો ભાગ રોકે છે.

હરિવંશને બીજાં પુરાણો સાથે સરખાવતાં તથા એની ભાષા વગેરેનો વિચાર કરતાં એનું પ્હેલું પર્વ સૌથી જૂનું લાગે છે. એનો વિષય પણ શુદ્ધ પૌરાણિક વિષય છે. બીજું પર્વ તે પછીનું પણ બાણ અને વિષ્ણુપુરાણ કરતાં જૂનું છે અને ત્રીજું સર્વથી પાછળનું છે. પ્હેલું પર્વ મુખ્યત્વે વાયુ, બ્રહ્માંડના પાઠને અનુસરે છે, પણ કેટલીક વાર મત્સ્યવાળાં વચનો પણ હરિવંશમાં મળે છે. વળી **वायुप्रोक्त ( ह. १ ७. १३ )** એમ શબ્દ હરિવંશ વાપરે છે: એ

જોતાં હરિવંશનું પ્હેલું પર્વ પણ વાયુ પછીનું, તેની સુધારેલી આવૃત્તિ જેવું છે. અહીં વાયુ અને હરિવંશ પર્વના થોડા અધ્યાયોની તુલના કરી છે. પુરૂરવા અને ઉર્વશીની કથાના વાયુ અ. ૯૧ અને હરિવંશ અ. ૨૬ના લગભગ ૪૫ શ્લોકો ક્વચિત્ પાઠાંતર બાદ કરતાં એક જ છે. પછી વાયુ **अ.** ૯૨ માં શ્લો. ૨ થી ૭૪ સુધી ધન્વન્તરિના જન્મની તથા વારાણસીના નાશની કથા છે. પણ વાયુમાં પ્હેલા ૧ાા શ્લોકમાં અને ૭૫ થી આગળ ૯૯ સુધી રજીની કથા આવે છે તે ભાગ અને હરિવંશ **अ.** ૨૮ શ્લો. ૧ થી શ્લો. ૩૭ એક જ છે, તથા હરિવંશ **अ.** ૨૯ ના શ્લો. ૬ થી ૮૩ શ્લોકો અને વાયુના ઉપર કહેલા **अ.** ૯૨ ના શ્લો. ૨ થી ૭૪ એક જ છે. માત્ર ક્યાંક શબ્દ ફેર મળે છે.

હરિવંશના ત્રીશમા અધ્યાયમાં વાયુના **अ.** ૯૩ ના શ્લો. ૧૨ થી ૧૦૧ સુધીનો સાર આપ્યો છે, પણ હરિવંશના ૪૯ શ્લોકોમાંના ઘણા વાયુમાંથી એમને એમ છે. તેમાં યયાતિની ગાથા રૂપે વાયુએ તથા હરિવંશે ઉતારેલા વાયુ **अ.** ૯૩, શ્લો. ૯૪ થી ૧૦૧ સુધીના શ્લોકો એક જ છે અને તે મનુસ્મૃતિ વગેરેમાં પણ મળે છે.

હરિવંશ **अ.** ૨૭માં વિશ્વામિત્રની કથા છે તેજ પાછી **अ.** ૩૨માં છે. કેટલાક શ્લોકો એના એજ છે. પછી **अ.** ૩૩માં પુરૂ, અનુ, દ્રુહ્યુના વંશો કહ્યા છે અને ૩૪મામાં યદુવંશ કહ્યો છે. વાયુ પુ. માં **अ.** ૯૪ થી ૯૮ સુધી યદુવંશ કહ્યો છે અને પછી **अ.** ૯૯ માં પુરૂ, તુર્વસુ, અનુ અને દ્રુહ્યુના વંશો કહ્યા છે.

હરિવંશ **अ.** ૩૩ અને વાયુ **अ.** ૯૪ના શ્લોકો પાઠાંતર ન ગણીએ તો એક જ છે. હરિવંશ **अ.** ૩૩નો છેલ્લો શ્લોક વાયુ **अ.** ૯૫નો શ્લો. ૧૪મો છે. પણ હરિવંશમાં વાયુ પુ. **अ.** ૯૫ શ્લો. ૧૬ થી ૪૮ સુધીનો યદુવંશનો ભાગ નથી જ અને પછી વાયુ પુ. **अ.** ૯૬ ના શ્લો. ૧૭ થી હરિવંશનો **अ.** ૩૪ મો શરૂ થાય છે. માત્ર ગાંધારી અને માદ્રી બે વૃષ્ણિની સ્ત્રી હતી

એમ વાયુમાં છે અને, ક્રોષ્ટૂની સ્ત્રી હતી એમ હરિવંશમાં છે. હરિવંશમાં ગડબડ થઇ છે. વિષ્ણુપુરાણવાયુને બરાબર અનુસરે છે. પણ વાયુ. પુ. अ. ૯૬ ના શ્લો. ૧૮ થી જે વંશાવળી છે તે હરિવંશમાં નથી. આ અધ્યાયમાં વાયુમાં સ્યમન્તકમણિની કથા છે તે પણ હરિવંશમાં નથી. પણ વાયુ પુ. अ. ૯૬ શ્લો. ૧૦૧ થી શ્વફલ્કની વંશાવળીના શ્લોકો શરૂ થાય છે. તે હરિવંશમાં अ. ૩૪ ના ત્રીજા શ્લોકથી આગળ મળે છે. પણ આ યદુવંશનું યે હરિવંશ કરતાં વધારે વિસ્તારથી વાયુમાં વર્ણન છે. હરિવંશમાં વચલાં ઘણાં નામો નથી. ઉલટું હરિવંશમાં अ. ૩૫ માં કાલયવનના જન્મની કથા તથા એના ભયથી દ્વારકા જવું પડયાની વાત છે. પણ આ બાબતમાં હરિવંશની ખુબી જ ન્યારી છે. હરિવંશ अ. ૩૬ માં શરૂવાતથી, ક્રોષ્ટૂનો વંશ ફરી અક્ષરશઃ વાયુના શબ્દોમાં ( જુઓ વાયુ. अ. ૯૫ શ્લો. ૧૪ થી આગળ ) શરૂ થાય છે. પછી હરિવંશ અ. ૩૭ ના પ્હેલા ૧૬ શ્લોકો વાયુ પુ. अ. ૯૬ ના પ્હેલા ૧૬ શ્લોકોને અનુસરે છે. વળી હરિવંશ अ. ૩૮ ના શ્લો. ૧૦-૧૧ મા अ. ૩૪ ના પ્હેલા શ્લોકની પુનરૂક્તિ કરી પછી વાયુને અનુસરતી પ્રસેનની વાત શરૂ થાય છે અને પ્રસેનની વાતમાંથી સ્યમંતકમણિની કથા કહે છે. પણ અહીં ગોટાળો કરીને પ્રસેને દ્વારકામાં સમુદ્ર પાસેથી મણિ મેળવ્યો એમ કહ્યું છેઃ—

प्रसेनो द्वारवत्यां तु निवसंत्यां महामणिम् ।
दिव्यं स्यमन्तकं नाम समुद्रादुपलब्धवान् ॥

હરિવંશ. अ. ૩૮ શ્લો. ૧૩, ૧૪

પણ પછીના શ્લોકો વાયુને અનુસરતા છે અને તેમાં સૂર્યે મણિ આપ્યો એમ કહ્યું છે. આ કથાના વાયુના શબ્દોને હરિવંશ સાથે સરખાવતાં હરિવંશની કથા વાયુ કરતાં પાછળથી લખાયેલી ચોખ્ખી દેખાય છે. વાયુમાં પ્રસેનનો ભાઈ શક્રજીત **तोयकूलादपः**

**स्प्रष्टुं उपस्थातुं ययौ रविम्** એમ શબ્દો છે. હરિવંશમાં દ્વારકા સમુદ્ર પાસે અને **अब्धिकूलमुपस्प्रष्टुं** એમ ફેરફાર છે. વળી ઘડીકમાં પ્રસેને મણિ મેળવ્યો એમ કહે છે: વળી એના ભાઇ સત્રાજીતે મેળવ્યો એમ કહે છે, હરિવંશના પાઠનું ઠેકાણું નથી.

વાયુમાંથી હરિવંશે અર્થ શૂન્ય ઉતારા કર્યા છે:—

**ऊनषोडषवर्षाश्च प्रजास्यन्ति नरा:सदा ।**

એ રીતે વાયુના **अ**. ૫૮ના શ્લોકનું અર્થ વગરનું પાઠાંતર હરિવંશ પર્વ. ૨ **अ**. ૨ શ્લો. ૧૧ માં છે.

વાયુ **अ.** ૯૬ના શ્લો. ૧૭, ૧૮થી તે **श्लो.** ૯૮ સુધી ને હરિવંશ **अ.** ૩૮ના શ્લો. ૧૦, ૧૧થી **अ.** ૩૯ના અન્ત સુધીનો ભાગ અનુસરે છે. ક્વચિત્ પાઠાંતરો તો મળે જ. હરિવંશ **अ**. ૪૦ માં વિષ્ણુના અવતારો વિશે પ્રશ્ન છે. આરંભમાં વરાહ અવતાર વિશે પ્રશ્ન કર્યો છે ( જુઓ **अ**. ૪૦ **श्लो.** ૩, ૪, ૫, ) છતાં છઠ્ઠા શ્લોકથી સામાન્ય રીતે કૃષ્ણનાં કર્મો અને પ્રાદુર્ભાવો વિશે પ્રશ્ન આવે છે, એટલુંજ જ નહિ પણ વાયુ **अ.** ૯૭ **श्लो.** ૬થી **श्लो.** ૬૨ સુધીને હરિવંશ **अ.** ૪૦ ના છઠ્ઠા શ્લોકથી છેવટ સુધીના શ્લોકો લગભગ શબ્દશઃ અનુસરે છે અને રસમાંથી શોણિત થાય છે વગેરે સુશ્રુતમાંથી વાયુએ લીધેલી વાતો એ જ ક્રમમાં આવે છે. હરિવંશ **अ**. ૪૧માં વિષ્ણુના અવતારો વાયુ કરતાં વિસ્તારથી કહ્યા છે. પણ નારસિંહ અવતારમાં બ્રહ્માએ હિરણ્યકશિપુને વરદાન આપ્યાની વાત છે પણ પ્રલ્હાદની ભક્તિની વાત નથી, જે વિષ્ણુ-પુરાણમાં છે. ૪૧ મા અધ્યાયમાં વિષ્ણુના અવતારો ગણાવતાં જ પૌષ્કર (મધુકૈટભને મારનાર), વારાહ, નારસિંહ, વામન, દત્તાત્રેય, જામદગ્ન્ય, રામ દાશરથી, કૃષ્ણ, વ્યાસ, કલ્કી એટલા ગણાવ્યા છે. પણ આ અધ્યાયમાં યે **श्लो.** ૫૭થી ૬૦ કૃષ્ણનાં કર્મના શ્લોકો વાયુમાંથી (**अ.** ૯૮ **श्लो.** ૧૦૦થી ૧૦૩) શબ્દશઃ ઉતારેલા છે અને

એ શ્લોકોનો પાઠ વાયુનો વધારે શુદ્ધ છે. **યત્ર કંસ** એ રીતે વાયુમાં કંસનું નામ છે. હરિવંશમાંથી કંસનું નામ ઉડી ગયું છે.

હરિવંશના બીજાપર્વમાં કૃષ્ણચરિત્ર સળંગ આપેલું હોવા છતાં પ્હેલાપર્વમાં કૃષ્ણચરિત્ર વર્ણનમાં વાયુના જ શ્લોકો મળે છે, એ જોતાં હરિવંશે પ્હેલાપર્વમાં કોઇ પુરાણમાંથી સંગ્રહ કર્યો છે, એ સ્પષ્ટ દેખાય છે. વધારે વિગતવાર સરખામણીની જરૂર નથી.

હરિવંશમાં ભવિષ્ય વર્ણનમાં બ્રાહ્મણ રાજા સેનાની કલિયુગમાં અશ્વમેધ યજ્ઞ કરશે એવું વચન છે. આ વચન શુંગપુષ્યમિત્રને લાગુ પડે છે આ ભવિષ્ય કુશાન સમયની શરૂઆતનું છે એમ શ્રી કાશીપ્રસાદ જયસ્વાલ કહે છે (જુઓ Jl. B. & O. Research Society, March 1928) બીજી તરફથી હરિવંશના બે શ્લોકો અશ્વઘોષે વજ્રસૂચીમાં ઉતાર્યા છે, (જુઓ કીથ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ૧૯૨૮, પા. ૫૬).

**બ્રહ્માંડ પુરાણ**–વિલ્સન સાહેબને બ્રહ્માંડ પુરાણના પૂર્વાર્ધની જે પ્રત મળેલી તે વાયુના જ પાઠાંતર જેવી હતી અને એ ઉપરથી વિલ્સન સાહેબનો તથા બીજા પુરાણજ્ઞોનો એવો મત થયો છે કે હાલનાં વાયુ અને બ્રહ્માંડ એક જ છે, ફક્ત નામ જુદાં છે. એટલે બ્રહ્માંડ નામનું કોઇ જુદું પુરાણ જૂના કાળમાં હશે તો એ લુપ્ત થયું છે. અને પાર્જિટર પુરાણોની પુરાણાનુક્રમણિકા, પાછળની–લગભગ બધાં પુરાણો રચાયા પછી રચાઇ છે અને પુરાણોમાં દાખલ થઇ છે એમ કબુલ કરે છે છતાં એનો જ આધાર લઈ વાયુ અને બ્રહ્માંડ બે નામમાં વધારે જૂનું અને જાણીતું નામ બ્રહ્માંડ છે માટે હાલનું વાયુ પુરાણ એ ખરી રીતે બ્રહ્માંડ પુરાણ જ છે, એમ કહે છે. (જુઓ A. I. H. T. p. 78)

ઘણાં ખરાં પુરાણોની પુરાણાનુક્રમણિકામાં બ્રહ્માંડને ગણેલ છે અને વાયુને નથી ગણેલું. માત્ર વાયુ અને ગરૂડમાં બેય નામ મળે છે. છતાં બાણના ઉલ્લેખો જોતાં જૂના કાળમાં વાયુ વધારે પ્રસિદ્ધ હોવું જોઈએ.

વળી નારદપુરાણોક્ત બ્રહ્માંડની અનુક્રમણિકા આનંદાશ્રમ સીરીઝમાં છપાયેલ વાયુ પુરાણનું વર્ણન હોય એવી છે. બીજી તરફથી મત્સ્ય, નારદ અને દેવી ભાગવતની પુરાણાનુક્રમણિકામાં જે સ્થાને વાયુ પુરાણ નામ છે તે સ્થાને વિષ્ણુ, પદ્મ, માર્કંડેય, કૂર્મ, વરાહ, ભાગવત, બ્રહ્મવૈવર્ત, લિંગ અને સ્કંદની પુરાણાનુક્રમણિકામાં શૈવ પુરાણ નામ છે. આ શૈવ પુરાણ એટલે પ્રચલિત શિવપુરાણ નહિ (શિવપુરાણ તો ઉપપુરાણમાં ગણાય છે) પણ પ્રચલિત વાયુપુરાણ એમ કેટલાકનો મત છે. પણ પં. જ્વાલાપ્રસાદના મત પ્રમાણે પ્રચલિત શિવપુરાણની વાયુ સંહિતા એ જ મત્સ્યોક્ત વાયુપુરાણ અને પ્રચલિત વાયુપુરાણ એ જ બ્રહ્માંડ પુરાણ. કારણ કે શ્રીધરસ્વામીએ ભાગવતની ટીકામાં **तचा थ वायवीये** કહીને ઉતારેલ એક શ્લોક વાયુમાં નથી મળતો પણ શિવ પુરાણની વાયુ સંહિતામાં મળે છે. (જુઓ પુરાણ નિરીક્ષણ પા. ૧૬૨, ૧૬૩). પણ આ દલીલમા બહુ જોર નથી કારણ કે શ્રીધર સ્વામીના વખતમાં શિવ પુરાણાંતર્ગત વાયુસંહિતા રચાઈ ગઈ હોય અને તેજ શ્રીધર સ્વામીને ઉદ્દિષ્ટ હોય એ સંભવિત છે. વળી શ્રી. કાળે શંકરાચાર્યે વિષ્ણુસહસ્ર નામ અને સનત્સુજાતીય ભાષ્યમાં બ્રહ્માંડ પુરાણાંતર્ગત કાવષેય ગીતામાંથી ઉતારો કર્યો છે અને પ્રચલિત વાયુ પુરાણમાં કાવષેય ગીતા નથી માટે કાવષેય ગીતાવાળું બ્રહ્માંડ પુરાણ લુપ્ત થઇ ગયું છે અને પ્રચલિત વાયુપુરાણ વાયુપુરાણ જ છે એમ કહે છે (એજન પા. ૧૬૪). પણ શંકરાચાર્યનાં આ કહેવાતાં ભાષ્યો શારીરકભાષ્યકાર શંકરાચાર્યનાં હોવા વિષે શંકા છે. શંકરાચાર્યે એમનાં પ્રસિદ્ધ ઉપનિષદ્ ભાષ્યોમાં, ગીતા ભાષ્યમાં કે બ્રહ્મસૂત્ર ભાષ્યમાં કોઇ પુરાણનો નામથી ઉલ્લેખ કર્યો નથી માટે કાવષેય ગીતા ઉપર આધાર રાખવો એ ખોટું છે, અને લલિતોપાખ્યાન પેઠે કાવષેય ગીતા પણ બ્રહ્માંડ પુરાણની કોઇ પોથીમાં મળી આવે એ અસંભવિત નથી.

આ ગોટાળાનો છેવટનો ખુલાસો અત્યારે થઇ શકે એમ લાગતું

નથી. જુદાં જુદાં પુરાણોની વિવિધ હાથપ્રતોનો વિવેચક દૃષ્ટિથી વિશાળ અભ્યાસ થયા પ્હેલાં કાંઇ ન કહી શકાય. અત્યારે તો આનંદાશ્રમ સીરીઝમાં છપાયેલ વાયુપુરાણ અને વેંકટેશ્વર પ્રેસમાં છપાયેલ બ્રહ્માંડપુરાણની ટુંકી સરખામણી કરી જોઇએ.

બેય પુરાણો વાયુપ્રોક્ત છે. અને જો કે બ્રહ્માંડ પુરાણમાં પૂર્વ ભાગ, મધ્ય ભાગ અને ઉત્તર ભાગ એવા વિભાગો છપાયેલ અનુક્રમણિકામાં પાડેલા છે પણ ખરી રીતે વાયુ અને બ્રહ્માંડ બેયમાં પ્રક્રિયા, અનુષંગ, ઉપોદ્‌ઘાત અને ઉપસંહાર એ રીતે ચાર ભાગો જ મૂળનાં વચનોમાં દેખાય છે વળી પ્રશ્ન કર્તા તરીકે શાંશપાયન, શંયુ વગેરે એના એ જ છે. આખા ગ્રન્થનો વસ્તુ વર્ણનનો ક્રમ પણ એક જ છે. પણ બેય પુરાણોના અધ્યાયમાં સરખા શ્લોકો છે એવું નથી. કોઇ અધ્યાયમાં વાયુપુરાણમાં વધારે શ્લોકો મળે છે, તો કોઇ અધ્યાયમાં બ્રહ્માંડમાં વધારે શ્લોકો મળે છે. ક્વચિત્ વાયુમાં પડી ગયેલા દેખાતા શ્લોકો બ્રહ્માંડમાં મળી આવે છે. ભવિષ્ય રાજવંશ વર્ણન વિષે પાર્જિટર કહે છે કે ‘વાયુ અને બ્રહ્માંડનો પાઠ બધાં પુરાણોમાં ઉત્તમ છે, બેયનો ઘણો ભાગ શબ્દશઃ એક છે. પણ બ્રહ્માંડનો પાઠ વચ્ચે તુટે છે અને વેંકટેશ્વરમાં એ પુરાણ કાળજી વગર છપાયેલ છે છતાં વાયુનો પાઠ મેળવવા માટે ઉપયોગી છે.”

વાયુપુરાણમાં ગયા માહાત્મ્ય શિવાય ૧૦૪ અધ્યાયો છે, જ્યારે બ્રહ્માંડપુરાણમાં ૧૧૬ અધ્યાયો છે. પણ વધારે વિગતવાર સરખામણી કરીએ તો વાયુના પ્હેલા બે અને બ્રહ્માંડના પ્હેલા બે એક છે. વાયુનો ત્રીજો અધ્યાય શૈવ હોવાથી બ્રહ્માંડમાં નથી. વાયુનો ૪થો એ બ્રહ્માંડનો ત્રીજો જોકે વાયુના ઘણા શ્લોકો બ્રહ્માંડમાં નથી. વાયુના ૫થી ૧૦ અધ્યાયો અને બ્રહ્માંડના ૪થી ૯ એક છે. જોકે વાયુના છઠ્ઠા અધ્યાયના શ્લોકો કરતાં બ્ર. ના ૫મામાં શ્લોકોની સંખ્યા વધારે છે. વાયુ અ. ૮ના શ્લો. ૩૨થી ૩૪ જે શંકરાચાર્યે ટાંકેલ છે તે બ્રહ્માંડના ૭મા અધ્યાયમાં હોવા જોઇએ ત્યાં નથી.

વાયુના ૯મા અધ્યાયના ૧૨૨ શ્લોકોના બ્રહ્માંડ અ. ૮માં ૬૬ શ્લોકો જ છે.

વાયુના અ. ૧૧થી અ. ૨૬ ખાસ શૈવ છે અને બ્રહ્માંડમાં નથી. પછી વાયુના અ. ૨૭થી ૩૦ અને બ્ર. ના અ. ૧૦થી ૧૩ એક છે. પછી વાયુના ૩૧, ૩૨ અધ્યાયો બ્ર. માં નથી. વાયુના ૩૩, ૩૪ અને બ્ર. ના ૧૪, ૧૫ એક છે. પછીના વાયુના દશ અધ્યાયો બ્ર. માં નથી. પછી વાયુ અ. ૪૫થી ૫૫–બ્ર. અ. ૧૬થી ૨૬; આમાં પણ વાયુનો અ. ૪૮ બ્ર.માં નથી અને વાયુના અ. ૫૦ ની વાત બ્ર. ના અ. ૨૦, ૨૧ બે અધ્યાયોમાં છે. પછી બ્ર. અ. ૨૭ ખાસ શૈવ છે અને વાયુમાં નથી. પછી વાયુના અ. ૫૬ થી ૬૪ અને બ્ર. અ. ૨૮ થી અ. ૩૮ એક છે. જો કે વાયુ અ. ૬૦ માં જે વાડાદિત્ય સંબંધી શ્લોકો છે તે બ્રહ્માંડના ૩૪ મા અધ્યાયમાં નથી. અહીં બ્ર. નો પૂર્વ ભાગ પૂરો થાય છે. પછી વાયુના ૬૫ થી ૮૩ સુધીના અધ્યાયો અને બ્ર. ના ઉત્તર ભાગના પ્હેલા વીશ અધ્યાયો છે. તેમાં વાયુ પુરાણ અ. ૬૭ના તથા અ. ૮૩ના બ્ર. પુરાણે બબ્બે અધ્યાયો કર્યા છે અને અ. ૭૨, ૭૩ તથા ૭૪, ૭૫ એ બબ્બેના એક એક ( ક્રમશઃ ૧૦, ૧૧ ) કરેલ છે. પછી બ્ર. પુ. માં અ. ૨૧ થી ૫૮ સુધીના અધ્યાયોમાં સહસ્રાર્જુન અને પરશુરામનું વિસ્તારથી આખ્યાન છે. આ ૩૮ અધ્યાયો વાયુમાં નથી જ. વળી આ ભાગમાં ગોપીઓની તથા ઉદ્ધવની ભક્તિની સ્તુતિ છે ( જુઓ બ્ર. પુ. ઉ. અ. ૩૪ ) અને રાધાનું નામ પણ છે ( જુઓ અ. ૩૬ ) એટલે આ આખો ઉમેરો ભાગવત પછીનો તથા રાધાની પ્રસિદ્ધિ પછીનો એટલે દશમા શતક પછીનો લાગે છે. પછી વાયુ અ. ૮૪ થી ૧૦૩ સુધીના અધ્યાયો અને બ્રહ્માંડના અ. ૫૯ થી ૭૪ સુધીના તથા પછીના ઉપસંહાર પાદના ૩ એક જ છે.

છેવટ ભોર સંસ્થાન પાસેથી મળેલી બ્ર. પુ. ની હસ્ત પ્રતમાં

લલિતોપાખ્યાન અને નાસિકેતોપાખ્યાન હતાં પણ એ આખ્યાનો બીજી પ્રતોમાં ન હોવાથી વેંકટેશ્વરે જુદાં જ છાપેલાં છે.

આટલી સરખામણીથી સ્પષ્ટ દેખાય છે કે અત્યારે વાયુનો મોટો ભાગ અને બ્રહ્માંડનો અસલ ભાગ એક જ છે. અલબત્ત પાઠ ફેર છે, વચ્ચે અધ્યાયો તુટે છે, શ્લોકો પણ વધુ ઘટુ છે અને બેયમાં પાછળથી થયેલા જુદા ઉમેરા છે. વળી એકંદર બ્રહ્માંડની રચના વાયુ કરતાં અર્વાચીન લાગે છે છતાં બેયને સ્વતંત્ર ગણવા જેટલી વિશેષતા નથી દેખાતી. એટલે સંભવ એવો લાગે છે કે રેવા માહાત્મ્ય વગેરે જે વખતે લખાયાં તે વખતે પુરાણોનું એક મહાન્ સંસ્કરણ થયું અને એ સંસ્કરણ કરનારાઓએ વાયુ પુરાણને શૈવ ગણવાની જૂની પ્રથાનો આશ્રય લઇ શિવ માહાત્મ્ય, ગયા માહાત્મ્ય અને રેવા માહાત્મ્યવાળું ખાસ શૈવ વાયુ પુરાણ તૈયાર કર્યું કારણ કે હાલના વાયુ પુરાણના શૈવ ભાગોથી આ સંસ્કર્તાઓને સંતોષ ન થયો. એ વખતમાં શૈવ સાહિત્ય પણ પુષ્કળ ઉત્પન્ન થયું હતું. અને જૂના વાયુ પુરાણમાં વંશાદિ એવા પ્રાચીન અંશો હતા કે એને ફેંકી ન દઇ શકાય એટલે તેને બ્રહ્માંડ નામ આપી પુરાણોમાં રાખ્યું. પણ આ નવું વાયુ પુરાણ જીવતું ન રહ્યું; માત્ર એના વિષયોનું વર્ણન આ અનુક્રમણિકાઓમાં જળવાઇ રહ્યું અને રેવા માહાત્મ્ય વગેરે કટકાઓ સ્વતંત્ર રહ્યા. આ રીતે હાલનો વાયુ બ્રહ્માંડનો ગોટાળો ઉત્પન્ન થયો હોય એમ મને લાગે છે. એક જ પુરાણનું જૂનું નામ વાયુ છે અને નવું નામ બ્રહ્માંડ છે. અત્યારે એક જ પુરાણની બે પ્રતો તરીકે સરખાવવાના તથા એ મૂળ પુરાણનો મૂળ પાઠ મેળવવાના કાર્યમાં આ બે પુરાણો ઉપયોગી છે. અલબત્ત વાયુ કરતાં અર્વાચીન કાળમાં બ્રહ્માંડની પ્રત તૈયાર થઇ છે.

## મત્સ્યપુરાણ.

મત્સ્યપુરાણ ખાસ જોવા જેવું છે, હાલ જે મત્સ્યપુરાણ મળે છે તેમાં જૂના નવા અંશોનો સંગ્રહ હોય એમ લાગે છે. વિલ્સન

સાહેબે મત્સ્યપુરાણનું આ સ્વરૂપ બરાબર પકડયું હતું. સર્ગ, પ્રતિસર્ગ, વગેરે પ્રાચીન પુરાણ લક્ષણને અનુસરતો, વાયુ, બ્રહ્માંડ, વિષ્ણુને મળતો અંશ મત્સ્યપુરાણમાં છે જ, પણ એ ઉપરાંત વ્રતો, દાનો વગેરેના સંગ્રહવાળો અર્વાચીન અંશ પણ છે. મહાભારતમાંથી અને જુદાં જુદાં પુરાણોમાંથી વસ્તુનો જ નહિં પણ શબ્દોનો યે મત્સ્યે સંગ્રહ કર્યો છે, એમ જે વિલ્સન સાહેબ કહે છે તે સાચું છે.

મત્સ્યોક્ત વંશ વર્ણન પ્રાચીન છે અને તેનો પાઠ વાયુ બ્રહ્માંડના પાઠથી સ્વતંત્ર છે એ પાર્જિટરે સિદ્ધ કર્યું છે, વળી મત્સ્યપુરાણની કલિરાજ વંશાવળી આન્ધ્ર વંશ આગળ પૂરી થાય છે એ ઉપરથી પાર્જિટર એને ત્રીજા શતકમાં મુકે છે અને એ જ પ્રમાણ ઉપર આધાર રાખી શિરીષચન્દ્ર વિદ્યાર્ણવ પાણિની ઓફિસ તરફથી છપાયેલા મત્સ્યપુરાણના અંગ્રેજી ભાષાંતરના પરિશિષ્ટ ૧૦ મામાં મત્સ્યને ઇ. સ. ૨૦૦ ની આસપાસમાં ઠરાવે છે. પણ વિલ્સને સ્પષ્ટ દર્શાવ્યું છે તેમ આખું મત્સ્યપુરાણ કલિરાજ વંશવર્ણન જેટલું પ્રાચીન નથી.

મારા ધારવા પ્રમાણે પ્રાચીન પુરાણોની એક પરંપરા વાયુ, બ્રહ્માંડ, હરિવંશ, બ્રહ્મ અને વિષ્ણુમાં જળવાઇ રહી છે ત્યારે બીજી પરંપરા મત્સ્ય, પદ્મ વગેરેમાં જળવાઈ રહી છે. વિષ્ણુ વગેરેની પુરાણાનુક્રમણિકામાં પ્હેલું બ્રહ્મપુરાણ ગણેલું છે. મત્સ્યમાં પોતામાં પણ વિષ્ણુપુરાણ વગેરેને અનુસરતી જ અનુક્રમણિકા છે, પણ વાયુની અનુક્રમણિકામાં પ્હેલું મત્સ્યનું નામ છે. મત્સ્યના અંગ્રેજી ભાષાંતરના સંપાદક મેજર વસુ મત્સ્યને પ્રથમ સ્થાન આપનાર પરંપરાને દાક્ષિણાત્ય પરંપરા ગણે છે, એ ગમે તેમ હો પણ જૂના કાળમાં વાયુ, જેવું જ સ્થાન મૂળ મત્સ્યનું હશે, એમાં શંકા નથી લાગતી. વાયુ પેઠે મત્સ્યનો જોકે બાણે ઉલ્લેખ નથી કર્યો પણ પણ કાલિદાસ કવિનાં કુમારસંભવ અને વિક્રમોર્વશીયનો આધાર મત્સ્પુરાણમાં સંગ્રહીત કથાઓ હોવાનો સંભવ પ્હેલાં બતાવ્યો છે.

એ જોતાં સર્ગ, પ્રતિસર્ગ, વંશ, વગેરે પ્રાચીન પૌરાણિક વસ્તુવાળો મત્સ્યનો ભાગ ઇ. સ. ત્રીજા શતક જેટલો જૂનો હોવાનો સંભવ છે જ.

પણ મત્સ્યપુરાણમાં પાછળથી મહાભારતમાંથી, બીજાં પુરાણોમાંથી અને તંત્રોમાંથી વિવિધ વસ્તુનો સંગ્રહ કરવામાં આવ્યો છે. મત્સ્યમાં ૪ ઉપપુરાણો સાથે ૧૮ પુરાણોની સંક્ષિપ્ત લક્ષણોવાળી અનુક્રમણિકા આપેલી છે. અપરાર્કે ઉપપુરાણો શિવાયની એ આખી અનુક્રમણિકા ઉતારી છે. એ જોતાં એ અનુક્રમણિકા બારમા શતક પ્હેલાંની હોવી જોઇએ. ઉપપુરાણોવાળો ઉમેરો અપરાર્કના વખતમાં થયો હશે તો એની પાસેની પ્રતમાં નહિ હોય. આ પુરાણાનુક્રમણિકા બધાં પુરાણોમાં પાછળથી દાખલ થયેલ છે એ મારો મત મેં પ્હેલાં સકારણ દર્શાવ્યો છે, એટલે એને બાજુ ઉપર રાખીએ તો મત્સ્યમાં અન્યત્ર પણઃ—

श्रुत्वेदमृषयः सर्वे स्कन्देन कथितं पुरा ।

मत्स्य अ. १८४ श्लो. ७४

એ રીતે સ્કંદ પુરાણનો, તથાઃ—

श्रुतं मे ब्रह्मणा प्रोक्तं पुराणे ब्रह्मसंभवे ।

मत्स्य अ. ११० श्लो. १

એ રીતે બ્રહ્મપુરાણનો નામથી ઉલ્લેખ છે.

વળી મત્સ્ય પ્રલ્હાદને વિષ્ણુભક્ત કહે છે ( अ. ૨૪૫ ) એ જોતાં એ ભાગ વિષ્ણુપુરાણનો સમકાલિન લાગે છે. મહાભારતમાંથી ઘણો ઉતારો મત્સ્યે કર્યો છે એ ચોક્કસ છે. ( જુઓ સાવિત્રી આખ્યાન **मत्स्य अ.** ૨૦૮ થી ૨૧૪ તથા ઉત્તરયયાત્યાખ્યાન **मत्स्य अ.** ૨૫ થી ૪૨ )

આ રીતે મત્સ્ય પુરાણમાં, સર્ગાદિ ભાગો ઉપરાંત મહાભારતમાંથી તથા તત્કાલિન ઇતર વૈષ્ણવ અને શૈવ સાહિત્યમાંથી ચરિતોના ઉમેરા કર્યા છે, પણ હાલનું મત્સ્ય મુખ્યત્વે વ્રતો અને દાનોનું પુરાણ

છે. એ વાતનો કાંઈક સ્પષ્ટ ખ્યાલ આવવા માટે નીચે ટુંકામાં મત્સ્ય પુરાણની પૃથક્કરણ સાથે સરખામણી કરી છે.

પ્હેલા અધ્યાયમાં જ, મત્સ્ય, પુરાણ લક્ષણ ગણાવતાં ઉત્પત્તિ પ્રલય, વંશ વગેરે જૂનાં લક્ષણો સાથે દાન ધર્મ વિધિ, શ્રાદ્ધ કલ્પ, દેવતાઓની પ્રતિષ્ઠા વગેરે નવાં ઉમેરે છે. મત્સ્યના પ્હેલા ૨૩ અધ્યાયો સામાન્ય પૌરાણિક વિષયોના છે. અને અ. ૭, ૮ હરિવંશ પર્વ. ૧ અ. ૩, ૪ ને મળતા છે. પણ અ. ૭ માં મદનદ્વાદશીના વ્રતનું વર્ણન છે તે નવું છે. અ. ૭ માં કહેલ મરૂત્‌ની ઉત્પત્તિની કથા વાયુ, હરિવંશ, વિષ્ણુ વગેરે બધામાં છે પણ મદનદ્વાદશીનું વ્રત ક્યાંય નથી. એ ઉમેરો પાછળથી થયેલો સ્પષ્ટ દેખાય છે. પછી મત્સ્ય અ. ૯, ૧૦ અને વાયુ અ. ૬૨ એક જ છે. પછી મત્સ્ય અ. ૧૧ અને વાયુ અ. ૮૫ તથા હરિવંશ અ. ૯ એક છે. મત્સ્ય અ. ૧૩ માં દેવીનાં નામો છે. આ વસ્તુ વાયુ કે હરિવંશમાં નથી પણ વિષ્ણુ પુ. અં. ૧, અ. ૮ માં લક્ષ્મીના સ્વરૂપનું વર્ણન છે તેમાં છે. પણ વિ. પુ. માં કે ભાગવતમાં રાધા નામ નથી ત્યારે મત્સ્યના આ અધ્યાયમાં રાધા નામ છે માટે એ અધ્યાય ભાગવતથી અર્વાચીન હોવો જોઇએ. પછી મત્સ્ય અ. ૧૩ થી ૨૨ અને વાયુ અ. ૭૩ થી ૮૩ એક વિષય છે. મત્સ્ય અ. ૨૩,૨૪=વાયુ અ. ૯૦ પછી મત્સ્ય અ. ૨૫ થી ૪૨ માં યયાતિઆખ્યાન મહાભારતમાંથી પછી મત્સ્ય અ. ૪૪ થી ૫૦=વાયુ અ. ૯૪ થી ૯૯ મત્સ્ય અ. ૨૧=વાયુ અ. ૨૯, પછી મત્સ્ય અ. ૫૨ કર્મયોગ માહાત્મ્ય સ્મૃતિઓમાંથી, મત્સ્ય અ. ૫૩ પુરાણાનુક્રમણિકા, પછી અ. ૫૫ થી ૧૦૨ સુધીમાં જુદાં જુદાં દાનો અને વ્રતોનો મહિમા કહ્યો છે. તેમાં અ. ૭૦ માં વેશ્યાઓનો સદાચાર કહેલો છે. તેમાં મુખ્ય વાત બ્રાહ્મણને દાન આપવાની તથા રતિ માટે એને કામદેવરૂપ ગણીને શરીર અર્પણ કરવાની વાત છે. આતો કોઇ વેશ્યા–કામુકનો લખેલો ભાગ લાગે છે.

વળી કૃષ્ણાષ્ટમીના વ્રતનો ૫૬ મો અધ્યાય છે. તેમાં કૃષ્ણ જન્માષ્ટમીની વાત નથી પણ જુદા જુદા મહીનાઓની વદ આઠમે જુદા જુદા નામથી શંકરને પૂજવાની વાત છે. મતલબ કે આ પુરાણ ખાસ વૈષ્ણવ, કે શૈવ નથી પણ વ્રતદાન પુરાણ છે.

પછી મત્સ્ય અ. ૧૧૩ થી ૧૨૪ સુધી ભુવનકોશ વર્ણન વાયુ અ. ૪૫ થી ૫૦ પ્રમાણે છે. પછી અ. ૧૨૭ થી ૧૪૦ માં ત્રિપુરોપાખ્યાન છે. આ શૈવકથા છે. વાયુપુરાણ શૈવપુરાણ ગણાતું હોવા છતાં મત્સ્યમાં વાયુ કરતાં ઘણા વધારે પ્રમાણમાં અને વાયુમાં ન કહેલી શૈવ કથાઓ અને શૈવ વ્રતો છે. શિવચતુર્દશીનું વ્રત મત્સ્યમાં કહેલું જ છે. ( અ. ૯૫ )

પછી મત્સ્ય અ. ૧૪૨, ૧૪૩=વાયુ અ. ૫૭ પછી મત્સ્ય અ. ૧૪૬ થી ૧૬૦ તારકાસુરોપાખ્યાન અને કુમાર સંભવ આ પણ શૈવ આખ્યાન. પછી અ. ૧૬૧ નરસિંહ પ્રાદુર્ભાવ–આ વૈષ્ણવ કથા મત્સ્યમાં વિષ્ણુ અને ભાગવતથી જુદી રીતે છે, મતલબ કે હરિવંશમાંથી ઉતરી હશે પણ મત્સ્ય પ્રલ્હાદને ભક્ત કહે છે એટલે અંશે વિષ્ણુ પુ. ને નજીક છે. પછી અ. ૧૭૦ માં મધુ કૈટભવધ એ પણ વૈષ્ણવ. વળી અ–૨૪૪ માં વામનાવતાર અને અ. ૨૪૫ થી ૨૪૮ માં વરાહાવતાર તથા ૨૪૯ થી ૨૫૧ માં સમુદ્ર મન્થન તથા કૂર્માવતાર એ બધા વૈષ્ણવ ભાગો છે.

પછી અ. ૧૭૯ અન્ધક વધ, અ–૧૮૦, ૧૮૧ વારાણસી માહાત્મ્ય અને અ. ૧૮૫ અવિમુક્ત માહાત્મ્ય ( સ્કંદોક્ત ) એ શૈવ ભાગો છે. અ. ૧૮૬ થી ૧૯૪ માં નર્મદા માહાત્મ્ય છે. અ. ૧૯૫ થી ૨૦૩ માં ઋષિઓનાં પ્રવરોનું કીર્તન છે. અ. ૨૦૪ માં ધેનુ દાન માહાત્મ્ય.

પછી અ. ૨૦૪ થી ૨૧૪ સાવિત્રી ઉપાખ્યાન. અ. ૨૧૫ માં રાજાઓની સહાય સંપત્તિ ( અર્થ શાસ્ત્રનો વિષય ) અ. ૨૧૭, ૨૧૮ રાજાઓએ કર્તવ્ય ઔષધિઓનો તથા અગદોનો સંગ્રહ, અને ૨૧૯ ઝેરોની જનાવર ઉપર અસર ( વૈદક તથા અર્થ શાસ્ત્રનો વિષય.)

પછી અ. ૨૨૦ થી ૨૨૭ રાજ ધર્મ વર્ણન, અ. ૨૨૮ થી ૨૩૭ ઉત્પાતોનું વર્ણન, ૨૩૮ થી ૨૪૨ રાજાની વિજય યાત્રા માટે જોવાનાં શકુન, અપશકુન વગેરે, અ. ૨૫૨ થી ૨૫૭ વાસ્તુ વિદ્યા. ૨૫૮ થી ૨૭૦ દેવોની મૂર્તિઓ કેવી કરવી, દેવોની પૂજા કેવી રીતે કરવી, દેવ મન્દિરો કેવાં વગેરે તંત્રોનો વિષય. પછી અ. ૨૭૧ થી ૨૭૩ કલિરાજ વંશ વર્ણન; પછી ૨૭૪ થી ૨૮૯ સુધી તુલા પુરુષ દાન વગેરે દાનોનું વર્ણન છે. છેવટ ૨૯૦–૨૯૧, પુરાણ શ્રવણ ફલ વગેરે ઉપસંહાર છે.

ઉપર ટુંકામાં મત્સ્ય પુરાણના વિષયોનો નિર્દેશ કર્યો છે. એ ઉપરથી આ પુરાણના સ્વરૂપનો સ્હેલાઇથી ખ્યાલ આવશે. મત્સ્યમાં લગભગ ૪૪–૪૫ અધ્યાયો તો વાયુ, બ્રહ્માંડને મળતા જૂના પૌરાણિક વિષયને લગતા છે. પણ બીજા વિષયો દાખલ કરવાના હોવાથી આ ભાગ ટુંકાવીને વાયુથી લગભગ અર્ધો કરી નાખ્યો છે. આ પ્રાચીન ભાગ લગભગ વાયુના મૂળ ભાગ જેટલો કે તેથી થોડો અર્વાચીન અને જુદી પરંપરાનો છે. કદાચ ઈ. સ. ત્રીજા શતકનો. પછી પ્રાચીન વૈષ્ણવ અને શૈવ સાહિત્યમાંથી શૈવ અને વૈષ્ણવ અંશો ઉમેરાયા છે; આ ભાગો ઉપર વિષ્ણુ પુ. ની ખાસ અસર નથી, પણ વાયુ હરિવંશ કરતાં આગળના છે, વિષ્ણુના મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન અને નરસિંહ અવતારોની કથાઓ કહી છે તથા પરશુરામ, રામ, વેદવ્યાસ, બુદ્ધ અને કલ્કીને બીજે સ્થળે (અ–૪૭) વિષ્ણુના અવતારો ગણ્યા છે એ બધું જોતાં વિષ્ણુ પુરાણ રચાતું હશે તે વખતે ( કદાચ ઈ. સ. સાતમા શતકમાં ) આ ભાગો જૂના તદ્વિષયક સાહિત્યમાંથી ઉમેરાયા હશે. અલબત્ત આ મૂળ સાહિત્ય તો ઈ. સ. પાંચમા શતકથી જૂનું હોવું જોઈએ; કારણ કે કાલિદાસ કવિ એમાંથી વસ્તુ લે છે, એ ઉપર જોયું છે. પછી વ્રતો, દાનો, વાસ્તુ વિદ્યા વગેરે વાળો ભાગ ઉમેરાયો. ઈ. સ. આઠમા નવમા શતકમાં આ ભાગ પણ ઉમેરાઇને લગભગ આખું પુરાણ તૈયાર થયું

હશે, પણ રાધાનું નામ તથા ઉપપુરાણોનો ઉલ્લેખ વગેરે કેટલોક ભાગ છેક દશમા ૧૧ મા શતકમાં ઉમેરાયો હોવાનો સંભવ છે.

## બ્રહ્મપુરાણ

આ પુરાણનું નામ વિષ્ણુપુરાણવાળી પુરાણાનુક્રમિકામાં પહેલું આવે છે, એનો અર્થ એટલો થઈ શકે કે વૈષ્ણવ પુરાણોમાં આ જુનામાં જુનું હોય. બ્રહ્મપુરાણની વંશાવળીઓ વાયુ અને બ્રહ્માંડની પરંપરાની પણ એની બીજી આવૃત્તિ જેવી છે. પાર્જિટર કહે છે કે "વંશવર્ણનમાં બ્રહ્મપુરાણ અને હરિવંશ ઘણે અંશે મળતાં છે અને નજીવા ફેરફારો સાથે એકજ પાઠ આપે છે. પણ બ્રહ્મપુરાણનો પાઠ હરિવંશ કરતાં પણ ત્રુટિત છે." મતલબ કે હાલના બ્રહ્મપુરાણનો વંશો એ મુખ્ય વિષય નથી.

વંશ સાહિત્યમાં જેમ બ્રહ્મપુરાણ વાયુ–બ્રહ્માંડ અને કદાચ હરિવંશ પછીનું છે તેમ કૃષ્ણચરિત્રની બાબતમાં આ પુરાણ હરિવંશ પછીનું પણ વિષ્ણુપુરાણ કરતાં પહેલાંનું લાગે છે. અને માટે જ વિષ્ણુપુરાણવાળી પુરાણાનુક્રમણિકામાં એને પહેલું સ્થાન મળ્યું છે. આ પુરાણના ૧૮૦ મા અધ્યાયથી ૨૧૨ સુધીના ૩૨ અધ્યાયોમાં શ્રી કૃષ્ણચરિત્ર છે. અને વિષ્ણુપુરાણના પાંચમા અંશના ૩૮ અધ્યાયોમાં શ્રી કૃષ્ણચરિત્ર છે. આ બેનો ઘણો ભાગ શબ્દશઃ એક છે, એ બેયને સરખાવવાથી સ્પષ્ટ જણાય છે.

તેમાં પણ બ્રહ્મપુરાણ વિષ્ણુપુરાણમાં કહેલું કૃષ્ણચરિત્ર હરિવંશ કરતાં આધુનિક છે, એ હરિવંશ સાથે સરખાવતાં દેખાય છે. અલબત્ત હરિવંશની મહાભારત શૈલી તો બ્રહ્મ અને વિષ્ણુએ છોડી દીધી છે. અને ભાગવત તો વિષ્ણુપુરાણનેજ અનુસરે છે. વિષ્ણુપુરાણના પાંચમા અંશનો પહેલો અધ્યાય અને ભાગવતના દશમસ્કંધનો પહેલો અધ્યાય એક જ છે.

શ્રી કૃષ્ણચરિત્ર પછી, ૨૧૩ મા અધ્યાયમાં બ્રહ્મપુરાણમાં વરાહ, નૃસિંહ, વામન, દત્તાત્રેય, જામદગ્ન્ય, દાશરથિરામ, શ્રી કૃષ્ણ અને

કલ્કિ એટલા અવતારોનું સંક્ષિપ્ત ચરિત્ર છે. આ અવતાર ચરિત્રો સાથે વિષ્ણુપુરાણોક્ત પ્રલ્લાદ ચરિત્ર, ધ્રુવ ચરિત્ર વગેરે ભાગો બ્રહ્મપુરાણમાં નથી. વૈષ્ણવ ભક્તિ માર્ગમાં પ્રલ્હાદચરિત્ર વગેરેનું સ્થાન જોતાં બ્રહ્મપુરાણના આ વૈષ્ણવ ભાગો વિષ્ણુપુરાણના વૈષ્ણવ ભાગો કરતાં પ્રાચીન લાગે છે. અને હરિવંશ કરતાં અર્વાચીન, અને કાલિદાસ પરશુરામને અવતાર નથી ગણતા માટે કાલિદાસ પછીના એટલું નક્કી. વળી બ્રહ્મપુરાણ વિષ્ણુપુરાણ જેવું વૈષ્ણવપુરાણ નથી. બ્રહ્મ-પુરાણમાં સૂર્ય સ્તુતિ છે. (જુઓ **अ** ૩૩) રુદ્ર મહિમાનું વર્ણન છે. (**अ** ૩૪) પાર્વતી આખ્યાન, શિવસ્તુતિ, દક્ષયજ્ઞ ભંગ વગેરે શૈવ વસ્તુઓ પણ છે (**अ** ૩૪, **अ**. ૩૭ **अ**. ૩૯) અને આ વિષયોમાં આ પુરાણ વાયુ કરતાં અર્વાચીન અને બીજાં શૈવપુરાણો કરતાં પ્રાચીન જણાય છે. એમાં શૈવ, વૈષ્ણવોના ઝઘડાનો અંશ નથી. બાકી આ પુરાણ નથી વૈષ્ણવ કે નથી શૈવ એ વસ્તુતઃ તીર્થપુરાણ છે.

મહાભારતના વનપર્વના તીર્થ પ્રકરણ સાથે આ પુરાણને ઘણો સંબંધ હોવાનો સંભવ છે. અને તેના ૭૦ મા અધ્યાયથી ૧૭૫ માં સુધીના અધ્યાયો તીર્થ માહાત્મ્યના છે. પણ આ તીર્થ વર્ણનને બીજાં સ્કંદ વગેરેનાં તીર્થ વર્ણનો સાથે સરખાવતાં આ પુરાણનું તીર્થ વર્ણન પ્રાચીનતર જણાય છે. ૭૦ પહેલાંના અને ૨૧૩ પછીના ઘણા અધ્યાયોમાં વંશો, સર્ગ, પ્રતિસર્ગ, વર્ણાશ્રમ ધર્મ, શ્રાદ્ધ વગેરે સામાન્ય પૌરાણિક વિષયો છે. આનંદાશ્રમ સંસ્કૃત સીરીઝમાં છપાએલ બ્રહ્મપુરાણમાં કુલ ૨૪૫ અધ્યાયો છે. અને આનન્દાશ્રમ પાસેની હસ્ત પ્રતોનું વર્ણન વાંચતાં ગૌતમી માહાત્મ્ય નામથી ઓળખાતો તીર્થ વર્ણનવાળો ભાગ અને એ શિવાયનો ભાગ એમ બે ભાગ જુદા હોય એવું દેખાય છે.

બ્રહ્મપુરાણનો વંશાદિ વર્ણનવાળો ભાગ હરિવંશથી અર્વાચીન છે એ જોતાં એ ભાગ ઇ. સ. ૪૦૦ ની આસપાસનો હોવાનો સંભવ છે. અને શ્રી કૃષ્ણ ચરિત્રવાળા અધ્યાયો પણ એ અરસાના અથવા

સો વર્ષ પાછળના હોય, કારણ કે બાણ કવિ તો કૃષ્ણચરિત્ર માટે હરિવંશનું જ નામ લખે છે. ગૌતમી માહાત્મ્યવાળા ભાગ માટે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ શ્રી કૃષ્ણચરિત્રવાળા ભાગ કરતાં એ ભાગને બહુ અર્વાચીન માનવાનું ખાસ કારણ નથી. પણ આ બ્રહ્મપુરાણમાં અમુક અધ્યાયો પાછળથી ઉમેરાયા છે. દા. ત. ૧૭૬ મા અધ્યાયમાં અનન્ત વાસુદેવનું માહાત્મ્ય, ૧૭૭ મા અધ્યાયમાં પુરુષોત્તમ ક્ષેત્રનું માહાત્મ્યનું અને ૨૮ મા અધ્યાયમાં કોણાદિત્ય માહાત્મ્ય છે. આ ત્રણે તીર્થસ્થાનો ઉડિયામાં છે. તેમાં અનન્ત વાસુદેવનું મંદિર ૧૦ મા શતકનું, અને પુરુષોત્તમ ક્ષેત્રનું એટલે કે પુરીના જગન્નાથનું મંદિર બારમા શતકનું છે અને કોણાદિત્ય અથવા કોણાર્કનું પણ લગભગ એ વખતનું કે સો વર્ષ પાછળનું હશે. ૨૮ મા અધ્યાયમાં જ ઓડ્ર દેશના બ્રાહ્મણોની સ્તુતિ છે એ જોતાં ઉડ્રીયાના પંડિતોએ બારમા તેરમા શતકમાં ઉડ્રીયાનાં આ તીર્થોનાં માહાત્મ્યો બ્રહ્મપુરાણમાં ઉમેર્યાં હોય એ સંભવિત છે. આ કોણાદિત્ય માહાત્મ્ય ઉપર આધાર રાખી વિલ્સને બ્રહ્મપુરાણને ૧૩ મા કે ૧૪ મા શતકનું ગણેલું પણ આખા પુરાણને એટલું અર્વાચીન માનવાનું કારણ નથી એમ તો હવે પાશ્ચાત્ય પંડિતો પણ સ્વીકારે છે. આ પુરાણોને ઉદ્દેશીને રેપ્સન ખરું જ કહે છે કેઃ—

The elementary fact that the date whether of building or of a literary production is not determined by its latest addition is in their case generally ignored, (Cambridge History of India Vol. 1. P. 300)

અર્થાત્ બ્રહ્મપુરાણમાં છેવટનો ઉમેરો ઇ. સ. બારમાતેરમા શતકનો છે; પણ તેનો મોટો ભાગ વિષ્ણુપુરાણ પહેલાંનો અર્થાત ઇ. સ. પાંચમા શતક જેટલો જુનો છે. શ્રી કૃષ્ણચરિત્રનો દાખલો ઉપર આપ્યો જ છે. બીજો દાખલો કંડુ આખ્યાનનો છે. રા. રા.

મુનશીએ આ જમાનામાં 'ગુજરાત' માં પ્રસિદ્ધ કરેલું કંઇક આખ્યાન બ્રહ્મપુરાણમાં અને વિષ્ણુપુરાણમાં છે. ( અ. ૧૭૮ ) ત્રીજો દાખલો હરિશ્ચંદ્રાખ્યાનનો જોવા જેવો છે. બ્રહ્મપુરાણોક્ત હરિશ્ચંદ્રાખ્યાન તો ( અ. ૧૦૦ ) ઐતરેય બ્રાહ્મણને અનુસરે છે; જ્યારે માર્કંડેય પુરાણમાં સત્યવ્રત હરિશ્ચંદ્રની પ્રસિદ્ધ કથા છે.

બ્રહ્મપુરાણ મૂળ જૂનું હોવા છતાં એમાં પાછળથી કેવા ઉમેરા થયા છે એ ઉપર કહ્યું છે એથી પણ સરસ દાખલો તામોલુપ્ત માહાત્મ્યનો છે. તામ્ર લિપ્ત અથવા તામુલક નામનું જુના કાળમાં ગંગાના મુખ આગળ બંદર હતું એ પ્રસિદ્ધ છે. તે હાલમાં મીદનાપુર જીલ્લાનું એક ગામ છે. આ ગામમાં એક બર્ગાભીમા નામનું મંદિર છે. આ મંદિર ૧૪ મા શતકમાં મુળના બૌદ્ધ વિહારને ફેરવીને બાંધવામાં આવ્યું છે. આ મંદિરનું વર્ણન તામોલુપ્ત માહાત્મ્યમાં છે. પણ આ આખું માહાત્મ્ય પ્રક્ષિપ્ત છે. કેટલીક પ્રતોમાં મળે છે અને કેટલીકમાં નથી મળતું. ( જુઓ Indian Antiquary 1925, July p. 203 ).

## વિષ્ણુપુરાણ

પૌરાણિક સાહિત્યમાં વિષ્ણુપુરાણનું સ્થાન ઘણું મહત્વનું છે. એ પુરાણ શ્રી ભાગવતનું મૂળ છે. શ્રીમદ્ ભાગવત મુખ્યત્વે એનો આધાર રાખીને ચાલે છે. વિષ્ણુપુરાણના છ અંશોના ભાગવતે બાર સ્કંધો કર્યાં છે. વિષ્ણુપુરાણે કહેલી વિષ્ણુ ભક્તિ અથવા કૃષ્ણ ભક્તિનો ભાગવતે વિસ્તાર કર્યો છે. વિષ્ણુપુરાણની ભક્તિ કરતાં ભાગવતની ભક્તિ વધારે ઉંડી, વધારે સૂક્ષ્મ, વધારે કવિત્ત્વમય તથા વધારે તીવ્ર છે. વળી વિષ્ણુપુરાણમાં જેટલું છે તેટલું સંગ્રહી લીધા પછી ભાગવતે જે નવા ઉમેરા કર્યા છે તે જોતાં ભાગવત અને વિષ્ણુપુરાણ વચ્ચે ઠીક સમય ગયો હોય અને એટલા સમયમાં સારું વૈષ્ણવ ભક્તિ સાહિત્ય ઉત્પન્ન થયું હોય એમ જણાય છે. અર્થાત ભાગવતનો સમય નવમા શતકમાં માનતાં ભાગવત પહેલાં

બસ્સો ત્રણસો વર્ષ ઉપર વિષ્ણુપુરાણ રચાયું હોવાનો સંભવ લાગે છે. બીજી તરફથી વિષ્ણુપુરાણ વાયુપુરાણને, સર્ગાદિ વિષયોમાં અને હરિવંશને તથા બ્રહ્મપુરાણને વૈષ્ણવ વિષયોમાં અનુસરે છે. એટલે વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ, હરિવંશ, મત્સ્ય ( માત્ર વંશ વિભાગ ) અને બ્રહ્મપુરાણ કરતાં વિષ્ણુપુરાણ અર્વાચીન જણાય છે. બાણ કવિએ વિષ્ણુપુરાણનું નામ નથી લીધું, વળી વિષ્ણુપુરાણમાં ભક્તિ પોષક તરીકે પ્રલ્હાદ ચરિત્ર કહ્યું છે, પણ ભક્ત તરીકે પ્રલ્હાદનો ઉલ્લેખ વાયુમાં, હરિવંશમાં, કે બ્રહ્મપુરાણમાં નથી અને એ પ્રકારની ભક્ત કથાઓ પ્રચારમાં આવતાં કેંક વખત લાગવો જોઇએ એ બધું જોતાં હરિવંશ બ્રહ્મપુરાણ પછી સો બસ્સો વર્ષે એટલે કે ઇ. સ. ૬૦૦ ની આસપાસમાં વિષ્ણુપુરાણ રચાયું હોવાનો સંભવ છે. પાર્જિટર પાંચમા શતકથી પ્રાચીન નથી એમ કહે છે. વળી શંકરાચાર્યના બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર ભામતી ટીકા લખનાર ઇ. સ. ૮૫૦ ની આસપાસમાં થયેલા વાચસ્પતિ મિશ્રે ભામતીમાં 'યમે ગાયું છે' એમ કહીને નીચેનો અર્ધો શ્લોક ઉતારેલો છેઃ—

हरि गुरुवशगोस्मि न स्वतन्त्रः

प्रभवति संयमने ममापि विष्णुः ।

—ब्र. सू. भा. १-३. २४

આ શ્લોક વિષ્ણુપુરાણ અ. ૩ અ. ૭ માં ( શ્લો. ૧૫ ) છે. ભાગવતકારે અજામિલાખ્યાનમાં વિષ્ણુપુરાણની આ યમ ગાથાઓનો પોતાના શબ્દોમાં અનુવાદ કર્યો છે. એ જોતાં પણ ભાગવતની રચના થઈ ત્યાર પ્હેલાં નવમા શતકમાં પ્રસિદ્ધ થઈ ગએલું વિષ્ણુપુરાણ ઇ. સ. ૬૦૦ ની આસપાસમાં રચાયું હોવું જોઇએ. વિષ્ણુપુરાણનું કલિવંશ વર્ણન વાયુ અને મત્સ્યના કલિવંશ વર્ણન કરતાં અર્વાચીન છે એ હકીકત પણ ઉપલા અનુમાનને પુષ્ટિ આપે છે. વિલ્સને યવન, મ્લેચ્છ, તુરુષ્ક વગેરે શબ્દોનો અર્થ મુસલમાન સમજીને

વિષ્ણુપુરાણને ઈ. સ. ૧૦૪૦ ની આસપાસમા માન્યું હતું, પણ એ માન્યતા ખોટી છે. આ નામો ગ્રીક લોકોના, તથા મધ્ય એશીઆની જંગલી જાતોનાં વાચક છે. વળી ગુપ્તોના સમયની વિલ્સનને ચોક્કસ ખબર ન હતી એટલે તેણે ખોટું અનુમાન દોરેલું પણ સંસ્કૃત સાહિત્યના અત્યારે ઉપલબ્ધ ઇતિહાસની માહિતી સાથે વિષ્ણુપુરાણના સમય વિષે ઉપર દોરેલું અનુમાન સુસંગત છે.

**વિષ્ણુપુરાણનું પૃથક્કરણ**—વિષ્ણુપુરાણનું પૌરાણિક સાહિત્યમાં મહત્વ જોતાં વાયુપુરાણનાં વસ્તુ સાથે વિષ્ણુપુરાણનાં વસ્તુને નીચે ટુંકામાં સરખાવ્યું છે.

વાયુપુરાણમાં પહેલા ત્રણ અધ્યાયોમાં પુરાણની પરંપરા કહી છે. વિષ્ણુપુરાણમાં પહેલા અંશના પહેલા અધ્યાયમાં એ પુરાણની પોતાની પરંપરા કહી છે. વાયુપુરાણના ચોથા અધ્યાયમાં કરેલી અવ્યક્તમાંથી મહદાદિની ઉત્પત્તિ વગેરે સર્ગક્રમ વિ. પુરાણના બીજા અધ્યાયમાં કહ્યો છે. વાયુપુરાણ સર્ગક્રમમાં માત્ર સાંખ્ય પ્રક્રિયા આપે છે ત્યારે વિષ્ણુપુરાણ સાંખ્ય પ્રક્રિયાને વેદાંતમય અદ્વૈતરૂપ આપે છે. ( જુઓ અં. ૧ અ. ૨ શ્લો. ૨૮ થી ૩૦ ) પછી વિષ્ણુ પુરાણના ત્રીજા અધ્યાયમાં આપેલી માન પરિભાષા વાયુપુરાણના ૧૦૦ મા અ. માં. છે પછી વાયુપુરાણ અ. ૬ માં કહેલું કલ્પ વર્ણન વિષ્ણુપુરાણ અ. ૫ માં છે. એ જ અધ્યાયમાં વાયુપુરાણ અ. ૯ ના કેટલાક શ્લોકો આવી જાય છે. પછી વિષ્ણુપુરાણ અં. ૧ અ. ૬ ની વાત વાયુપુરાણ અ. ૮ માં શ્લો–૩૬ થી શરૂ થાય છે. વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ અને માર્કંડેયપુરાણ ત્રણેના લગભગ એક સરખા પાઠનો વિષ્ણુપુરાણે સંક્ષેપ કર્યો છે. આજ અધ્યાયમાં વર્ણાશ્રમ ધર્મોનું વર્ણન છે ( સરખાવો વિ. પુ. અં. ૧ અ. ૬ શ્લો. ૩૩ થી ૩૭ અને વાયુ પુ. અ. ૮ શ્લો–૧૬૧ થી ૧૯૦ ).

વિષ્ણુ પુ. અ. ૭ ના શ્લો. ૪ થી ૧૩ અને વાયુ પુ. અ. ૯ ના શ્લો. ૬૭ થી ૭૭ એક અર્થના છે. પછી વાયુપુરાણ અ.

૧૦ માં સ્વાયંભુવમનુની ઉત્પત્તિ કહી છે તે વાત વિ. પુ. અ. ૭ના શ્લો–૧૪ થી ૩૫ માં છે. વાયુ પુ, અ. ૧૦ ના ૪૩ મા શ્લોકથી અ. ૨૬ મા સુધીનો ભાગ શૈવ હોવાથી સ્વાભાવિક રીતે વિષ્ણુપુરાણમાં નથી. પછી વાયુ પુ. અ ૨૭ અને વિ. પુ. અં. ૧ અ. ૮ શ્લો–૧ થી ૧૪ સમાનાર્થ છે. વિ. પુરાણે વાયુના શબ્દોનો સાર ખેંચ્યો છે. પછી વાયુ પુ. અ. ૨૮ માં ઋષિ વંશ વર્ણન છે. વિષ્ણુપુરાણ અ. ૮ માં ઋષિ વંશ વર્ણનની શરૂઆતમાં ભૃગુની પુત્રી લક્ષ્મીનું નામ આવતાં લક્ષ્મીનું સ્તોત્ર આવે છે. જે વાયુમાં નથી. વિ. પુ. અ. ૯માં દુર્વાસાનો ઇંદ્રને શાપ અને સમુદ્ર મંથનની કથા છે. આ દુર્વાસાના શાપની વાત પણ નવી છે. એ વાયુમાં, હરિવંશમાં, મત્સ્યમાં, રામાયણમાં કે મહાભારતમાં નથી. છેલ્લે એ અધ્યાયમાં લક્ષ્મી સ્તુતિ છે. વિ. પુ.અં. ૧ અ; ૧૦ પાછું ઋષિવંશ વર્ણન વાયુ પુ. અ. ૨૮ને અનુસરી ચાલુ થાય છે. એ જ અધ્યાયમાં શ્લો. ૧૪થી આગળ વાયુ પુ, અ. ૨૯ માં કહેલ અગ્નિ વંશ વર્ણન વાયુ કરતાં ટુંકામાં છે. વિ. પુ. અધ્યાય ૧૧ માં ઉત્તાન પાદના પુત્રના પ્રસંગમાં ભક્ત તરીકે લાંબું ધ્રુવચરિત્ર આવે છે જે વાયુ વગેરેમાં નથી, પણ વિષ્ણુને અનુસરી ભાગવતમાં, પદ્મ ( સ્વર્ગખંડમાં ) માં, અગ્નિ પુરાણમાં અને નારદીય પુરાણમાં છે. આ પ્રસંગમાં વાયુ, મત્સ્ય, હરિવંશ અને બ્રહ્મ પુરાણમાં ઉત્તાનપાદને સુનૃતા નામની એક સ્ત્રી કહી છે પણ વિષ્ણુ પુ. અને તેને અનુસરનારાં ભાગવત વગેરે સુરુચિ અને સુનીતિ બે સ્ત્રીઓ કહે છે.

વિ. પુ. અં. ૧ અ. ૧૨ માં આગળ ધ્રુવની સંતતિની કથા ચાલે છે તે વાયુ પુ. અ. ૬૨ માં છે. પછી વિ, પુ. અ. ૧૩ માં વૈન્ય પૃથુની કથા છે તે વાયુ પુ. અ. ૬૨ ( શ્લો ૮૨ થી આગળ ) માં છે. આ પ્રસંગમાં વેનના અવગુણો ગણાવતાં વિ. પુ. એને વિષ્ણુ નિન્દક કહે છે તે વાત વાયુ પુ. માં નથી, વિ. પુ. અં. ૧ અ. ૧૪ની પ્રચેતસોની કથા વાયુ પુ. અ. ૬૩માં છે. પણ પ્રચેતસોએ

કરેલી સ્તુતિ (શ્લો. ૯ થી ૪૯) વિ. પુ. માંજ છે. પછી વિ. પુ. અ. ૧૫ વાયુ પુ. અ. ૬૩ શ્લો. ૨૯ થી આગળને અનુસરે છે. આ પ્રચેતસ આખ્યાનમાં પણ વિ. પુ. વાયુ જેવા પુરાણમાંથી પૌરાણિક કથા લઈ એમાં વૈષ્ણવ તત્વો કેવી રીતે ઉમેરે છે તેના દાખલા તરીકે જોવા જેવું છે. અને આ રીતે ઉમેરા કરતાં કેટલીકવાર ગડબડ પણ થાય છે. વિ. પુ. અં. ૧ અ. ૧૫ ના પહેલા દશે શ્લોકો વાયુમાંથી ઉતારેલા છે પણ ૧૪ મા અધ્યાયમાં વિષ્ણુએ પ્રચેતસોને વરદાન આપી દીધેલું હોવાથી પ્રચેતસોના મુખમાંથી વાયુ અને અગ્નિ નીકળવાની વાત તદ્દન અસ્થાને છે.

વિ. પુ. અં. ૧ અ. ૧૫ માં આગળ બ્રહ્મપુરાણમાંથી લીધેલું કંડુ આખ્યાન પ્રચેતસોના આખ્યાનમાં જોડી દીધું છે. પછી હર્યશ્વ અને સબલાશ્વની કથા આવે છે તે વાયુ પુ. અ. ૬૫ ( શ્લો. ૧૨૨ થી ૧૫૯ ) નો સાર છે. પછીનો વિ. પુ. નો ૧૫ મો અધ્યાય વાયુ પુ. ૬૬ ને અનુસરે છે; પછી વાયુ પુ. અ. ૬૭ ( શ્લો, ૪૭ થી ૬૧ ) માં હિરણ્યકશિપુની વાત છે. એમાં હિરણ્ય કશિપુની દુષ્ટતાની કે પ્રલ્હાદની ભક્તિની વાત નથી, વિષ્ણુ પુ. માં બરાબર આજ ઠેકાણે અ. ૧૫ ( શ્લો. ૧૨૮ થી આગળ ) માં એ પ્રસંગ શરુ થાય છે અને પછીના પાંચ અધ્યાયો ૧૬, ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ માં લંબાણથી પ્રલ્હાદ ચરિત્ર કહ્યું છે. આ પ્રલ્હાદ ચરિત્ર આ પ્રમાણે ભાગવતમાં પણ છે. પછી વાયુ. અ. ૬૭ માં દિતિમાંથી મરુતના જન્મની કથા છે. તે વિ. પુ. અં. ૧ અ. ૨૧ માં છે. અને વાયુ. અ–૬૮માં કહેલો દનુપુત્રોનો વંશ પણ વિ. પુ. ના ૨૧ મા અધ્યાયમાં જ કહ્યો છે. ૨૧ મા અધ્યાયના બાકીના શ્લોકોમાં વાયુ પુ. અ. ૬૯ નો સાર ખેંચ્યો છે. વિષ્ણુ પુ. અં. ૧ અ. ૨૨ મો સ્વતંત્ર ભક્તિમય વેદાંતનો છે. આ રીતે વિ. પુ. નો પહેલો અંશ પુરો થયો એની જરા વિસ્તારથી વાયુ સાથે સરખામણી કરી છે. વિષ્ણુ વાયુના ક્રમને કેવું દૃઢ રીતે અનુસરે છે અને માત્ર નવા વૈષ્ણવ વંશો કેવી રીતે ઉમેરતું

જાય છે એ ઉપલી સરખામણીથી બરાબર દેખાય છે. હવે બાકીના પાંચ અંશો ટુંકામાં જોઇએ.

વિ. પુ. અં. બીજાના પહેલા પાંચ અધ્યાયોમાં વાયુ પુ. ના અ. ૩૩ થી ૪૯ સુધીમાં કરેલો ભુવન કોશ વર્ણનનો સાર છે. વિ. પુ. અં. ૨. અ. ૬ માં નરકોનું વર્ણન છે, જે મુળ વાયુ પુ.માં નહિં હોય પણ પાછળથી ૧૦૧મા અધ્યાયમાં ઉમેરાયું જણાય છે. વિ. પુ. અં. ૨ અ. સાતથી ૨૩ અધ્યાયોમાં વાયુ પુ. અ. ૫૦ થી ૫૩ માં કહેલું જ્યોતિષ્પ્રચાર વર્ણન છે. વિ. પુ. અં. ૨ ના છેલ્લા ચાર અધ્યાયોમાં જડ ભરતનું આખ્યાન અને ઋભુ તથા નિદાઘનો સંવાદ છે, જે વાયુ વગેરેમાં નથી પણ ભાગવતે વિષ્ણુમાંથી લીધેલ છે.

વિ. પુ. ના ત્રીજા અંશમાં ભવિષ્યના મન્વન્તરોનું વર્ણન અં. ૩ અ. ૩ થી ૬ માં છે તે વાયુ પુ. અ. ૬૦, ૬૧ માં છે. છઠ્ઠા અધ્યાયમાં પુરાણાનુક્રમણિકા છે. તે વાયુ પુ. અ. ૧૦૩ માં છે. વિ. પુ. અં. ૩ અ. ૮ થી ૧૨ માં વર્ણાશ્રમોના આચારોનું પ્રકરણ છે. વા. પુ. માં આ પ્રકરણ ટુંકામાં અ. ૮ માં છે. પણ બીજાં પુરાણોમાં દા. ત. કુર્મમાં, પદ્મમાં, વામનમાં, અગ્નિમાં અને ગરુડમાં ઠીક વિસ્તારથી છે. વિ. પુ. અ. ૧૨ થી ૧૬ માં શ્રાદ્ધ પ્રકરણ છે. વાયુ પુ. માં. અ. ૭૧ થી ૮૪ માં શ્રાદ્ધ પ્રકરણ છે. આ પ્રકરણ વાયુ કૂર્મ, માર્કંડેય, વામન, ગરુડ, મત્સ્ય, પદ્મ ( સૃષ્ટિ ખં. ) બ્રહ્મ, અગ્નિ અને વરાહ એટલાં પુરાણોમાં ઓછા વધુ વિસ્તારથી છે. વિ. પુ. અંક અ. ૧૭, ૧૮, માં જૈનો અને બૌદ્ધોની નિંદા છે.

વિ. પુ. અં. ચોથામાં વંશાવળીઓ છે. આ અંશના ૨૪ અધ્યાયો વાયુના ૮૫ થી ૯૯ અધ્યાયોને અનુસરે છે. પણ વિ. પુ. આ બાબતમાં જ્યાં વાયુથી જુદું પડે ત્યાં હરિવંશ અને બ્રહ્મ પુરાણને અનુસરે છે, આ પ્રકરણનો પાર્જિટરે વિગતવાર અભ્યાસ કર્યો છે. વિ. પુ. અં. ૫ તો સ્વતંત્ર કૃષ્ણ ચરિત્રનો છે. અને વિ. પુ. અં. ૬ ના આઠ અધ્યાયો વાયુ પુ. ના. ૧૦૦ થી ૧૦૩ અધ્યાયોને અનુસરે છે.

## માર્કંડેયપુરાણ

માર્કંડેયપુરાણનું એફ. ઇ. પાર્જિટરે ઇ. સ. ૧૯૦૪માં ભાષાંતર બ્હાર પાડયું છે. એમાં ભારતવર્ષના દેશો, નદીઓ અને પર્વતોનો નિર્ણય સારો કર્યો છે. એ માટે એ ગ્રન્થ જોવા જેવો છે. પ્રસ્તાવનામાં પાર્જિટરે માર્કંડેયના દેશકાળ માટે નીચે પ્રમાણે અનુમાનો કર્યાં છે.

પાર્જિટર માર્કંડેયના પાંચ ભાગ પાડે છેઃ—

૧ અધ્યાયો ૧ થી ૯ ઉપોદ્‌ઘાત જેવો ભાગ.

૨ ,, ૧૦ થી ૪૪ દત્તાત્રેયના આખ્યાનવાળો ભાગ.

૩ ,, ૪૫ થી ૮૧ ભુવનકોશ વર્ણન, વંશો, વંશાનુચરિતો

૪ ,, ૮૨ થી ૯૨ દેવી માહાત્મ્ય.

૫ ,, ૯૩ થી ૧૩૬ પુનઃશ્ચ વંશાનુચરિતો.

૬ ૧૩૭ મો ઉપસંહાર.

ખરૂં પુરાણ ૪૫ થી ૧૩૬ સુધીમાં (દેવી માહાત્મ્ય શિવાય) છે. ૧ થી ૪૪ સુધીનો ભાગ પાછળથી રચાયેલો પાર્જિટર માને છે. અધ્યાય ૧૯ શ્લો. ૩૩માં "વિષ્ણુના અવતારોની વાતો પુરાણોમાં કહી છે" એ રીતે ઉલ્લેખ છે.

પાર્જિટર માર્કંડેયપુરાણ પશ્ચિમમાં નર્મદા કાંઠે—ખાસ કરીને માંધાતામાં રચાયેલું માને છે, તેઓ માંધાતાને પ્રાચીન માહિષ્મતી માને છે.

પાર્જિટરના મત પ્રમાણે માર્કંડેયનો સૌથી નવો ભાગ દેવી માહાત્મ્ય નવમા શતકમાં તૈયાર હતું. કારણ કે ઇ. સ. ૯૯૮ ની હસ્તપ્રત નેપાળમાંથી હરપ્રસાદ શાસ્ત્રીને મળેલી એટલે એ ભાગ નવમા શતકમાં અથવા કદાચ પાંચમા છઠ્ઠા શતકમાં રચાયો હોય અને ત્રીજો અને પાંચમો ભાગ ઈ. સ. ત્રીજા શતકમાં કે એથીયે પ્હેલાં, પ્હેલો અને બીજો ભાગ ઉપલા બેની વચ્ચે.

આ પાર્જિટરનાં અનુમાનો ઠીક છે પણ એ વખતે એને પુરાણો

વિષે ઝાઝી ખબર નહોતી, પાછળથી તેણે અભ્યાસ ઘણો વધાર્યો. આપણે સ્વતંત્ર રીતે જોઈએ તો ખરી વાત એમ લાગે છે કે માર્કંડેયમાં જે વંશાદિ પૌરાણિક અંશ છે તે વાયુના તથા મત્સ્યના એ અંશ કરતાં પાછળનો છે. વળી આખી રચના કાલિદાસ અને વરાહમિહિર પછીની છે:—

क्षत्रिय. क्षतरक्षणात्

क्षत्रियैः धार्यते शस्त्रमार्तानां त्राणकारणात्

मा. अ. ११४ श्लो. १५

क्षत्रस्यार्तपरित्राणे निमित्तं शस्त्रधारणम् ।

मा. अ. १३१ श्लो. २१

વગેરે વચનોમાં કાલિદાસના

क्षतात्किल त्रायत इत्युदग्रः क्षत्रस्यं शब्दो भुवनाधिरूढः ।

रघुवंश स. ३

તથા

आर्तत्राणाय वः शस्त्रं

शा. अं. १ श्लो. ११

વગેરે વચનોની છાયા છે, વળી અધ્યાય ૧૧ માં ગર્ભવ્યાકૃતિનું વર્ણન છે તે વાગ્ભટ્ટને અનુસરીને કરેલું દેખાય છે.

છેવટ માર્કંડેયનો સમય તો તેના અ. ૫૮ ઉપરથી ઇ. સ. છઠ્ઠા શતક પછીનો ઠરે છે. કારણ કે માર્કંડેય પુરાણમાં પ્હેલાં ( અ. ૫૭ માં ) વાયુ અને મત્સ્યને અનુસરી ભારત વર્ષનું વર્ણન કર્યું છે પણ પછી અ. ૫૮ માં કૂર્મ વિભાગ પ્રમાણે ભારત વર્ષનું વર્ણન છે. આ અધ્યાય અહિં અસ્થાને દેખાય છે. હવે વરાહમિહિરની બૃહત્સંહિતા ( અ ૧૪ ) માં કૂર્મ વિભાગ-નામનો અધ્યાય છે. જે અધ્યાયમાં ૨૭ નક્ષત્રોના નવ નવના ત્રણ વિભાગ પાડીને ભારતવર્ષના ભાગોની વ્હેંચણી કરી છે. તે

જ્યોતિષના એ ગ્રન્થમાં યોગ્ય જ છે. બૃહત્સંહિતામાંથી આ અધ્યાયનો માર્કંડેયે ઉતારો કર્યો છે, એ બેય ગ્રન્થોના તે તે અધ્યાયો સરખાવવાથી તરત સમજાય છે. વરાહમિહિર પછી એટલે ઇ. સ. સાતમા શતકમાં આ પુરાણનો મુખ્ય ભાગ રચાયો હોવાનો સંભવ છે, દેવી માહાત્મ્ય કદાચ એ જ વખતનું કે સો દોઢસો વર્ષ પાછળનું હોય.

માર્કંડેય પુરાણની બીજી બધી વાતો પણ આ જ અનુમાનને ટેકો આપે છે. એમાં હયગ્રીવ, મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, વામન, દત્તાત્રેય અને કૃષ્ણાવતારના ઉલ્લેખ મળે છે. વાસુદેવના ચાર વ્યૂહની વાત છે; ગીતા, મહાભારત અને વાયુ જેવાં પુરાણમાંથી ઉતારા કરે છે.

દેવીભક્તિ તથા સૂર્યભક્તિ (અ-૯૮ થી ૧૦૭)નાં ખાસ પ્રકરણો છે. તથા મદાલસા આખ્યાનમાં વેદાન્તમિશ્રિત યોગનો ઉપદેશ છે.

માર્કંડેય પુરાણમાં વંશો વાયુ વગેરે પેઠે વિસ્તારથી નથી કહ્યા પણ બીજા પુરાણોમાં ન કહેલી એવી મનુઓની તથા તે તે વંશના અમુક રાજાઓની વિચિત્ર કથાઓ જ મુખ્ય છે. આ ઉપરાંત હરિશ્ચંદ્રનું આખ્યાન, દત્તાત્રેયાખ્યાન, મદાલસાખ્યાન વગેરે પાછળથી ખૂબ પ્રસિદ્ધ થયેલાં આખ્યાનો પ્હેલાં આમાં મળે છે, અને ભાગવત અને પદ્મ આમાંથી આ આખ્યાનાંશોના ઉતારા કરે છે. મતલબ કે વાયુ, મત્સ્ય, હરિવંશ અને બ્રહ્મ પુરાણના જૂના ભાગોથી અર્વાચીન અને ભાગવત કરતાં જૂનું આ પુરાણ વિષ્ણુનું સમકાલીન—મુખ્યત્વે સાતમા શતકનું હોય એ સંભવિત છે.

આ પુરાણમાં વ્રતો, દાનો અને તીર્થોની વાત નથી અને પતિવ્રતા માહાત્મ્ય, રૌરવાદિ નરકોનું વર્ણન, રાજધર્મકથન, વર્ણાશ્રમધર્મકથન, શ્રાદ્ધ પ્રકરણ વગેરે જૂના પુરાણના કેટલાક વિષયો તથા કેટલાક નવા વિષયો છે.

## વામનપુરાણ

વામનપુરાણ વિચિત્ર રીતે રીતે શંકરે બ્રહ્માનું માથું કાપી નાખ્યું એ પ્રસંગથી શરૂ થાય છે. પછી સતીના દેહત્યાગની વાત આવે છે. અને સતીની પછવાડે ભટકતા શંકર ઋષિઓના આશ્રમમાં જાય છે અને ત્યાં ઋષિપત્ની મોહિત થઇને એની પછવાડે ફરે છે એ જોઈને ઋષિઓ શાપ આપે છે એટલે શંકરનું લિંગ પડી જાય છે. તે વખતે બ્રહ્મા અને વિષ્ણુ લિંગની પૂજા કરે છે, વામનપુરાણ કહે છે, એ વખતથી લિંગ પૂજાય છે અને તેનાં પાશુપત, શૈવ, કાલદમન અને કાપટિલક ચાર શાસ્ત્રો થયાં છે. આ પ્રકરણમાંયે શંકર બ્રહ્મહત્યાના નિવારણ માટે વિષ્ણુની પ્રાર્થના કરે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. પછી સતીને યાદ કરીને ફરતા શંકરને કામદેવ બાણ મારે છે અને શંકર એને બાળી નાખે છે, એ રીતે વાત છે.

વામનપુરાણમાં વામન અવતારની કથા છે પણ બીજા કરતાં જુદી રીતે વામનપુરાણમાં પ્હેલાં પ્રલ્હાદ નરનારાયણ સાથે લડે છે અને હારે છે. પછી નારાયણ સાધ્યદેવ છે એમ સમજી એની સ્તુતિ કરે છે અને ભક્ત થાય છે, અને નારાયણ એને વરદાન આપે છે. પછી દેવદાનવ યુદ્ધની, અંધક વધની, મહિષાસુર વધની, ઉમા જન્મની વગેરે અનેક વાતો આવે છે, પછી બલિના વિજયની, કશ્યપ અને અદિતિએ કરેલ ભગવાનની સ્તુતિની વગેરે અનેક વાતો આવે છે. પછી વામનનો જન્મ, બલિએ પોતાનું કહ્યું ન માન્યાથી પ્રલ્હાદે બલિને આપેલો શાપ અને છેવટ મુખ્ય વામનચરિત્ર આવે છે. હવે વામનોક્ત પ્રલ્હાદનું ચરિત્ર હરિવંશ પછીનું પણ ભાગવત અને વિષ્ણુ પ્હેલાંનું લાગે છે, અને દેવી માહાત્મ્ય તથા મહિષાસુરવધ, ચંડમુંડ-વધ, શુંભનિશુંભવધ વગેરે કટકાઓ માર્કંડેયના દેવી માહાત્મ્ય પ્હેલાંના લાગે છે. વળી અન્ધકાસુરવધ, દક્ષયજ્ઞભંગ, પાર્વતીજન્મ વગેરે શૈવ પ્રસંગો સ્કંદ, લિંગ અને કૂર્મ કરતાં જૂના લાગે છે.

વિષ્ણુના હૃદયમાં શિવનાં દર્શનનું વર્ણન કરવાની બાબતમાં આ પુરાણ કૂર્મને મળતું આવે છે. વામનપુરાણમાં ગજેંદ્ર મોક્ષ પણ છે.

ઉપર કહેલા વૈષ્ણવ, શૈવ, અને દેવીના મુખ્ય પ્રસંગો શિવાય થોડી તીર્થ માહાત્મ્યની વાત પણ છે. સંક્ષિપ્ત ભુવનકોશ વર્ણન છે અને અશૂન્ય દ્વિતીયા, કાલાષ્ટમી વગેરે કોઇક વ્રતોની વાત પણ છે. ટુંકામાં નવાં સર્વસંગ્રહી પુરાણોમાં વામનપુરાણ લાગે છે. બીજી રીતે ભાગવત કરતાં જૂનું છે એટલે મુખ્યત્વે સાતમા શતકની આસપાસનું હોવાનો સંભવ ખરો પણ આખું જુદા જુદા કટકાઓનું બનેલું છે એટલે પાછળના પ્રક્ષિપ્ત કટકાઓ પણ કોઇક હોય તો ના ન કહેવાય.

## વરાહપુરાણ

વરાહ પુરાણ એ નામ ઉપરથી સૂચિત થાય છે તેમ ખરેખર વૈષ્ણવ પુરાણ છે. જો કે પુરાણોનાં નામ ઉપર બહુ ભરોંસો રાખવા જેવું નથી કારણ કે કૂર્મ વરાહ પેઠેજ વિષ્ણુના અવતારનું નામ છે. છતાં કૂર્મ પુરાણ શૈવ પુરાણ છે. વરાહ પુરાણમાં તો કેટલાક અધ્યાયોને અન્તે વરાહ પુરાણને ભગવચ્છાસ્ત્ર કહેલું છે, અને સમગ્ર રીતે વરાહ પુરાણના કેટલાક અધ્યાયો ભાગવતશાસ્ત્રના કોઈ જૂના ગ્રન્થના કટકાઓ જણાય છે. બાજી તરફથી મહિષાસુરવધ ( અ. ૯૪ ) જેવા દેવી માહાત્મ્યના અને અન્ધકાસુરવધ ( અ. ૧૭૩ ) જેવા શિવ માહાત્મ્યના અધ્યાયો આ પુરાણમાં છે. મતલબ કે શિવ વિષ્ણુના ઝગડાઓનો જમાનો શરૂ થયા પહેલાં આ પુરાણ રચેલું છે. વળી વરાહ પુરાણમાં સર્ગ, પ્રતિસર્ગ વગેરે પ્રાચીન પૌરાણિક વિષયોનું વર્ણન નથી એમ કહીએ તો ચાલે, બે ચાર અધ્યાયોમાં જે મળે છે તે પણ ત્રુટિત અને અલ્પ છે. વૈષ્ણવ ભક્તિ ઉપરાંત આ પુરાણનો મુખ્ય વિષય વ્રતો છે. પ્રતિપદાથી આરંભી પુનમ સુધીની તિથિઓનાં વ્રતો કહેલાં છે. વિષ્ણુની દ્વાદશી, ધર્મની ત્રયો-

દશી અને શંકરની શિવ ચતુર્દશી કહેલ છે. ( અ. ૨૨. ૨૩ ) વ્રતો ઉપરાંત અન્ન દાન, તિલધેનુ દાન, જલધેનુ દાન, રસધેનુ દાન વગેરે દાનો કહેલાં છે.

વ્રતો અને દાનોની બાબતમાં આ પુરાણ મત્સ્ય પુરાણનો ઉતારો કરતું હોય એવું દેખાતું નથી. કેટલાંક તીર્થ માહાત્મ્યો પણ વરાહ પુરાણમાં મળે છે. ૨૧૮ અધ્યાયોના આ પુરાણની આખી અનુ-ક્રમણિકા આપવાની જરૂર નથી પણ ઉપર આ પુરાણના મુખ્ય વિષયનો નિર્દેશ કર્યો છે.

વરાહ પુરાણમાં વંશાવળી નથી જ. પણ સર્ગ વર્ણન બીજા અધ્યાયમાં છે: જેની દાર્શનિક છાપ વિષ્ણુ પુરાણ કરતાં પ્રાચીનતર છે. પછી ભુવનકોશ વર્ણન અ. ૭૪ થી ૮૯ અધ્યાયોમાં છે. તેમાં ભારત વર્ષ વર્ણન ૮૫ મા અધ્યાયમાં છે. આમાં ભારત વર્ષના ફક્ત પર્વતો અને નદીઓનું જ વર્ણન છે. **મહેન્દ્રો મલયઃ સહ્યઃ** એ એક શ્લોક ( જુઓ વાયુ. પુ. અ. ૪૫ શ્લો. ૮૮ ) ઉતારી પછી ગદ્યમાં જ વર્ણન છે. આ પ્રસંગમાં વિષ્ણુ પુરાણે વાયુ, મત્સ્ય, માર્કંડેયમાં કહેલાં નદીઓનાં નામોમાંથી થોડાં જ આપ્યાં છે, જ્યારે વરાહ પુરાણે વધારે આપ્યાં છે. બાકી વાયુ વગેરેમાં કહેલાં ભારત વર્ષના જુદા જુદા જનપદોનાં નામો નથીજ આપ્યાં અને વિષ્ણુ પુરાણે ટુંકામાં આપ્યાં છે.

વરાહ પુરાણના સમય માટે વિલ્સન સાહેબે લખ્યું છે કે આ પુરાણમાં વૈષ્ણવ ધર્મનું ઘણું પ્રાચીનરૂપ નથી માટે આ પુરાણ બારમા શતકની શરૂઆતનું છે. પણ વિલ્સન સાહેબના વખતમાં વૈષ્ણવધર્મના ઇતિહાસની માહિતીજ ઘણી ઓછી હતી. મતલબ કે વરાહ પુરાણમાં વૈષ્ણવ ધર્મનું બહુ પ્રાચીનરૂપ નથી એ વાત ખરી છે. પણ બહુ પ્રાચીનરૂપ તો મહાભારતમાં મળે છે અને મહાભારત કાળનું આ પુરાણ નથી એમાં શંકા નથી. વળી વિલ્સન સાહેબ આ પુરાણને બારમા શતકની શરૂઆતમાં મુકે છે. એનું કારણ એમને

ભાગવત પ્હેલાંનું આ પુરાણ લાગે છે એ હોવું જોઇએ એમ મારો તર્ક છે. પણ હવે ભાગવતનેજ આપણે નવમા શતકમાં મુકીએ છીએ અને વરાહ ઉપર ભાગવત પુરાણની કાંઈ અસર નથી એ તો ચોક્કસ છે. મને તો વિષ્ણુ પુરાણની પણ કાંઇ અસર દેખાતી નથી. શાંકર વેદાંતની પણ કયાંય અસર નથી, અને જે વિષ્ણુની સ્તુતિઓ છે તે વિષ્ણુ પુરાણની સ્તુતિઓ કરતાં સાદી અને ઓછી જ્ઞાનગર્ભ છે. આ બધું જોતાં વિષ્ણુ પુરાણની પ્રસિદ્ધિ પહેલાં એટલે નવમા શતક પ્હેલાં આ પુરાણ રચાયું છે. કદાચ આઠમા શતકમાં કે બહુ તો સાતમાના અન્તમાં પણ એથી બહુ જૂનુંએ નથી. કારણ કે વ્રતો, દાનો, અને તીર્થ માહાત્મ્ય પુષ્કળ છે. તીર્થ માહાત્મ્યમાં કેટલાંક નવાં તીર્થ નામો છે પણ સૌથી મોટું મથુરા માહાત્મ્ય છે. (અ. ૧૫૨ થી ૧૬૯ સુધીમાં વચ્ચે વચ્ચે બીજી વસ્તુ છે ખરી) અને તેમાં મથુરાન્તર્ગત વિશ્રાન્તિ ક્ષેત્રનું પણ માહાત્મ્ય છે (અ. ૧૬૭) આ વિશ્રાન્તિ ક્ષેત્ર તે હાલનો વિશ્રામ ઘાટ તો નહિં હોય? ગમે તેમ પણ મથુરા વૈષ્ણવ તીર્થ ગણાવા માંડયા પછી વરાહ પુ. ના આ અધ્યાયો લખાયા હોવા જોઇએ. મથુરામાં ગુપ્ત સમય પહેલાં શકોનું રાજ્ય અને જૈન બૌદ્ધોનું જોર હતું. ગુપ્ત કાળમાં વૈષ્ણવ ધર્મે જોર કર્યું હશે પણ યુવાન ચંગના વખત સુધી બૌદ્ધ ધર્મનું કાંઇક જોર હતું ખરૂં.

બીજું વિષ્ણુના અવતારો ગણાવતાં પાછળથી સર્વમાન્ય થયેલા મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથી રામ, કૃષ્ણ બુદ્ધ અને કલ્કી એ દશ ગણાવ્યા છે. ભાગવતમાં અનેક સ્થળે જુદી જુદી રીતે દશ કરતાં વધારે અવતારોની ગણતરી મળે છે. પણ નવમા અવતારી તરીકે બુદ્ધના નામ સાથે ઉપર પ્રમાણે દશાવતારનું વર્ણન કરતો પૌરાણિક શ્લોક ઈ. સ. [illegible] શતકના ઉત્કીર્ણ લેખમાં મળે છે, (જુઓ મહાબલિપુરના આ[illegible] વરાહ પેરૂમલ મંદિરનો લેખ–Memoirs of the Archaeological Sur-

vey of India No. 26, 1926 ) એથી જૂના કાળનો ઉલ્લેખ મારા જાણુવામાં નથી.

વળી સૌકર ક્ષેત્ર માહાત્મ્ય ( અ. ૧૨૩ ) કહેલું છે અને આવું પુરાણુ વારાહ પૂજા પ્રચલિત થયા પછીજ લખાય, હવે વરાહ મંદિરનો પ્હેલો ઉલ્લેખ તોરમાણુના એરણુના શિલાલેખમાં મળે છે. આ લેખ ઇ. સ પાંચમા શતકના અન્તનો છે ( જુઓ વૈષ્ણુવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૮૦ ) અને ઇ. સ. ૫૦૦ પછીના બે ત્રણ સૈકામાં તો વરાહ, વામન અને નરસિંહનાં અનેક મંદિરો આ દેશમાં ઉભાં થયાં દેખાય છે.

વરાહ પુરાણોક્ત દક્ષ વધ ભાગવતોક્ત દક્ષ વધથી જુદો જ છે, વરાહોક્ત પાર્વતી લગ્ન કથા મત્સ્ય પુ. અને કુમાર સંભવથી જુદી જ છે. વરાહ પુરાણુમાં એક સ્થળે માયાના સ્વરૂપનું વર્ણુન છે ( અ. ૧૨૫ ) આ વર્ણુનમાં ગીતા અને મહાભારતને અનુસરતો માયાનો અર્થ કર્યો છે. " ચંદ્રમા ૧૫ દિવસ વધે અને ૧૫ દિવસ ઘટે. જ્યાં વૃષ્ટિ થાય ત્યાં પાણી પુષ્કળ મળે, કયાંક દેશ નિર્જળ થાય વગેરે મારી માયા છે " ( શ્લો. ૯ ) વગેરે ભગવાનની સૃષ્ટિમાં દેખાતી અદશ્ય શક્તિ એ માયા એવું વર્ણુન કર્યું છે, આમાં પણુ ભાગવત કે શંકરાચાર્યની છાપ નથી.

ભાગવત અને વિષ્ણુ પુ. માં નથી એવી શામ્બને શાપથી ગળત્કોઢ થયાની અને તેણે સૂર્ય ભક્તિ કર્યાની કથા વરાહ પુ. માં છે. આ કથાનું મૂળ ભવિષ્યપુરાણુ છે એમ વરાહના જ શબ્દો લાગે છે. ( અ. ૧૭૭ ) આ અધ્યાયમાં શામ્બે મૂલ સ્થાનમાં અને મથુરામાં સૂર્યની મૂર્તિની સ્થાપના કર્યાનું કહ્યું છે. ઇ. સ. પાંચમા શતકથી આ દેશમાં સૂર્યની મૂર્તિઓની સ્થાપના થતી હોવાના પુરાવા મળે છે. અને મૂલ સ્થાન ( મુલતાન ) માં સૂર્યની ભક્તિનો ઇ. સ. સાતમા શતકમાં પ્રચાર હોવાનું હુવાન ચંગના કહેવાથી જણાય છે.

આ બધું જોતાં ઇ. સ. આઠમા શતકની આસપાસમાં આ પુરાણ રચાયું હોવાનો સંભવ લાગે છે. પણ ડા. રાજેન્દ્રલાલ મિત્રે એક નોંધ કરી છે કે નેપાળમાં સ્વયંભૂનાથ નામનું બૌદ્ધ તીર્થસ્થાન છે. આ સ્વયંભૂનાથ ચૈત્યનું વર્ણન બૌદ્ધસ્વયંભૂ પુરાણમાં મળે છે. આ સ્વયંભૂ પુરાણના લેખક મંજૂશ્રી દશમા શતકના આરંભમાં થયા છે અને આ તીર્થ ઇ. સ. નવમા શતકનું છે. આ તીર્થનો ઉલ્લેખ વરાહ પુરાણ ( અ. ૨૧૮ શ્લો. ૩૮ ) માં મળે છે. ( જુઓ Sanskrit Buddhist Literature of Nepal P. 241 ) આ પુરાવો જોતાં વરાહ પુરાણનો આ અધ્યાય દશમા શતકથી પ્રાચીન ન હોવો જોઇએ. પણ આખું પુરાણ એ કાળનું હશે એમ માનવાનું કારણ નથી. બધાં પુરાણોમાં પાછળથી થોડા ઘણા ઉમેરા થયા જ છે.

બંગાળ એશીઆટીક સોસાઇટી તરફથી કલકત્તામાં ઇ. સ. ૧૮૯૩માં છપાયલી વરાહ પુરાણની પ્રતમાં ૧૦૭૦૦ શ્લોક છે. પણ છેલ્લા ૨૧૮ મા અધ્યાયમાં ઘણી ખરી હસ્તપ્રતોમાં એક શ્લોક મળે છે, જેનો અર્થ વિ. સં. ૧૬૨૧ માં વીરેશ્વર સાથે માધવભટ્ટે કાશીમાં આ પુરાણ લખ્યું છે એવો થાય છે. આ શ્લોક જુદા જુદા ભાગની પ્રતોમાં મળે છે, એ સંપાદકને કોયડો લાગે છે અને છેક ૧૬૨૧ માં પુરાણ રચાયું હશે એમ તેને શંકા પડે છે ( જુઓ પ્રસ્તાવના ) પણ મને એવી શંકા કરવાનું કારણ નથી લાગતું. સંપાદકને મળેલી પ્રતો મૂળ કાશીની એક પ્રત ઉપરથી લખાઈ હોવાનો સંભવ છે. મત્સ્ય પુ. અને નારદ પુરાણની પુરાણસૂચિના વર્ણન સાથે હાલનાં વરાહ પુરાણનો બરાબર મેળ બેસતો નથી એ જોતાં આ પુરાણ ઘણા વખત સુધી બહુ પ્રસિદ્ધ નહિ હોય એમ લાગે છે.

## કૂર્મપુરાણ

કૂર્મપુરાણમાં જો કે કૂર્મ વક્તા છે પણ આ પુરાણ તો શૈવ

જ છે. શૈવપુરાણોમાં આ પુરાણ વાયુ પછીનું પણ સ્કંદ અને લિંગ પ્હેલાંનું લાગે છે. વળી આ પુરાણમાં પણ વામનપુરાણ પેઠે બધા વિષયો છે. અલબત્ત વિસ્તાર વધારે છે. સૃષ્ટિવર્ણન, કાલવર્ણન, કેટલુંક વંશવર્ણન, ભુવનકોશવર્ણન, મન્વન્તરવર્ણન વગેરે મુખ્ય પૌરાણિક વિષયો ઓછે વધુ અંશે આ પુરાણમાં છે ખરા.

પછી શૈવ અંશોમાં દક્ષયજ્ઞભંગ, શ્રી કૃષ્ણે પુત્રની ઇચ્છાથી ઉપમન્યુના ઉપદેશ પ્રમાણે કરેલું શિવારાધન, વારાણસી માહાત્મ્ય, પાર્વતી જન્મ તથા વિવાહ અને લિંગોત્પત્તિ વગેરે પ્રસિદ્ધ શૈવ વિષયો છે. અલબત્ત બીજાં પુરાણો કરતાં આ પુરાણનાં આ વર્ણનમાંયે કેટલેક ઠેકાણે ફેર આવે છે. લિંગ પૂજાની બાબતમાં આ પુરાણના પૂર્વાર્ધમાં એક વાત છે અને ઉત્તરાર્ધમાં બીજી છે. પૂર્વાર્ધમાં વિષ્ણુ સમુદ્રમાં પ્રલય કાલે સુતા હતા ત્યાં એણે જ્યોતિરૂપ લિંગ જોયું અને તેના છેડા જોવા પોતે અને બ્રહ્મા ગયા પણ પાર ન પામ્યા એ રીતે કથા છે. જ્યારે ઉત્તરાર્ધમાં કર્મમાં આસક્ત મુનિઓને બોધ આપવા સ્ત્રી વેષધારી વિષ્ણુ સાથે એક વખત શંકર દારૂવનમાં ફરતા હતા ત્યાં મુનિઓએ આક્ષેપ કરવાથી શિવે લિંગ કાપી નાખ્યું એ રીતે કથા છે. આ ઉપરથી ઉત્તર ભાગ પાછળનો લાગે છે. ઉત્તર ભાગ પાછળનો હોવાના બીજા પણ પુરાવા છે.

ઉત્તરાર્ધ અ–૧૧માં પાશુપત યોગની પ્રશંસા કરી છે અને આગળ ચાલતાં વ્યાસગીતામાં પાખંડી વિકર્મસ્થ અને વામાચારીઓ સાથે પંચરાત્ર અને પાશુપતોની નિંદા કરી છે. જુઓ અ–૧૬ શ્લો. ૧૫ એનો અર્થ એટલો જ કે આ સ્મૃતિ જેવો આખો ભાગ બીજેથી ઉતાર્યો છે. કૂર્મપુરાણમાં ગીતામાંથી તથા સ્મૃતિઓમાંથી આવા ઉતારા ઘણા છે.

આ પુરાણમાં નરસિંહ અવતારની વાત જુદી જ રીતે છે. એમાં પ્રહ્લાદની ભક્તિની કથા વિષ્ણુ કે ભાગવતને અનુસરતી નથી. પણ વામનપુરાણને અનુસરતી છે. વળી શિવ અને વિષ્ણુની એકતા ઉપર બહુ ભાર વારંવાર મુકયો છે:—

यो विष्णुः स स्वयं रुद्रो यो रुद्रः स जनार्दनः ॥

कू. पू. अ-१७, ९०

વગેરે અનેક વચનો જુઓ.

વળી કાપાલ, નાકુલ, વામ, ભૈરવ, પંચરાત્ર તથા પાશુપત એ બધાંને મોહશાસ્ત્ર કહ્યાં છે.

એજન અ-૧૬ શ્લો. ૧૮, ૧૯

દક્ષયજ્ઞભંગની વાત ટુંકી અને લિંગ તથા સ્કન્દ કરતાં સારી છે, ધ્રુવને પણ નારાયણ ભક્ત કહ્યા છે. એ ઉપરથી વિષ્ણુપુરાણ પછીનું આ લાગે છે.

કૂર્મપુરાણના ઉત્તરાર્ધમાં ઇશ્વરગીતામાં ભગવદ્ગીતાના પુષ્કળ ઉતારાઓ સાથે યોગમિશ્રિત શિવભક્તિનો ઉપદેશ છે. પણ તેના બીજા અધ્યાયમાં જે અદ્વૈતવાદ છે તેમાં શાંકર મતના સ્પષ્ટ શબ્દો છે અને પછી વ્યાસગીતામાં સ્મૃતિનાં આચાર અને પ્રાયશ્ચિત્ત પ્રકરણો સાથે શિવ ભક્તિની વાતો છે. તેમાં મનુસ્મૃતિમાંથી પુષ્કળ ઉતારા છે. છેલ્લા ભાગમાં શૈવ તીર્થોની નોંધ છે, જેમાં કપાલમોચન, કાલંજર, રામેશ્વર, કેદાર, ગોકર્ણ, પ્રભાસ વગેરે અનેક તીર્થોની વાત છે.

ટુંકામાં આ કૂર્મપુરાણ વામન અને વિષ્ણુપુરાણ પછીનું છે અને ઉત્તર ભાગ તો શંકરાચાર્ય પછીનો દેખાય છે. પૂર્વ ભાગમાંયે હિમાલયે કરેલી દેવી સ્તુતિ છે તે શાક્ત તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોવા જેવી છે. એમાં શાક્ત અદ્વૈતવાદ ચોખ્ખો દેખાય છે.

વૈષ્ણવ અંશોમાં કૂર્મ, વરાહ, વામન, નરસિંહ, રામ અને કૃષ્ણ વિષે ટુંકી કથાઓ છે. રાજાઓએ મુખ્યત્વે વિષ્ણુની ઉપાસના કરવી જોઈએ; કારણ કે રાજ્ય પાલનરૂપ વિષ્ણુનું કાર્ય કરવાનું છે ( પૂ. અ. ૨૨ ) વગેરે વચનો શૈવ વૈષ્ણવ વચ્ચેના તીવ્ર વિરોધ પ્હેલાનાં છે.

## ભાગવત

પુરાણોમાં શ્રીમદ્‌ભાગવત ઘણી રીતે ભાત પાડે છે. ઘણાં પુરાણો સંગ્રહાત્મક છે, જુદે જુદે સ્થળેથી, મહાભારતમાંથી, રામાયણમાંથી, બીજાં પુરાણોમાંથી, કંઠસ્થ પૌરાણિક સાહિત્યમાંથી, વૈષ્ણવ, શૈવ, શાક્ત વગેરે સાંપ્રદાયિક સાહિત્યમાંથી એમ અનેક સ્થળેથી વસ્તુનો અને ઘણીવાર શબ્દોનો પણ સંગ્રહ કરે છે. પણ શ્રી ભાગવત એક કર્તાની સ્વતંત્ર રચના છે. અલબત્ત વસ્તુનો સંગ્રહ ભાગવતકારે પણ અનેક મૂળમાંથી કર્યો છે, પણ આખી કાવ્ય રચના ભાગવતકારની સ્વતંત્ર છે. દા. ત. વાયુપુ. મત્સ્યપુ. હરિવંશ વગેરેની પ્રથાને અનુસરી વિ. પુરાણે ચોથા અંશમાં સ્યમન્તક આખ્યાન ઉતાર્યું છે અને કૃષ્ણચરિત્ર આખું તો પાંચમા અંશમાં આપ્યું છે.

પણ શ્રી ભાગવતે સ્યમન્તકાખ્યાનને યોગ્ય રીતે કૃષ્ણચરિત્રનો જ ભાગ ગણીને કૃષ્ણચરિત્રમાં જ દશમસ્કંધમાં આપ્યું છે. મતલબ કે વિષ્ણુપુરાણ વૈષ્ણવ ગ્રંથ હોવા છતાં મુખ્યત્વે પુરાણ જ રહે છે, પણ ભાગવત પુરાણત્વને ગૌણ કરીને સંપૂર્ણ વૈષ્ણવ ગ્રંથ બની જાય છે.

શ્રી ભાગવત મુખ્યત્વે વિષ્ણુપુરાણને અનુસરે છે. અને મોટે ભાગે વિ. પુ.ના ક્રમમાં ચાલે છે છતાં ભાગવતકારની રચના સ્વતંત્ર હોવાથી ક્રમમાં ફેરફાર પણ દેખાય છે. વળી વિષ્ણુપુરાણ ઉપરાંત ભાગવતે બીજાં અનેક પુરાણોમાંથી વસ્તુનો સંગ્રહ કર્યો છે. વિ. પુ. ને જેની ખબર છે એવાં વાયુ, મત્સ્ય, હરિવંશ, બ્રહ્મ તો ભાગવતકારના જાણવામાં હોવાં જ જોઇએ પણ તે ઉપરાંત માર્કંડેયની ભાગવતકારને ખબર છે. હરિશ્ચન્દ્રે સત્ય માટે અપાર કષ્ટ સહન કર્યાની વાત માર્કંડેયમાં અને પદ્મપુરાણમાં છે, પણ ભાગવતકારને એની ખબર છે. દત્તાત્રેયની કથા પણ ભાગવતકારે ( ભા. ૪–૧ માં ) માર્કંડેયમાંથી લીધી લાગે છે.

આ ઉપરાંત ભાગવતકારને પુષ્કળ શૈવ કથાઓની ખબર છે. અને શૈવપુરાણો સાથે સરખાવતાં ભાગવત કૂર્મપુરાણ પછીનું અને લિંગ, સ્કન્દના ઘણા ભાગો તથા શિવપુરાણ કરતાં જૂનું લાગે છે.

વામનપુરાણમાં કહેલું વામનચરિત્ર ભાગવત કરતાં જૂનું જણાય છે. ગરૂડ, (બ્રહ્માંડ શિવાય) અગ્નિ ભાગવતનાં સમકાલીન હશે અને પદ્મ તથા સ્કંદપુરાણમાં ભાગવત માહાત્મ્ય મળે છે એ ઉપરથી તથા બીજા ભાગોમાં ભાગવતની અસર દેખાય છે માટે એ બે પુરાણોનો ઘણો ભાગ ભાગવત પછીનો છે. ટુંકામાં પુરાણોમાં ભાગવતનું સ્થાન જોતા ભાગવત ઈ. સ. નવમા શતકના આરંભનો ગ્રંથ લાગે છે.

શ્રી ભાગવતને વિષ્ણુ પુરાણ સાથે સરખાવીને એની આખી અનુક્રમણિકા અહિં આપવાનો પ્રયત્ન નથી કર્યો, વિસ્તારભય એ એક કારણ તો છે જ પણ એવી જરૂર નથી, ભાગવત ઘણું પ્રસિદ્ધ છે, પુરાણોમાં સૌથી વધારે પ્રસિદ્ધ ભાગવત જ છે એટલે એમાં શું શું છે એ મોટે ભાગે નિરક્ષર વર્ગમાં પણ જાણીતું છે. કૃષ્ણચરિત્ર દશમ સ્કંધમાં છે અને એકાદશમાં જ્ઞાનવાર્તા છે એ કોનાથી અજાણ્યું છે ?

ભાગવત વિષ્ણુ પુરાણને અનુસરે છે અને વિષ્ણુ પુરાણ પાછીનું છે એ તો એને સરખાવવાથી તરત સમજાઈ જાય એવી વાત છે. વિ. પુ. ના પાંચમા અંશમાં કૃષ્ણચરિત્ર છે અને તે ભાગવતના દશમા સ્કંધમાં છે. ભાગવતની કથા વિષ્ણુની કથાને ઘણી વાર શબ્દશઃ અનુસરે છે, પણ વધારામાં કેટલુંક ઉમેરે છે. દા. ત. તૃણાવર્તવધ, કૃષ્ણે માટી ખાઇને મોઢામાં વિશ્વ દેખાડયું કૃષ્ણ દોરડાથી ન બંધાયા તે, વત્સાસુર, બકાસુર, અને અઘાસુરના વધો, વત્સહરણ, વસ્ત્ર હરણ વગેરે અનેક કૃષ્ણલીલાના પ્રસંગો ભાગવતમાં વધારે છે. એટલું જ નહિ પણ એક જ પ્રસંગમાં ભાગવત વિષ્ણુ પુરાણથી કેવી રીતે આગળ ચાલે છે એ નીચેના દાખલાથી સમજાશે. વિ. પુ. અં. ૫. અ. ૨૩ માં અને ભાગવત ૧૦–૫૧માં મુચુકુન્દને ગુફામાં કૃષ્ણ દર્શન થયાની કથા છે. આ પ્રસંગમાં વિ. પુ. માં કાળયવન ભસ્મ થઈ ગયા પછી શ્રીકૃષ્ણને જોઈને મુચુકુન્દ પૂછે છે કે " આપ

કોણ છો ?" અને ભગવાન જવાબ આપે છે કે "હું ચંદ્રવંશમા ઉત્પન્ન થએલા યદુવંશમાં જન્મેલા વસુદેવનો પુત્ર છું" એટલા જ શબ્દોમાં પ્રશ્નોત્તર થયા પછી મુચુકુન્દ કૃષ્ણને શ્રી વિષ્ણુના અંશ રૂપે ઓળખી સ્તુતિ કરે છે. ભાગવતમાં આ પ્રસંગમાં મુચુકુન્દ પ્હેલાં તો વિ. પુ. ના જ શબ્દો 'આપ કોણ છો' બોલે છે, પણ ભાગવતકારને એ સાદા શબ્દોથી સંતોષ શી રીતે થાય ? એટલે એ પ્રશ્નનો તમે કોણ અગ્નિ છો ? સૂર્ય છો ? ચંદ્ર છો ? મહેન્દ્ર છો ? વગેરે આઠ શ્લોકમાં વિસ્તાર કરે છે, જેમાં પોતે કોણ છે એ પણ કહી જાય છે. પછી શ્રી કૃષ્ણ પોતે કોણ છે તેનો "મારા હજારો જન્મ, કર્મ અને નામ છે, અરે અનન્ત હોવાથી ગણી શકાય એમ નથી" વગેરે પોતાના પરમેશ્વર રુપનું વર્ણન કરી આઠ શ્લોકમાં જવાબ આપે છે, પછી મુચુકુન્દ સ્તુતિ કરે છે, આ બેય સ્તુતિ સરખાવાથી ભાગવતના વિચારો વિ. પુ. થી કેવી રીતે આગળ છે તે સમજાશે. આ પ્રકારના દાખલાઓ પાર વગરના છે પણ તે ઉતારવાની જરૂર નથી. વિષ્ણુ પુરાણ પછી ભાગવત રચાયું છે એ મત પુરાતત્ત્વજ્ઞોને માન્ય જ છે.

ભાગવતમાં વિષ્ણુ પુરાણ કરતાં જે આ વધારો દેખાય છે તે ક્યાંથી આવ્યો ? એ ટુંકામાં ભાગવતનો સમય ( પા. ૧૧૬ ) માં કહ્યું છે. અહીં એક વધારે દાખલો આપું છું. ભાગવત જે પ્રદેશમાં 'વાસુદેવ ભક્તો થશે' એમ કહે છે તે પ્રદેશમાં ભક્તવૃંદોમાં શ્રી કૃષ્ણલીલા ખૂબ ગવાતી હશે અને નવાં નવાં ભક્તચરિત્રોનો પ્રચાર થતો હશે. રાધાની કલ્પના આ ભક્તવૃંદોમાં જ ઉત્પન્ન થઇ છે ( જુઓ 'નરસિંહ મહેતાના કોયડા'નો વિચાર–પ્રસ્થાન ૧૯૮૩ પા. ૧૬૩–૬૪ ) વસ્ત્રહરણ લીલા જેવી લીલાઓ પણ આ ભક્તોએ પ્રચલિત કરેલી છે અને ભાગવતકારે આ સર્વ લોક સાહિત્યનો લાભ લીધો છે. શ્રી આન્દાલનામની આલવાર વૈષ્ણવ કુમારીનાં તામિલ સ્તોત્રોમાં ગોપી વસ્ત્રહરણની તથા બ્રાહ્મણ કન્યાઓનાં

કાન્યાયની વ્રતની વાત આવે છે. આ કવિભક્ત સ્રીનો સમય ઇ. સ. ૮૫૦ ની આસપાસનો તામિલ પંડિતો ઠરાવે છે. ( જુઓ The Journal of the Oriental Research April 1927 p, 169 ):

ટૂંકામાં ભાગવતનો સમય મને તો ઈ. સ. નવમા શતકનો આરંભ લાગે છે. ભાગવત વિષે 'ભાગવતનો સમય' તથા 'ભાગવતનું અદ્વૈત દર્શન' એ બે લેખોમાં ઘણું કહ્યું છે. હજી ઘણું કહેવા જેવું બાકી રહે છે. પણ તેનો અહિં સમાસ થઈ શકે એમ નથી.

## લિંગપુરાણ

નામ પરથી જણાય છે તેમ લિંગપુરાણ શૈવપુરાણ જ છે. મત્સ્યોક્ત પુરાણાનુક્રમણિકામાં લિંગપુરાણના અગીઆર હજાર શ્લોકો કહ્યા છે અને હાલમાં ૧૧ હજાર મળે છે. લિંગપુરાણના પૂર્વ ભાગ અને ઉત્તર ભાગ એવા બે ભાગ છે. પૂર્વ ભાગમાં સૃષ્ટિની ઉત્પત્તિ, કલ્પ, યુગધર્મનિરૂપણ, ભુવનકોશવર્ણન, સૂર્યચંદ્રવંશવર્ણન વગેરે પૌરાણિક વિષયો ટૂંકામાં મળે છે પણ મોટો ભાગ તો લિંગોત્પત્તિ, લિંગપ્રતિષ્ઠા, દધીચિચરિત, પાર્વતી વિવાહ, દક્ષયજ્ઞનાશ, પશુપાશ મોક્ષનું વિવરણ, ત્રિપુરાખ્યાન, અંધકાખ્યાન, શૈવ વ્રતો, ઉપમન્યુ કથા વગેરે શૈવ વિષયોથી ભરેલો છે. પણ એ ઉપરાંત વરાહચરિત અને નૃસિંહચરિતના અધ્યાયો પણ છે. અને ઉત્તર ભાગમાં વિષ્ણુ માહાત્મ્યનું કથન, અંબરીષકથા, દાનો, શ્રાદ્ધ પ્રકરણ, શિવમાહાત્મ્ય, શિવપૂજા વિધિ વગેરે પરચુરણ વિષયો છે.

આ પુરાણ શૈવ છે એમાં તો કાંઇ શંકા જ નથી. કાશી અને શ્રી શૈલ એ શૈવતીર્થોનું પણ વર્ણન કરે છે. મત્સ્યપુરાણની અનુક્રમણિકામાં કહેલું લિંગપુરાણ આ જ છે એમ વિલ્સન સાહેબ કહે છે. આ પુરાણના સમયનો વિચાર કરતાં શ્રીશંકરાચાર્યે વિષ્ણુસહસ્ર નામ ભાષ્ય અને સનત્સુજાતીય ભાષ્યમાં લિંગપુરાણમાંથી ઉતારા

કર્યા છે, એમ ત્ર્યં. ગુ. કાળે કહે છે, પણ આ વિષ્ણુસહસ્ર નામ ભાષ્ય વગેરે ગ્રંથો આદ્ય શંકરાચાર્યના નથી એમ મેં પુરાણાનુક્રમણિકાના અવલોકનમાં જ કહ્યું છે, એટલે એ પુરાવાને ન ગણીને જ વિચાર કરવાનો રહે છે. સ્કંદ પુ. ના માહેશ્વરખંડનો પ્હેલો ભાગ લિંગપૂજાના મહિમાથી ભર્યો છે. લિંગપુરાણમાં પણ લિંગપૂજાનો મહિમા કહેલો છે. મને આ વિષયમાં લિંગપુરાણ પ્રાચીનતર જણાય છે. લિંગનાં ભાષા પદ્યરચના વગેરે સ્કંદ કરતાં પ્રાચીન જણાય છે.

સ્કંદ પુ. મા. ખં.ના કૌ. ખંડમાં વિષ્ણુભક્ત ઐતરેયની કથા છે. ( જુઓ **अ. ४२** ). એજ કથા લિંગપુરાણના ઉત્તર ભાગના ૭મા અધ્યાયમાં છે, બેય સરખાવતાં સ્કંદે લિંગની સરસ વાતનો ઘણો વિસ્તાર કર્યો છે. વળી એ પ્રસંગ મહીસાગર સંગમતીર્થમાં બન્યો એમ કહ્યું છે. સ્કંદમાં ભાગવતના શ્લોકોનો અનુવાદ મળે છે, જે લિંગમાં નથી.

દક્ષયજ્ઞભંગ અને પાર્વતી વિવાહનું લિંગોક્ત વર્ણન સ્કંદ અને ભાગવત કરતાં જૂનું જણાય છે. પણ તેમાં શંકર અને વિષ્ણુ વચ્ચે યુદ્ધ થયાનું અને વિષ્ણુ હાર્યાનું વર્ણન છે. એટલે વાયુપુરાણ કરતાં લિંગ અર્વાચીન લાગે છે ( **लिङ्ग पूर्व भाग अ. ९९, १००** )

લિંગપુરાણોક્ત ટૂંકું કૃષ્ણચરિત્ર વિષ્ણુપુરાણને અનુસરતું લાગે છે.

( **लि. पु. पू. अ. ६९** ) ખાસ કરીને બલરામના દેહ ત્યાગની વાત જુઓ. અરિષ્ટ લક્ષણો લિંગપુરાણે વાયુ. પુ. **अ.** ૧૯ માંથી શબ્દશઃ ઉતાર્યાં છે ( જુઓ **पू. भा. अ. ९१** )

લિંગ પુરાણનું ( **पू. भा. अ.** ૯૨ ) નરસિંહ અવતારનું વર્ણન વિષ્ણુ પુરાણના કરતાં ભાગવતને વધારે મળતું છે. વળી હિરણ્યકશિપુને માર્યા પછી નરસિંહનો ક્રોધ શમતો નથી એ વાત વિ. પુ. માં તો નથીજ અને નરસિંહ સામે શંકરની આજ્ઞાથી વીરભદ્રે શરભનું રૂપ લઇને યુદ્ધ કર્યું, અને વિષ્ણુને હરાવ્યા એ આખી વાત શૈવો અને વૈષ્ણવોના વિરોધની છે. **अ.** ૯૫–૯૬

ભાગવતના દુર્વાસા અને અંબરીષના આખ્યાનમાં વિષ્ણુભક્ત અંબરીષથી દુર્વાસા હારી જાય છે. લિંગપુરાણમાં દધીચ નામના શિવભક્ત ઉપર વિષ્ણુનું ચક્ર નકામું જાય છે એ કથા છે.

લિંગપુરાણ અ. ૨૭ થી ૪૪ અધ્યાયો ગોસહસ્ર, તિલધેનુ વગેરે દાનોના અધ્યાયો છે. પુરાણોની અનુક્રમણિકા લિંગ પુરાણે ભા. પુ. ને અનુસરતી આપી છે, જો કે શ્લોક સંખ્યા નથી લખી.

શૈવ પુરાણોમાં વાયુ પછી કૂર્મ પછી લિંગ અને છેલ્લું શિવ પુરાણ એવો ક્રમ લાગે છે. સ્કંદ પુરાણના શૈવ ખંડો ભાગવત પછીના અને શિવપુરાણના સમકાલિન હશે.

સદ્‌ગત કાળે કહે છે તેમ શિવ વિષ્ણુ વચ્ચે વિરોધવાળા લિંગ પુ. ના ભાગો પ્રક્ષિપ્ત હોય અથવા એ વિરોધના આરંભમાં આ પુરાણ રચાયું હોય, ગમે તેમ હો પણ ભાગવતની સીધી અસર વગરનું પણ ભાગવતનું સમકાલિન આ પુરાણ હશે એમ માનવું સયુક્તિક લાગે છે.

## ગરૂડપુરાણ

ગરૂડપુરાણમાં મુખ્ય ત્રણ કાંડ-ભાગ છે. (૧) આચાર અથવા કર્મકાંડ (૨) પ્રેતકાંડ અને (૩) બ્રહ્મકાંડ. પ્હેલા આચારકાંડના ૨૪૦ અધ્યાયોમાં અનેક વિષયો છે. સર્ગાદિપુરાણના જૂના વિષયો આ કાંડમાં કવચિત્ ( જુઓ અ-૪૫ ભુવનકોશવર્ણન, વગેરે ) દેખાય છે પણ મુખ્યત્વે હાલના હિંદુ ધર્મના આચારના વિવિધ વિષયોનું ક્રમ વગર નિરૂપણ છે. દા. ત. પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયંસંધ્યાનું નિરૂપણ છે ( જુઓ અ. ૩૬ ), ગાયત્રી કલ્પનું નિરૂપણ ( અ-૩૭ ) દુર્ગાનાં જપ, પૂજા, હવન, બલિ વગેરેનું નિરૂપણ છે (અ-૩૮), શિવપૂજનવિધિ, મહાશિવરાત્રિ વગેરે વ્રતો, વિષ્ણુનાં પૂજનાદિ, અગીઆરશ વગેરે વ્રતો, આદિત્યાદિ નવ ગ્રહોની દશાનું નિરૂપણ, સંક્ષેપમાં રામાયણ, ભારત, હરિવંશના સારો, ગંગાદિતીર્થોનું વર્ણન, વર્ણાશ્રમધર્મોનુંનિરૂપણ, નીતિનિરૂપણ, મોતી વગેરેનાં મૂલ્ય પરીક્ષાદિનું

નિરૂપણ, યોગપ્રક્રિયા, સંન્યાસધર્મ, શિવ, વિષ્ણ્વાદિનાં માહાત્મ્યો, વગેરે, વગેરે, ટુંકામાં ગરૂડપુરાણ પોતેજ કહે છે તેમ આ ખંડમાં મંત્ર, તંત્ર, જ્યોતિષ, વૈદક, વ્રત, તીર્થ વગેરે સર્વે વિષયો છે. વૈદકના અધ્યાયોમાં વશીકરણયોગો, અદૃશ્યકારધૂપ વગેરે તાંત્રિક પ્રયોગો પણ છે. વધારે શું? માત્ર વૈદકને લગતા ૪૭ અધ્યાયો છે. મતલબ કે વિવિધ ગ્રન્થોમાંથી કરેલા સંગ્રહ રૂપ આ કાંડ છે.

બીજો પ્રેતકાંડ એજ ખરૂં ગરૂડપુરાણ છે. લોકો ગરૂડપુરાણ તરીકે એને જ ઓળખે છે અને હાલના હિંદુઓ મરણ પછીની ક્રિયા આ પ્રેતકાંડને અનુસરી કરે છે તથા મરણ પછીના પ્હેલા દશ દિવસોમાં આ પ્રેતકાંડ સાંભળવાનો ઘણા ભાગમાં રિવાજ છે. આ પ્રેતકાંડના કુલ ૪૯ અધ્યાયો છે અને તેમાં પ્રેતની વિવિધ ગતિનું, મરણ પાછળ પાળવાનાં સૂતકાદિનું, મરણ પાછળ કરવાનાં શ્રાદ્ધાદિનું તથા આ વિષયને લગતું બીજું નિરૂપણ છે. પણ આ આખો કાંડ એક ધારો, એક જ વિષયને ઉદ્દેશીને લખાયેલો છે.

ત્રીજા બ્રહ્મકાંડના ૨૯ અધ્યાયોમાં શ્રી કૃષ્ણભક્તિનું તથા વેંકટાચલ માહાત્મ્યનું નિરૂપણ છે. ત્રણે કાંડો એક બીજાથી સ્વતંત્ર અને જુદા છે.

ગરૂડપુરાણનો મૂળ ભાગ તો પ્રેતકાંડ જ લાગે છે. એ વિષયનું નિરૂપણ બીજા કરતાં ગરૂડપુરાણમાં વધારે વિસ્તારથી કરેલું છે અને અત્યારે માન્ય ગણાય છે. આ પ્રેતકાંડ પછી આચાર કાંડ રચાયો લાગે છે. આચાર કાંડનો રચના સમય મને નીચેનાં કારણોને લીધે લગભગ નવમું શતક લાગે છે. અને પ્રેતકાંડ તે પ્હેલાંના શતકમાં જ રચાયો હશે.

આચાર કાંડનો ૧૪૬મો અધ્યાય સર્વ રોગનિદાનનો છે. આ અધ્યાય એટલે વાગ્ભટના નિદાન સ્થાનનો પ્હેલો અધ્યાય. ( માત્ર પ્હેલો શ્લોક છોડી દીધો છે ) અને બીજા અધ્યાયો પણ નિદાનકાર માધવને નહિ પણ વાગ્ભટને અનુસરે છે.

બીજું ધ્રુવચરિત ટુંકામાં પણ વિષ્ણુપુરાણને અનુસરી કહેલું છે. શ્રીકૃષ્ણચરિત કહેતાં હરિવંશ કહું છું એમ કહેલું છે. કૃષ્ણ-ચરિત ( જુઓ અ. ૧૪૪ )માં તથા આચાર કાંડમાં અન્યત્ર ક્યાંય ભાગવતની છાપ નથી દેખાતી પણ વિષ્ણુપુરાણની દેખાય છે અને વિષ્ણુપુરાણોક્ત યમગીતામાંથી શ્લોકો પણ ઉતારેલા છે ( જુઓ આચાર કાંડ અ. ૨૨૭ ), શિવ અને વિષ્ણુ બેયનાં વ્રતો કહ્યાં છે. પણ વ્રતો વર્ણવતાં દ્વાદશીયુક્ત એકાદશીનું વ્રત કરવાનું કહેલું છે એ જોતાં વિષ્ણુપુરાણ પછી અને ભાગવત પ્રસિદ્ધ થયા પ્હેલાં કદાચ ભાગવતના સમકાલમાં એટલે કે નવમા શતકમાં ગરૂડપુરાણનો આચાર કાંડ રચાયો હોય એ સંભવિત છે. કારણ કે કયાંક કયાંક શાંકર વેદાંતની અસર દેખાય છે ( જુઓ અ. ૨૨૬, ૨૩૬, ૨૩૭, ૨૩૮, ૨૩૯ ).

ત્રીજો બ્રહ્મકાંડ પાછળનો છે; કારણ કે એમાં ભાગવતની પુષ્કળ અસર દેખાય છે. શરૂઆત જ **મહાનામઘ્નાનિ:** એ શ્લોકથી થાય છે. અને આગળ પણ ભાગવતમાંથી અનેક ઉતારા મળે છે ( જુઓ અ. ૫, ૬, ૭ ) એટલું જ નહિં પણ જેણે ભાગવતપુરાણનું શ્રવણ નથી કર્યું તેનો જન્મ વૃથા છે એવાં વચનોથી ભાગવતપુરાણની પ્રશંસા પણ છે.

यैर्नश्रुतं भागवतं पुराणं
तेषां जन्म व्यर्थमाहुर्महान्तः ।

**ग. ब्र. कांड अ. २० श्लो. १७**

એ ઉપરથી આ કાંડ ૧૦મા ૧૧મા શતકથી જૂનો નથી એમ લાગે છે.

## અગ્નિપુરાણ.

અગ્નિપુરાણ બીજાં કોઇ પણ પુરાણ કરતાં વધારે સંગ્રહરૂપ છે, આ પુરાણ મત્સ્ય પુરાણ પછી અને એ ધોરણ ઉપર રચાયેલ લાગે

છે. પણ મત્સ્યમાં મૂળપુરાણુ અંશ છે અને એ ઉપરાંત બીજા પાછળથી પૌરાણિક ગણાયેલા વિષયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જ્યારે અગ્નિપુરાણમાં મૂળ પુરાણઅંશ નથી જ, પણ મહાભારતમાંથી, રામાયણમાંથી, પુરાણોમાંથી, ધર્મશાસ્ત્રમાંથી, તંત્રોમાંથી, આયુર્વેદમાંથી, જ્યોતિષમાંથી, સંગીતશાસ્ત્રમાંથી એ રીતે સર્વ ઉપલબ્ધ સાહિત્યમાંથી ટુંકો સંગ્રહ કર્યો છે.

આરંભમાં મંગલાચરણ ( અ. ૧ ) પછી મત્સ્ય, કૂર્મ, વરાહ, નારસિંહ, વામન અને પરશુરામ એ છ અવતારોનું વર્ણન ત્રણ અધ્યાયોમાં કરેલું છે. પછી રામાયણને અનુસરી કાંડવાર સાત અધ્યાયોમાં રામાવતારનું વર્ણન છે. પછી હરિવંશ નામથી કૃષ્ણાવતારનું વર્ણન કર્યું છે ( અ. ૧૨ ), પછી ત્રણ અધ્યાયોમાં મહાભારતનો ટુંકો સાર કહ્યો છે. પછી બુદ્ધાવતાર અને કલ્કી અવતારનું વર્ણન છે ( અ. ૧૬ ).

દશ અવતારોનું ઉપર પ્રમાણેનું વર્ણન જોતાં આ પુરાણ, વાયુ, મત્સ્ય, માર્કંડેય અને વિષ્ણુ પછીનું, અને ભાગવતનું સમકાલિન લાગે છે. કૃષ્ણાવતાર માટે હરિવંશનું નામ લખ્યું છે અને વિષ્ણુ. પુ. નું નથી લખ્યું એ ઉપરથી વિ. પુ. પ્હેલાંનું માનવાની જરૂર નથી. કારણ કે અગ્નિ પુરાણોક્ત કૃષ્ણ ચરિત્ર એ વિષ્ણુપુરાણમાંથી જ ખેંચેલ સાર છે. વિષ્ણુ. પુ. ના શબ્દો પણ ઉતાર્યા છે. એટલું જ નહિં પણ કૂર્માવતારના વર્ણનમાં શંકરને હરિએ મોહિની રૂપ બતાવ્યું અને એથી મોહિત શંકર પછવાડે દોડયા એ પ્રમાણે વર્ણન છે. આનું મૂળ તો શ્રી ભાગવત જ છે એ જોતાં તથા આ કૃષ્ણનો જન્મ શ્રાવણ કૃષ્ણાષ્ટમીની રાતે થયો છે એમ કહ્યું છે એ ઉપરથી આ પુરાણ ભાગવત પછીનું હોય એમ લાગે છે. જો કે આખો સંગ્રહ એક હાથે થયો છે કે બે ત્રણ હાથે એ કહેવાતું નથી.

વિષ્ણુના અવતારોનું વર્ણન પૂરૂં કર્યા પછી ૪ અધ્યાયોમાં સર્ગ વર્ણન, મનુવંશ વર્ણન, કશ્યપવંશ વર્ણન, અને જગત્ સર્ગ

વર્ણન એ પૌરાણિક વિષયો છે. પછી વિષ્ણુ વગેરે દેવોનો પૂજા-વિધિ, કુંડનિર્માણ વિધિ, મંત્રોનાં લક્ષણો, સર્વતોભદ્રાદિ મંડલવિધાન, દેવાલય નિર્માણ વિધિ, વિવિધ પ્રતિમાઓનાં લક્ષણો, પ્રતિમા પ્રતિષ્ઠા વિધિ, ૬૪ યોગિનીની પ્રતિમાઓનાં લક્ષણો વગેરે તંત્રોક્ત વિષયો ૧૦૬ ઠ્ઠા અધ્યાય સુધી છે. વાસ્તુ વિદ્યા પણ એમાં આવી જાય છે. પછી એક અધ્યાયમાં સ્વાયંભુવ સર્ગ વર્ણન અને એકમાં ભુવનકોશ વર્ણન સમેટી લઈ તીર્થ માહાત્મ્ય આઠ અધ્યાયોમાં કહે છે. તેમાં સૌથી મોટું ગયા માહાત્મ્ય છે. પછી શ્રાદ્ધ કલ્પ ( અ. ૧૧૭ ), પછી ભારત વર્ષ વર્ણન ( અ. ૧૧૮ ), પાતાલ વર્ણન, પછી જ્યોતિઃશાસ્ત્રના વિષયો ( અ. ૧૨૧ થી ૧૩૩ ), પછી અભિચારના મંત્રો, હોમ વગેરે તાંત્રિક વિષયો, પછી મન્વ-ન્તરોનું વર્ણન ( અ. ૧૫૦ ), એક અધ્યાયમાં બ્રહ્મચર્યાદિ આશ્રમોના ધર્મો, વિવાહાદિ ગૃહ્યઆચાર, આશૌચાદિ નિર્ણય, વર્ણધર્મો પછી મહાપાતકાદિ કથન અને તેનાં પ્રાયશ્ચિત્તો વગેરે સ્મૃત્યુક્ત વિષયો વીશેક અધ્યાયોમાં કહ્યા છે. પછી એકમ, બીજ, ત્રીજ એ રીતે પ્રત્યેક તિથિના અને પ્રત્યેક વારનાં વ્રતો કહેલાં છે. પછી જુદા જુદા મહીનાનાં વ્રતો વગેરે વ્રત વર્ણનના ૩૩–૩૪ અધ્યાયો છે. પછી રાજ ધર્મ, યુદ્ધ, યાત્રા વગેરે નીતિશાસ્ત્રના વિષયોનું વર્ણન છે. પછી રત્નપરીક્ષા, ધનુર્વેદ, વ્યવહાર કથન, વગેરે પરચુરણ વિષયો, પછી ૨૭૨ મા અધ્યાયમાં પુરાણ દાનાદિ માહાત્મ્ય છે, એ અધ્યાય મત્સ્યમાંથી ઉતારેલો છે, માત્ર ઉપપુરાણોનાં નામો નથી. પછી સૂર્યવંશ વર્ણન, સોમવંશ વર્ણન અને યદુવંશ વર્ણન અને પુરૂ તુર્વસુ વગેરે વંશ વર્ણન છે. આ પછી ચાર અધ્યાયો વૈદકના છે ( ૨૮૦, ૨૮૧, ૨૮૨, ૨૮૩ ) એક વૃક્ષા-યુર્વેદનો અધ્યાય છે ( અ. ૨૮૨ ), પછી ગજચિકિત્સા, અશ્વચિકિત્સા અને ગવાયુર્વેદ એ અધ્યાયો છે. પછી વિષચિકિત્સા આવે છે. પછી મન્ત્રપૂજાવાળો તાંત્રિક ભાગ છે, પછી છંદોનું વર્ણન, કાવ્ય લક્ષણ,

નાટક નિરૂપણ, શૃંગારાદિ રસનિરૂપણ, પછી કાવ્યના ગુણ દોષનું નિરૂપણ વગેરે અલંકાર શાસ્ત્રનો વિષય છે. પછી વ્યાકરણનો સંક્ષેપ, કોષનો સંક્ષેપ અને છેવટ પ્રલય વર્ણન, શરીરના અવયવોનું વર્ણન, પછી નરકનિરૂપણ, પછી યમનિયમાદિ યોગનાં અંગોનું વર્ણન, પછી બ્રહ્મજ્ઞાન, પછી ગીતાસાર, યમગીતા, અને છેલ્લો અધ્યાય અગ્નિપુરાણ માહાત્મ્યનો. આ રીતે નાના મોટા ૩૮૩ અધ્યાયોમાં આ પુરાણ પૂરૂં થાય છે. ૭ પ્રતો ઉપરથી આનન્દાશ્રમસીરીઝમાં છપાયેલ અગ્નિપુરાણમાં કુલ ૧૧૪૫૭ શ્લોકો છે.

અગ્નિપુરાણના વિષયોનું ઉપર જે ટુંકામાં વર્ણન કર્યું છે તે ઉપરથી અગ્નિપુરાણ કેવું સંગ્રહાત્મક છે એ દેખાશે. વિલ્સન સાહેબ કહે છે કે અગ્નિ પુરાણમાં એક લીંટી પણ મૂળની નથી. હવે એના સમયનો વિચાર કરીએ. સ્વ. ત્ર્યં. ગુ. કાળેએ પુરાણ નિરીક્ષણમાં નારદ પુરાણોક્ત પુરાણ સૂચીના સમયનો વિચાર કરતાં અગ્નિ પુરાણનો પણ વિચાર કર્યો છે અને શંકરાચાર્ય પ્હેલાં નારદ સૂચી અને તે પ્હેલાં અને અમરકોશ પછી અગ્નિપુરાણને ઇ. સ. ૪૦૦ થી ૪૫૦ વચ્ચે મુકે છે. મને શંકરાચાર્યનો આધારજ ખોટો લાગે છે, એ પુરાણાનુક્રમણિકાનો વિચાર કરતાં મેં કહેલુંજ છે. પણ અમરકોશમાંથી સ્વર્ગાદિ વર્ગોનો ઉતારો અ. ૩૫૦ થી ૩૬૭ માં અગ્નિ પુરાણે કરેલો છે. માટે એ પુરાણ અમરકોશ પછી એટલી વાત નક્કી. અમરકોશનો સમય ઇ. સ. ૫૦૦ થી જૂનો માનવાનું કારણ નથી. અને નારદસૂચી તો મને બારમા તેરમા શતકની લાગે છે.

વૈદકમાંથી જે ઉતારો અગ્નિ પુરાણે કર્યો છે તેમાં જો કે નામ સુશ્રુતનું જ છે પણ વાગ્ભટ્ટની અસર સ્પષ્ટ દેખાય છે. ( જુઓ અ. ૨૮૦ શ્લો. ૨૯, ૩૦ વગેરે ) એટલે ઈ. સ. છટ્ઠા શતક પ્હેલાંનું તો આ પુરાણ નથી.

કાવ્યનું લક્ષણ આપતાં દન્ડીના કાવ્યાદર્શમાંથી **इष्टार्थव्यवच्छिन्नापदावली ( काव्यादर्श** ૧-૧૦ ) એ શબ્દો ઉતાર્યા છે.

( **अ. पु. अ. २३७ श्लो. ६** ) વળી ગદ્ય, પદ્ય અને મિશ્ર એ રીતે ત્રણ ભેદો કહ્યા છે તે પણ કાવ્યાદર્શમાંથી છે. કાવ્યાદર્શકાર દંડી ઇ. સ. છઠ્ઠા શતકમાં થયા હોવાનો સંભવ છે. ( જુઓ Classical Sanskrit Literature, by A. B. Keith p. 72 ). પણ અગ્નિ પુરાણને દંડી પછીના કાવ્ય વિવેચકોના મતોની માહિતી છે. દંડી પછીના–કીથના મત પ્રમાણે ( એજન પા. ૧૩૧ ) લગભગ ઇ. સ. ૬૪૧ પછીના, ભામહમાંથી આખ્યાયિકા કથા વગેરેનાં લક્ષણો ઉતાર્યાં છે. ( જુઓ અ. પુ. અ. ૨૩૭ શ્લો. ૧૪, ૧૫ ) વળી દંડીથી આગળ વધીને વામન રીતિને કાવ્યનો આત્મા ગણે છે. વામન કાશ્મીરના રાજા જયાપીડના વખતમાં એટલે ઇ. સ. આઠમા શતકના અન્તમાં થઇ ગયા છે, વામન પછી ધ્વનિકારે ( લગલગ ઇ. સ. ૮૨૦ એજન પા. ૧૩૫ ) ધ્વનિને કાવ્યનો આત્મા ઠરાવ્યો છે. અગ્નિ પુરાણને ધ્વનિ અને રીતિ બેયની ખબર છે. ( અ. ૩૩૭ શ્લો. ૧ તથા અ. ૩૪૦ શ્લો. ૧ ) વળી દંડીએ વૈદર્ભી અને ગૌડી બે રીતિ કહી છે અને વામને પાંચાલી ઉમેરીને ત્રણ કહી છે. પણ અગ્નિ પુરાણમાં વૈદર્ભી, ગૌડી, પાંચાલી અને લાટી એ રીતે ચાર રીતિ કહી છે. ( અ. ૩૪૦ શ્લો. ૧ ) કીથ સાહિત્ય દર્પણકારે ચોથી લાટી કહી છે એમ ( પા. ૧૩૩ ટિ. ૧ ) ટિપ્પણીમાં કહે છે પણ વિશ્વનાથ ( ઇ. સ. ૧૩૦૦ની આસપાસ ) પ્હેલાં રુદ્રટે ચાર રીતિ ગણાવી છે ( કાવ્યાલંકાર અ. ૨ શ્લો. ૪, ૫ ) રુદ્રટનો સમય કીથ ઈ. સ. ૯૦૦ પ્હેલાં ગણે છે. ( એજન પા. ૧૩૯ ) આ રીતે અગ્નિપુરાણના આ અધ્યાયો ઈ. સ. ૯૦૦ની આસપાસના હોવાનો સંભવ લાગે છે; કારણ કે ઇ. સ. ૧૧ મા શતકના પૂર્વાર્ધમાં થયેલા સરસ્વતીકંઠાભરણના કર્તા માળવાના રાજા ભોજ વૈદર્ભી, ગૌડી, પાંચાલી, લાટી, આવન્તી અને માગધી એ રીતે ૭ રીતિ ઠરાવે છે. જો કે પાછળથી, છેલ્લી બે રીતિઓનો બીજા આલંકારિકોએ સ્વીકાર કર્યો નથી. મમ્મટ અને એ સમર્થ

આલંકારિકને અનુસરનારા વાગ્ભટ્ટ વગેરે વૈદર્ભી, ગૌડી, અને પાંચાલી ત્રણજ રીતિઓ ગણે છે. પણ લાટાનુપ્રાસ નામનો અનુપ્રાસ નવો યોજે છે.

વળી,

काव्यं स्फुरदलंकारं गुणवद्दोषवर्जितम् ।

( अ. पु. ३३९ श्लो. ७ )

એ અગ્નિપુરાણનું લક્ષણ દંડી અને વામન કરતાં મમ્મટ અને વાગ્ભટ્ટને વધારે નજીક છે. ટુંકામાં અગ્નિપુરાણને ભરતનાટ્યશાસ્ત્ર અને કાવ્યાદર્શની તો ખબર છેજ. પણ ધ્વનિ, ચાર રીતિ વગેરે જોતાં એના કાવ્ય નાટક ચર્ચાના અધ્યાયો ઇ. સ. દશમા શતકના મને લાગે છે. જો કે સુશીલ કુમાર દે નવમા શતકના આરંભના ગણે છે. ( જુઓ J. R. A. S. 1923 p. 538 )

બીજી રીતે જોતાં મત્સ્યપુરાણના વ્રત પ્રકરણ કરતાં અગ્નિનું વ્રત પ્રકરણ અર્વાચીન છે, બધી રીતે અગ્નિ મત્સ્યાનુસારી મત્સ્ય પછીનું છે. અને જડભરતનું આખ્યાન તથા નિદાઘઋભુસંવાદ ( अ. पु. अ. ૩૮૦ ) વિ. પુ. અં. ૨ અ. ૧૩ માંથી ઉતારેલ છે એટલે વિષ્ણુ પુ. પછીનું તો આ પુરાણ છેજ પણ अ. ૩૭૮ના **अहं ब्रह्म परंज्योतिः** ની પુનરૂક્તિવાળા શ્લોકો તો શંકરાચાર્ય પછીના જ હોવાનો સંભવ છે. મતલબ કે બધું જોતાં નવમા શતક પ્હેલાંનું તો આ પુરાણ નથી જ. અને ભગવાનના મોહિની સ્વરૂપે શંકરને મોહ પમાડયાનું વર્ણન ભાગવત રચાયું એ વખતે પ્રસિદ્ધ હશે એમ માનીએ તો ૧૧ મા ૧૨ મા શતકમાં વધારે પ્રસિદ્ધિ પામેલ ભાગવતપુરાણ જોયા વગર પણ ભાગવત રચનાના સમયમાં ૯ મા શતકમાં કે કદાચ દશમાના આરંભમાં અગ્નિપુરાણ રચાયું હોવાનો સંભવ છે, હલાયુધ એમાંથી ઉતારો કરે છે, માટે એના વખતમાં પ્રસિદ્ધ હશે.

# બ્રહ્મવૈવર્ત પુરાણ

પ્રચલિત બ્રહ્મ વૈવર્ત પુરાણ જે વેંકટેશ્વર પ્રેસમાં છપાયું છે તેનો મત્સ્યોક્ત તથા નારદ પુરાણોક્ત લક્ષણો સાથે મેળ બેસતો નથી. રથંતર કથન, સાવર્ણિ નારદ સંવાદ, બ્રહ્મ વરાહ વૃત્તાંત વગેરેમાંથી એક પણ પ્રસંગ પ્રચલિત બ્રહ્મ વૈવર્તમાં નથી. પ્રચલિત બ્રહ્મ વૈવર્તમાં ચાર ખંડ છે, બ્રહ્મ ખંડ, પ્રકૃતિ ખંડ, ગણપતિ ખંડ અને કૃષ્ણ જન્મ ખંડ. વળી છેલ્લો કૃષ્ણ જન્મ ખંડ કદમાં બાકીના ત્રણ જેટલો છે. આખો ગ્રંથ બંગાળામાં રચાયો હોય એવું દેખાય છે. પ્હેલા જ ખંડમાં વૈદ્ય જાતિના નિર્ણયનો પ્રસંગ છે તે બંગાળાનો સૂચક છે. શ્રી કૃષ્ણના માહાત્મ્ય સાથે જ પ્રકૃતિ–દુર્ગા–શક્તિનું માહાત્મ્ય; રાધા સાથે શક્તિની એક્તા; વૈકુંઠ કરતાં પણ ગોલોકની સ્થિતિ ચઢીઆતી; વગેરે અનેક વર્ણનોમાં બંગાળાના વૈષ્ણવ ધર્મની ગંધ છે. શાક્ત વિચારોનો વૈષ્ણવોને સ્વીકાર કરવો પડયો હોય એ સ્થિતિ જ બંગાળા શિવાય બીજે નથી.

શ્રી કૃષ્ણ જન્મ ખંડ અને બીજા ભાગો જુદા જુદા કાળના હોય એવું માનવાનું કાંઇ કારણ નથી, શ્રીકૃષ્ણ જન્મખંડમાં રાધાનું જે સ્વરૂપ કહ્યું છે, તેજ બ્રહ્મખંડમાં કહ્યું છે. શ્રી કૃષ્ણ જન્મખંડમાં ભાગવતના દશમ સ્કંધનો ફક્ત વિસ્તાર છે. ભા. દશમમાં રાધા નથી, તે ઉણપ પૂરવા ખાતર જ કોઇએ રચના કરી હોય એમ બેયને સરખાવતાં દેખાય છે. કૃષ્ણ સાથે રાધાનો ઉલ્લેખ જયદેવે કર્યો છે અને તે પ્હેલાં નિમ્બાર્કે કર્યો છે. વળી જયદેવના ગીત ગોવિંદના પ્હેલા શ્લોકનું મૂળ શ્રી કૃષ્ણ જન્મ ખંડમા છે એમ સદ્દગત બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયે ( કૃષ્ણ ચરિત્રમાં ) તથા ભારતેંદુ હરિશ્ચંદ્રે કહ્યું છે. શ્રી કેશવ હર્ષદ ધ્રુવે ગર્ગ સંહિતા ( ખંડ ૧ અ. ૧૬–શ્લો. ૧, ૩, ૮, ૪૦, ૪૩ ) નો ઉલ્લેખ પણ કર્યો છે. કૃષ્ણ જન્મ ખંડ સાથેની સમાનતા નીચે બતાવી છે:—

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै
र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।
इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुंजद्रुमम्
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः* ॥

આ પ્રમાણે ગીત ગોવિંદનો પ્હેલો શ્લોક છે, આના મૂળ રૂપે બ્રહ્મ વૈવર્તમાં નીચે પ્રમાણે પ્રસંગ છે.

"એક દિવસ નંદજી બાલ કૃષ્ણને તેડીને ઉપવન ભાંડીરમાં ગોધન ચરાવતા હતા અને ગાયોને પાણી પીવરાવી, કૃષ્ણને ખોળામાં તેડી ઝાડ નીચે બેઠા હતા, ત્યાં કૃષ્ણે માયાથી આકાશને મેઘાવૃત કર્યું. મેઘાવૃત આકાશ, શ્યામ જંગલ, વિજળીના કડાકા વગેરે જોઇને નંદજી બ્હી ગયા અને હવે બાળકનું શું કરવું? ઘેર શી રીતે જવું? વગેરે વિચાર કરવા લાગ્યા અને કૃષ્ણ રોવા લાગ્યા. ત્યાં રાધાજી આવી લાગ્યાં. રાધાને જોઇને નંદજીએ કહ્યું કે તમે લક્ષ્મીથી પણ હરિને વધારે વ્હાલાં છો, અને આ બાળક વિષ્ણુ છે એ ગર્ગના કહેવાથી જાણું છું છતાં મારૂં મન માનતું નથી માટે તમે આ તમારા પ્રાણનાથને લઇ જાઓ." આમ કહીને નંદે બાલ કૃષ્ણને રાધાજીને આપ્યા. પછી રાધા કૃષ્ણને દૂર લઇ ગયાં. ત્યાં કૃષ્ણની માયાથી મંડપ જોયો અને કૃષ્ણને નવજુવાન જોયા; અને એ મંડપમાં રાધા કૃષ્ણે યથેચ્છ વિહાર કર્યા પછી કૃષ્ણ પાછા બાલ સ્વરૂપ થઈ ગયા." (**कृष्णजन्मखंड अ० १५**)

---

* "અંધાર્યો ઘન, રાધિકે ગગનમાં, છાયાં તમાલો વને,
રોગે બાલ બ્હીએ, સ્ફુરે પુલક. તું લૈજા ગૃહે કાન્હને"
એવાં વેણથી નંદનાં વિચરતા કાલિંદીકુંજોદરે
માણે જે સહચારની જુગલ એ લીલા, રમો તે હરે.

કે. હ. ધ્રુવનું ગીત ગોવિંદ.

मेघावृतं नभो दृष्ट्वा श्यामलं काननान्तरम्

....   ....   नंदो भयमवापह

एवं नंदे प्रवदति रुरोद स हरिस्तदा ।

गृहाण प्राणनाथं च गच्छ भद्रे यथा सुखम्

इत्युक्त्वा प्रददौ तस्यै रुदन्तं बालकं भिया ॥

વગેરે બ્રહ્મ વૈવર્ત ( કૃ–જ–ખં. ) ના શ્લોકો ગીત ગોવિંદના ઉપલા શ્લોક સાથે સરખાવી જોવા જેવા છે.

નિંબાર્ક મત રાધા સાથે કૃષ્ણને ભજતો હોવાથી એ મતના કોઈ ભક્તે આ પુરાણની રચના કરી હોય તો એ સંભવિત છે. પણ એમ હોય તો નિંબાર્કના સમયને કાંઈક પાછળ હઠાવવો પડશે. વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસમાં રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરને અનુસરી મેં નિમ્બાર્કનો સમય રામાનુજ પછી બારમા શતકમાં માન્યો છે. ( જુઓ વૈષ્ણવ ધર્મનો સં. ઇતિહાસ પા. ૧૦૫ ) પણ બીજાઓ નિંબાર્કને દશમા શતકમાં માને છે. ( જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉત્તરાર્ધ )

જયદેવ ( બારમું શતક ) નો પુરાવો સંદિગ્ધ માનીએ તો મધ્વાચાર્યે ( ઇ. સ. ૧૩ મું શતક—કેટલાક બારમું શતક પણ માને છે ) બ્રહ્મસૂત્ર ભાષ્યમાં એક સ્થળે બ્રહ્મ વૈવર્તમાંથી નામ સાથે ઉતારો કર્યો છેઃ—

नाहं न च शिवोन्ये च तच्छक्त्येकांशभागिनः

बालक्रीडनकैर्यद्वत्क्रीडते स्माभिरच्युतः ॥

ગમે તેમ પણ બારમા તેરમા શતક પ્હેલાં બ્રહ્મ વૈવર્ત પુરાણ રચાયું હોવાનો સંભવ સ્પષ્ટ છે. પણ એ વખતમાં જ નારદની અનુક્રમણિકા રચાઈ હોવાથી એમાં બ્રહ્મ વૈવર્તનું વર્ણન બરાબર આવ્યું નથી. ટુંકામાં આ બ્રહ્મ વૈવર્ત ૧૧ મા શતકનો ગ્રન્થ હોવા

છતાં બંગાળી શાક્તોએ જેમ ભાગવતને બોપદેવ કૃત ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે તેમ બ્રહ્મ વૈવર્તના કૃષ્ણ જન્મ ખંડને રૂપગોસ્વામી કૃત ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે.

रूपानन्दो गुरोराज्ञां पुरस्कृत्य महामुनिः ।
कृष्णखंडं पुराणांगं चक्रे दशसहस्रकम् ॥
( भविष्य प्र–पर्व अ. श्लो. ३९ )

## પદ્મપુરાણ

પદ્મપુરાણ અને સ્કંદપુરાણ અનેક પુરાણોના સંગ્રહો જેવાં છે. મત્સ્યોક્ત પુરાણાનુક્રમણિકા પ્રમાણે પદ્મપુરાણમાં પંચાવન હજાર શ્લોકો હોવા જોઈએ. અને પદ્મપુ. ના જ સૃષ્ટિખંડમાં પદ્મપુરાણમા પંચાવન હજાર શ્લોક અને પૌષ્કરપર્વ, તીર્થપર્વ, રાજપર્વ, વંશાનચુરિત અને મોક્ષપર્વ એ રીતે પાંચ પર્વો હોવાનું કહેલું છે. ( सृ. खं. १. ५४ थी ५६ ). પણ પદ્મની ઉપલબ્ધ પ્રતોમાં સૃષ્ટિખંડ વગેરે ખંડો મળે છે, પણ આ ખંડાત્મક વિભાગમાં ઘણી ગડબડ છે. દક્ષિણમાં પ્રચલિત પદ્મપુ.ના ઉત્તરખંડમાં સૃષ્ટિખંડ, ભૂમિખંડ, પાતાલખંડ, પુષ્કરખંડ અને ઉત્તરખંડ એ રીતે વિભાગો કહેલા છે. ( उ. खं. अ. १ श्लो. ६६ थी ६८ ) પણ પ્રતોમાં પુષ્કરખંડ મળતો નથી; માત્ર પુષ્કર માહાત્મ્યના અમુક અધ્યાયો છે. ગૌડદેશમાં પ્રચલિત પદ્મના ઉત્તરખંડમાં સૃષ્ટિખંડ, ભૂમિખંડ, સ્વર્ગખંડ, પાતાલખંડ અને ઉત્તરખંડ અને પરિશિષ્ટરૂપે ક્રિયા યોગસાર એટલા વિભાગો કહેલા છે પણ સ્વર્ગખંડના આરંભમાં આદિખંડ, ભૂમિખંડ, બ્રહ્મખંડ, પાતાલખંડ, ક્રિયાખંડ અને ઉત્તરખંડ એ રીતે ૭ ખંડો કહેલા છે. ( स्वर्गखंड अ. १ श्लो. २२ थी २४ ). આ ક્રિયાખંડનું નામ નારદપુરાણની પુરાણ સૂચીમાં નથી. ક્રિયાયોગસાર તો પરિશિષ્ટ રૂપે જ ગૌડપૌરાણિકો કે તાંત્રિકોએ દાખલ કરેલ છે. ઉપર કહેલ બ્રહ્મખંડ પણ એવો જ પ્રક્ષિપ્ત ભાગ લાગે છે, અત્યારે જે

બ્રહ્મખંડ મળે છે તેમાં ૨૬ અધ્યાય અને ૬૮ શ્લોક છે. એને સ્વર્ગોત્તરખંડ એવું બીજું નામ પણ આપેલું છે.

સદ્ગત કાળે પદ્મપુરાણનાં ચાર સંસ્કરણ થયાં હોય એમ માને છે. પ્હેલા સંસ્કરણ વખતે પુષ્કર આદિ પાંચ પર્વાત્મક વિભાગો હતા.

(૨) બીજા સંસ્કરણ વખતે ખંડાત્મક વિભાગો પડયા. અને સૃષ્ટિખંડ પ્હેલો આવ્યો, અને પૌષ્કરખંડ બીજો આવ્યો.

(૩) ત્રીજા સંસ્કરણ વખતે પૌષ્કરખંડનો લોપ થયો. અથવા સૃષ્ટિખંડના પૌષ્કર માહાત્મ્યમાં એનો અંતર્ભાવ થયો.

(૪). ચોથા સંસ્કરણ વખતે દાક્ષિણાત્યોએ બ્રહ્મખંડ નવો ઉમેર્યો.

આ પ્રમાણે જ પદ્મપુ.ના ચાર સંસ્કરણો થયાં એવો નિશ્ચય થતો નથી પણ અનેકવાર સુધારાવધારા થયા છે એમાં સંદેહ નથી. વિષ્ણુ, મત્સ્ય વગેરેની પુરાણાનુક્રમણિકામાં બ્રહ્મપુ.પછી પદ્મનું જ નામ છે એ જોતાં, તથા ગુપ્ત સમયના ઉત્કીર્ણ લેખોમાં આવેલા દાનમાહાત્મ્યના શ્લોકો પદ્મપુ.માં મળે છે ( આ વિષે વિગતવાર ચર્ચા આગળ કરી છે ). તથા રવિષેણે ઇ. સ. ૬૬૦માં જૈન પદ્મપુરાણ રચ્યું છે; એ જોતાં આ નામ તથા એ પુરાણનો કોઇક ભાગ જૂનો છે, એની ના નહિં બાકી તો જુદા જુદા કાળનો સંગ્રહ છે.

વંશાવળીની બાબતમાં પદ્મ પુ. મત્સ્યવાળી પરંપરાને તથા મત્સ્યના પાઠને અનુસરે છે, એ કહ્યું જ છે. આ શિવાય સર્ગાદિ બીજા પૌરાણિક વિષયો છુટક છુટક મળે છે પણ મુખ્ય તો, તીર્થ વ્રત અને દાન એ આ પુરાણનો વિષય છે. તે ઉપરાંત કેટલાંક આખ્યાનો છે.

તીર્થ માહાત્મ્યોમાં પુષ્કરાદિ અનેક તીર્થોનાં માહાત્મ્યો મળે છે, પણ પાતાલખંડમાં વૃંદાવનતીર્થનું માહાત્મ્ય છે અને ઉત્તરખંડમાં સાભ્રમતી માહાત્મ્ય છે. આપણી સાબરમતીનું માહાત્મ્ય તો ગુજરાતમાં જ અને ગુજરાતના ઇતિહાસના સોલંકી સમયમાં લખાયું હોવું જોઇએ. વળી મહીકાંઠામાં શામળાજી નામનું એક તીર્થ છે ( જુઓ

ગુજરાતનાં તીર્થ સ્થાનો પા. ૧૩૭) આ તીર્થનું માહાત્મ્ય પદ્મ પુ. (સૃ. ખંડ અ. ૧૧)માં છે. આ તીર્થ ચારસો વર્ષ જૂનું છે એમ બર્જેસ કહે છે.

આખ્યાનોમાં રામાશ્વમેધ સૌથી મોટું છે. અને જો કે પ્રોફેસર એચ. શર્મા એમ માને છે કે રઘુવંશનું અને શાકુંતલનું વસ્તુ મહાકવિ કાલિદાસે પદ્મપુરાણમાંથી લીધું છે. (જુઓ એણે પ્રગટ કરેલું પદ્મપુરાણ–કલકત્તા ઓરીએન્ટલ સીરીઝ). પણ મને તો એથી ઉલટું પદ્મ કાલિદાસને અનુસરે છે એમ લાગે છે. કાલિદાસના શબ્દો પદ્મે ઉતાર્યા છે. દા. ત. જુઓ નીચેનો શ્લોકઃ—

मां तत्याज भवान्यद्वै जानन्नपि विपापिनीम् ।

कुलस्य सदृशंकिंवा शास्त्रज्ञानस्य तत्फलम् ॥

(**पद्म. पाताल अ. ५९ श्लो. २८**)

જુઓ રઘુવંશ **श्रुतस्य किं तत्सदृशं कुलस्य** સર્ગ ૧૪, શ્લો. ૬૧

વળી આજ ખંડમાં ધરાવરાહ સંવાદ છે, આ સંવાદ એટલે વરાહપુરાણ મતલબ કે પદ્મને વરાહપુરાણની ખબર છે. વળી આજ ખંડમાં વૃંદાવન માહાત્મ્ય અને કૃષ્ણની નિત્ય લીલાનું કથન છે. એ જોતાં ભાગવત પછીનો આ ગ્રંથ દેખાય છે. અને ઉત્તરખંડમાં ભાગવત માહાત્મ્ય છે, જે પ્રસિદ્ધ છે અને શ્રી ભાગવત પુરાણનાં પુસ્તકોના આરંભમાં જોડવામાં આવે છે, ભાગવતની સારી રીતે પ્રસિદ્ધિ થયા પછી જ આવું માહાત્મ્ય લખાયું હોવું જોઇએ. બ્રહ્મખંડમાં કૃષ્ણજન્માષ્ટમી અને રાધાજન્માષ્ટમી બેયનું વર્ણન છે સદ્રત કાળે પણ બ્રહ્મખંડ સંપ્રદાય દ્વેષના પ્રચાર પછી ઉમેરાયો હોય એમ માને છે. (પુરાણનિરીક્ષણ પા. ૪૬, ૫૨)

આજ પ્રમાણે ઉત્તરખંડમાં રામાનુજાચાર્ય અને મધ્વાચાર્ય પછી અવૈષ્ણવની નિન્દાવાળો, માયાવાદની નિન્દા કરનારો, શંખ, ચક્ર, ઉર્ધ્વપુંડ્ર વગેરે વૈષ્ણવચિન્હોની પ્રશંસા કરનારો, શૈવપુરાણોને

ત્તામસપુરાણ કહેનારો દેખીતી રીતે વૈષ્ણવ સંપ્રદાયોના અનુયાયીઓએ દાખલ કરેલો ભાગ મળે છે ( જુઓ ઉત્તરખંડ અ. ૨૩૫, તથા અ. ૨૬૩ થી ૨૬૬ ) ટુંકામાં બ્રહ્મખંડ ક્રિયાયોગસાર અને ઉત્તર ખંડના અનેક અધ્યાયો છેક ૧૩ મા ૧૪ મા શતક જેટલા અર્વાચીન છે. શામળાજી માહાત્મ્ય તથા આ ભાગો જોતાં વિલ્સન પદ્મ પુ. ને ઇ. સ. ૧૩ માથી ૧૬ મા શતકમાં મુકે છે તે ખોટું નથી લાગતું. પણ આખું પદ્મપુરાણ આટલું અર્વાચીન નથી. સદ્દગત કાળે તો રામાશ્વમેધપર્વને પણ ભવભૂતિ પ્હેલાંનું ગણે છે. (પુરાણ નિરીક્ષણ પા. ૫૫ ) પણ તેણે આપેલી દલીલ મારે તો ગળે ઉતરતી નથી.× ગમે તેમ પણ પદ્મપુરાણમાં જૂના અંશોના સંગ્રહ સાથે પાછળથી નવા અંશો ખૂબ ઉમેરાયા છે અને એકંદર આ પુરાણને સ્કંદ પુરાણની હારમાં જ મુકી શકાય એમ છે.

## સ્કંદપુરાણ

પદ્મપુરાણ અને સ્કંદપુરાણ એ બે પુરાણો નથી પણ પુરાણ સંગ્રહો છે. સ્કંદપુરાણ મોટામાં મોટું પુરાણ છે. પણ આખાં પુરાણની એક પ્રત કયાંય મળતી નથી, અનેક સંહિતાઓ, અનેક ખંડો અને સંખ્યાબંધ નાનાં મોટાં માહાત્મ્યો સ્કંદપુરાણના ભાગ તરીકે મળી આવે છે. આ પુરાણના કદ વિષે પણ જુદા જુદા મતો છે. મત્સ્ય, ભાગવત વગેરેની અનુક્રમણિકામાં એકાશીહજાર શ્લોક સ્કંદપુરાણના કહ્યા છે. સ્કંદપુરાણાંતર્ગત સૂતસહિતામાં સ્કંદપુરાણની સનત્કુમારસંહિતા, સૂતસંહિતા વગેરે જુદી જુદી સંહિતાઓમાં કેટલા કેટલા શ્લોકો છે એ કહ્યું છે ત્યાં પણ સરવાળો કરતાં કુલ એકાશી

---

× કાળે "શ્રી શંકરાચાર્યે વિષ્ણુસહસ્રનામ ભાષ્યમાં તથા સનત્સુજાતીય ભાષ્યમાં પદ્મપુરાણના ઉતારા કર્યા છે, એટલુ જ નહિ પણ પદ્મપુરાણાંતર્ગત વાસુદેવ સહસ્રનામ ઉપર ટીકા લખી છે" એમ કહે છે ( પુરાણનિરીક્ષણ પા. ૫૦ ) મને તો આમાંની એકેય રચના આદ્યશંકરાચાર્યની હોવાનો સંભવજ નથી લાગતો.

હજાર શ્લોક થાય છે. પણ એજ સંહિતામાં સ્કંદપુરાણ એક લાખ શ્લોકનું છે એમ સ્પષ્ટ શબ્દો છે. (૧-૧-૧૯) ભવિષ્યપુરાણમાં પણ સ્કન્દ પુરાણની શ્લોક સંખ્યા એક લાખની કહી છે. વળી સ્કંદપુરાણાંર્ગત શાંકરસંહિતામાં કહ્યું છે કે સ્કંદપુરાણમાં છ સંહિતાઓ અને પચાસ ખંડ છે, પણ પ્રભાસખંડમાં સાત ખંડો કહેલા છે. નારદ પુરાણાંતર્ગત પુરાણસૂચીમાં પણ આ સપ્તખંડાત્મક સ્કંદપુરાણનું વર્ણન છે અને વેંકટેશ્વર પ્રેસમાં હાલમાં છપાયેલ સ્કંદપુરાણમાં માહેશ્વરખંડ, વૈષ્ણવખંડ. બ્રાહ્મખંડ, કાશીખંડ, અવન્તીખંડ અને પ્રભાસખંડ એ રીતે એક એક પુરાણ જેવડા સાત ખંડો છે. અને દરેક ખંડમાં અવાંતર ખંડો અને અનેક માહાત્મ્યો છે. પણ પ્રભાસ ખંડ (અ. ૨) ના વર્ણન સાથે આનો મેળ બેસતો નથી. પ્રભાસ ખંડમાં છઠ્ઠો ખંડ તાપી ખંડ કહ્યો છે. વેંકટેશ્વરે નાગરખંડ છાપ્યો છે. પ્રભાસખંડમાં પાંચમા ખંડનું નામ રેવાખંડ છે. વેંકટેશ્વરના પુસ્તકમાં અવન્તીખંડ નામ છે, જેના એક ભાગમાં રેવાખંડ આવે છે.

આ સપ્ત ખંડાત્મક સ્કંદ પુરાણમાં અરૂણાચલ માહાત્મ્ય, વેંકટાચલ માહાત્મ્ય, અયોધ્યા માહાત્મ્ય, સેતુ માહાત્મ્ય, ૮૪ લિંગોનું માહાત્મ્ય, પ્રભાસ ક્ષેત્ર માહાત્મ્ય, ગિરનાર (વસ્ત્રાપથ) માહાત્મ્ય, દ્વારકા માહાત્મ્ય, અને કાર્તિક, માર્ગશીર્ષ વગેરે માસોનાં માહાત્મ્યો છે. વળી સ્કંદ પુરાણના જે ૫૦ ખંડો કહેવાય છે તેમાંથી સાત આ અને કેદાર ખંડ, કૌમારિકા ખંડ, રેવા ખંડ, ધર્મારણ્ય ખંડ અને બ્રહ્મોત્તર ખંડ એટલા અવાંતર ખંડો વેંકટેશ્વરવાળા પુસ્તકમાં છે. પણ આટલેથી સ્કંદ પુરાણ પૂરૂં થતું નથી. સ્કંદ પુરાણાંતર્ગત કહેલ કેટલીક સંહિતાઓ અને કેટલાક ખંડોની છુટક પોથીઓ મળે છે. સૂત સંહિતા (છ હજાર શ્લોકની), સનત્કુમાર સંહિતા, શાંકર સંહિતા (ત્રીશ હજાર શ્લોકની) અને સૌર સંહિતા (એક હજાર શ્લોકની) એ ચાર સંહિતાઓ તથા ભૂમિ ખંડ, ઉત્કલ ખંડ, પાતાલ ખંડ, તાપી ખંડ, શિવ રહસ્ય ખંડ વગેરે કેટલાક ખંડો છુટક મળે છે.

સ્કંદ પુરાણાંતર્ગત ગણાતી આ બધી પોથીઓ એકઠી કરવામાં આવે તો સ્કંદ પુ. ની શ્લોક સંખ્યા એક લાખ કરતાં ઘણી વધી જાય. સ્કંદ પુરાણાંતર્ગત ગણાતી આ બધી પોથીઓ હજી એકઠી જ નથી થઈ પણ વેંકટેશ્વરમાં છપાયેલ સ્કંદ પુ. ની પણ આખી અનુક્રમણિકા અહીં આપવી શક્ય નથી. ઉપર ખંડોનાં તથા અવાંતર ખંડો અને માહાત્મ્યોનાં નામો લખ્યાં છે. પણ એટલાથી આ પુરાણનો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

મૂળ મત્સ્યોક્ત અનુક્રમણિકા કહે છે તેમ શૈવ ધર્મો અને શૈવ ચરિતોના સંગ્રહ માટે આ સ્કંદપુરાણની રચના થઇ હશે. પણ પછી શૈવ તીર્થોના માહાત્મ્યો ઉમેરાવા લાગ્યાં. આ પ્રવાહ કાયમ ચાલ્યા જ કર્યો, પછી વૈષ્ણવ અને સૂર્ય તીર્થોનાં માહાત્મ્યો પણ ઉમેરાયાં. અને કોઇક કારણથી સ્કંદપુરાણ ઉઘાડું રહેવાથી—સમાપ્ત ન થવાથી નવાં નવાં થતાં જતાં તીર્થો અને વ્રતોનાં માહાત્મ્યો લખાયાં અને તેને અન્તે 'સ્કંદપુરાણાન્તર્ગત' લગાડવું સહેલું થયું. છેલ્લાં સો બસ્સો વર્ષની અંદર બંધાયેલ મંદિરનું કોઇ સ્થાનિક બ્રાહ્મણને હાથે માહાત્મ્ય લખાયાના અને એને અન્તે સ્કંદપુરાણાન્તર્ગત શબ્દો લખાયાના દાખલા જોયા છે. પણ આખું સ્કન્દ પુરાણ આ દાખલાથી દેખાય છે એટલું અર્વાચીન નથી.

સૂતસંહિતા આનંદાશ્રમ સીરીઝમાં છપાયેલ છે, આ સંહિતા ઉપર માધવાચાર્યની ટીકા છે. માધવાચાર્ય ૧૪મા શતકમાં થઇ ગયા છે અને તે પ્હેલાંની સૂતસંહિતામાં સ્કંદ પુ.ની શ્લોક સંખ્યા એક લાખની કહી છે. આ શ્લોક પ્રક્ષિપ્ત ન હોય તો ૧૪મા શતક પ્હેલાં પણ સ્કંદપુરાણ ઘણું મોટું હોવું જોઇએ.

વળી કાશીખંડની શક ૯૩૦ની એક પ્રત વિશ્વકોશ કાર્યાલયમાં છે એમ પં. જ્વાલાપ્રસાદ કહે છે, અને નાગરખંડમાં ૬૮ શૈવતીર્થોનું

વર્ણન છે, જેમાં નેપાળ, કાલંજર, પ્રભાસ, ઉજ્જેન, કાશી વગેરે આવી જાય છે, આ તીર્થોનાં નામો તથા કૌમારિકાખંડ (અ. ૩૯) માં ભારતવર્ષના દેશોનાં નામો લખ્યાં છે એ બન્ને નામો ઉપરથી આ પુરાણ ૯મા, ૧૦મા શતકમાં રચાયું છે એમ શ્રી વૈદ્ય કહે છે. ( જુઓ History of Mediaeval Hindu India Vol. II p. 39 to 42 ) પણ સ્કંદપુરાણ આથી યે જુના કાળમાં રચાયું હોવાનું કેટલાક માને છે. કારણ કે આ પુરાણની ઘણી જુની લગભગ સાતમા શતકની હસ્ત પ્રત નેપાળમાં જોયાનું મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ કહેલું છે. ( જુઓ Journal of the Royal Asiatic Society 1903 p. 193 ) પણ હરપ્રસાદ શાસ્ત્રીએ એ પોથીમાં સ્કંદપુરાણનો કયો ભાગ હતો એ સ્પષ્ટ કહ્યું નથી. પણ આ શિથિલ પુરાવા ઉપર ઘણું જોર દઈ શ. માનશંકર પીતાંબરદાસ મહેતા આખા સ્કંદપુ.ને ખાસ કરીને નાગરખંડને ઈ. સ. ચોથા પાંચમા શતકમાં મુકે છે. ( જુઓ નાગરોત્પત્તિ ) જો કે નેપાળની પ્રતમાં ખંડો કે સંહિતા જેવું કાંઇ ન હોવાનું મ. મ. હરપ્રસાદ શાસ્ત્રી પોતે જ કહે છે.×

હરપ્રસાદ શાસ્ત્રીએ નેપાળની ઉપર કહેલી સ્કંદપુ.ની પોથીના અધ્યાયોની સૂચી આપી છે. એ સૂચી ઉપરથી પં જ્વાલાપ્રસાદ અંબિકાખંડની પોથી હોવી જોઈએ એમ તર્ક કરે છે. મને તો વધુ પુરાવો ન મળે ત્યાં સુધી નેપાળની એ પોથી સાતમા શતકની જ હોવા વિષે શંકા રહે છે, છતાં એમ જ હોય તો છઠ્ઠા સાતમા શતકમાં અને નેપાળમાં સ્કંદપુ.ની રચનાનો આરંભ થયો એમ માનવું પડશે. પણ હાલના સ્કંદપુ.નો મોટો ભાગ પશ્ચિમ હિંદમાં અને ૧૦ માથી ૧૩મા શતક સુધીમાં રચાયો છે, એમ મને નીચેનાં કારણોથી લાગે છે.

---

× J. B. & O. R. S. 1921 part 3 p. 334

નાગરખંડ, ધર્મારણ્યખંડ (મોઢેરા સંબંધી), અવન્તીખંડ, તાપીખંડ, કૌમારિકાખંડ પ્રભાસખંડ વગેરે મોટા ભાગોમાં પશ્ચિમ હિંદની જ વાત છે, હવે સમય વિષે જોઇએ તો સ્કંદપુ.ના ઘણા ભાગો વાયુ, મત્સ્ય, વામન, કૂર્મ, લિંગ વગેરે પુરાણો કરતાં તથા ભાગવત કરતાં અર્વાચીન છે, સ્કંદપુ.ની શૈવ કથાઓ તથા લિંગ મહિમા વાયુ, કૂર્મ અને લિંગ કરતાં પાછળનાં લાગે છે. દા. ત. દક્ષયજ્ઞ ભંગની કથામાં વાયુ કરતાં અને લિંગ કરતાં સ્કંદે વધારો કર્યો છે, સ્કંદોક્ત દક્ષયજ્ઞ ભંગની કથા ભાગવતને મળતી છે. સ્કંદના કૌ. ખંડમાં વિષ્ણુભક્ત ઐતરેયની કથા છે. (જુઓ अ. ૪૨); એજ કથા લિંગપુરાણના ઉત્તર ભાગના ૭મા અધ્યાયમાં છે, સ્કંદે લિંગપુ.ની ટૂંકી પણ સરસ કથાનો ઘણો વિસ્તાર કર્યો છે. અને એ પ્રસંગ મહીસાગરસંગમ તીર્થમાં બન્યો એમ કહ્યું છે. સ્કંદોક્ત આ કથામાં ભાગવતના કેટલાક શ્લોકોનો અનુવાદ મળે છે. લિંગ કરતાં સ્કંદની ભાષા, પદ્યરચના વગેરે પણ અર્વાચીન જણાય છે.

પ્રલ્હાદની વિષ્ણુભક્તિની વાત સ્કંદપુ. (मा. अ. १८ श्लो. १३.)માં છે એટલે વિષ્ણુપુરાણ પછીનો તો આ ભાગ ખરો જ. ધ્રુવને પણ વિષ્ણુભક્ત કહેલ છે. (कौ. खं. अ. ३७, श्लो. ४६) વામનાવતારની સ્કંદોક્ત કથા હરિવંશ, કૂર્મ, મત્સ્ય, વામનપુ. કે મહાભારતને અનુસરતી નથી પણ ભાગવતોક્ત કથાને અનુસરતી છે, (જુઓ मा. अ. १९).

સ્કંદપુ.ના સમય વિચારમાં સૌથી સરસ દાખલો વૃત્રવધની કથાનો છે. આ કથા સ્કંદપુ.માં (के. खंड अ. १६, १०). અને ભાગવતમાં છે. એમાં કેટલીક વિગતોનો ફેર છે પણ વૃત્રના પૂર્વાવતાર ચિત્ર કેતુએ શંકરનો ઉપહાસ કરવાથી એને પાર્વતીએ શાપ આપ્યો એટલે એ વૃત્ર થયો એ વાત બેયમાં સરખી છે. માત્ર ભાગવતે એને વિષ્ણુભક્ત કહ્યો છે અને સ્કંદે શિવભક્ત કહ્યો છે. શિવનો ઉપહાસ શિવભક્ત કરે એ વાત સ્વાભાવિક નથી એ જોતાં

ભાગવતની કથા મૂળ છે અને સ્કંદે ભાગવતમાંથી લીધી છે. વળી ચિત્રકેતુને નારદે જે વિદ્યા આપી તેના શ્લોકો ભાગવતમાં ( **भा.** **६. १६. १८ थी २५** ) છે તે જ થોડા પાઠાંતર સાથે સ્કંદમાં છે. ( જુઓ **कौ. ४२. श्लो. १८७ थी १९३** અને **१९६** ) અને વૈષ્ણવખંડના માર્ગશીર્ષ માહાત્મ્યમાં ૪ અધ્યાયો ભાગવત માહાત્મ્યના છે. ટુંકામાં સ્કંદપુરાણના જુદા જુદા ખંડો જુદાં જુદાં પુરાણો જેવા અને જુદા જુદા સમયના લાગે છે. તેમાં માહેશ્વરખંડના કેદારખંડ અને કૌમારિકાખંડ ભાગવત પછીના છે. ખંભાત બંદરની પ્રસિદ્ધિ ૯મા દશમા શતકથી થઈ છે, અને કૌમારિકાખંડ દશમા અગીઆ-રમા શતકનો હશે. અરૂણાચલ માહાત્મ્ય, માર્કંડેય પુરાણના દેવી માહાત્મ્ય પછીનું તો ખરૂં જ.

બીજા વૈષ્ણવખંડના વેંકટાચાલ માહાત્મ્યમાં રામાનુજ નામના દ્વિજનું વૃત્તાંત છે, એ ઉપરથી તથા વેંકટાચાલના માહાત્મ્ય ઉપરથી રામાનુજ પછીનો એ ભાગ લાગે છે. વૈષ્ણવખંડના બીજા ભાગમાં પુરૂષોત્તમ ક્ષેત્ર માહાત્મ્ય છે. જેમાં જગન્નાથના દારૂ દેહનું વર્ણન છે. ભગવાનનું ઉચ્છિષ્ટ સૌએ ખાવું જોઈએ વગેરે વાતો પણ છે (જુઓ **अ. ३८**). બ્રહ્મપુરાણમાં પુરૂષોત્તમ ક્ષેત્ર માહાત્મ્ય છે એ એમાં પ્રક્ષિપ્ત જેવું લાગે છે પણ સ્કંદપુરાણનું પુરૂષોત્તમ ક્ષેત્ર માહાત્મ્ય એથીયે પાછળનું છે.

વૈષ્ણવખંડના ત્રીજા બદરિકાશ્રમ માહાત્મ્યમાં ખાસ સૂચક કશું નથી. સ્કંદપુરાણના કાર્તિક માસ માહાત્મ્યમાં આખું જાલંધરા ખ્યાન છે. પછી માર્ગશીર્ષ માહાત્મ્યમાં તપ્ત મુદ્રા ધારણની પ્રશંસા છે. અને એ જ ભાગમાં ભાગવત માહાત્મ્ય ચાર અધ્યાયોમાં છે. વૈષ્ણવખંડાંતર્ગત અયોધ્યા માહાત્મ્યમાં કૌત્સવાળો રઘુવંશનો પ્રસંગ રઘુવંશમાંથી ઉતાર્યો છે. અન્યત્ર પાર્વતીએ ભીલડીનું રૂપ લીધાની કથા છે, ત્યાં મેઘદૂતના **तन्वी श्यामा०** શ્લોકના શબ્દોમાં પાર્વતીનું વર્ણન કરેલું છે ( **के. अ. ३५. श्लो. ९३** )

ત્રીજા બ્રાહ્મખંડના ધર્મારણ્યમાં મોઢેરા ગામની ( **मोढेरक** નામથી ) વાત, ગુજરાતમાં જૈન ધર્મના જોરની વાત, કુમારપાલ રાજાનો ઉલ્લેખ, કુમારપાલ પછીના મોઢ બ્રાહ્મણોના ગોત્ર, પ્રવર, અવટંક શાખા વગેરેના વર્ણન ઉપરથી એ ભાગ કુમારપાલ પછીનો ૧૩મા ૧૪મા શતકનો લાગે છે.

પ્રભાસખંડના દ્વારકા માહાત્મ્ય ગિરનાર માહાત્મય વગેરે ભાગો પણ ધર્મારણ્યથી જૂના હોવાનો સંભવ નથી.

આ રીતે ચાર ખંડોમાં તો ઇ. સ. ૧૦માથી ૧૪મા શતક સુધીની રચનાની નિશાનીઓ મળે છે. નાગરખંડની ભાષા વગેરે કેદારખંડ કે વૈષ્ણવખંડથી ખાસ જુદાં પડતાં નથી એટલે એને પણ ૯મા દશમા શતકથી પ્રાચીન માનવાનું કારણ નથી. કાશીખંડ કદાચ આ બધામાં જૂનો હશે, પણ સૂતસંહિતાનું વેદાંત શાંકર વેદાંત છે અને બીજા ભાગમાં પણ શાંકર અદ્વૈતની છાયા પુષ્કળ દેખાય છે. દ્વારકા માહાત્મ્યમાં તો રાધા અને તેની સખીઓનાં નામો પણ છે. માત્ર એક નેપાળવાળી પ્રત વિષે શંકા છે પણ એ પુરાવો સંદિગ્ધ જ ગણવો પડશે. અત્યારે સ્કંદપુ. તરીકે જે મળે છે તે તો ૯મા દશમાથી ૧૪મા શતક સુધીમાં રચાયેલ લાગે છે.

## ભવિષ્યપુરાણ

વેંકટેશ્વર પ્રેસે છાપેલા ભવિષ્યપુરાણમાં ચાર પર્વ છે અને લગભગ ૨૭ હજાર શ્લોક છે. આપસ્તમ્બે ભવિષ્યપુરાણનો ઉલ્લેખ કરેલો હોવાથી આ નામ અત્યંત પ્રાચીન છે પણ અત્યારે જે ગ્રંથ મળે છે તેમાં એ પ્રાચીન પુરાણનો કાંઇ પણ અંશ રહ્યો હશે કે કેમ એમાં શંકા છે. આ છપાયેલા ગ્રંથ ઉપરાંત ભવિષ્યપુરાણ નામની બીજી પોથીઓ પણ મળે છે ( જુઓ પુરાણ નિરીક્ષણ પા. ૧૦૭–૧૦૮ ) વળી છપાયેલા પુરાણનો મત્સ્યપુરાણની જ નહિં પણ નારદ પુરાણની સૂચી સાથે પણ બરાબર મેળ ખાતો નથી. અને અપરાર્કે

ભવિષ્યપુરાણ નામથી તથા ભવિષ્યોત્તરપુરાણ નામથી ઉતારા કર્યા છે ત્યારે આ ગ્રંથમાં ભવિષ્યોત્તરને ભવિષ્યપુરાણનું ચોથું પર્વ ગણ્યું છે.

આ ભવિષ્યપુરાણના પ્હેલા બ્રહ્મપર્વમાં સૃષ્ટિ વર્ણન, ગર્ભાધાનથી આરંભી સંસ્કારોનું વર્ણન, સ્ત્રીઓનાં શુભાશુભ લક્ષણ, વિવાહવિધિ, સ્ત્રીની ફરજો ( જેમાં પતિની પ્હેલાં ઉઠવું, ચુલા લીંપવા, રસોઇ કરવી, પતિ પરદેશ હોય ત્યારે કેવી રીતે રહેવું વગેરે ) વગેરે વિષયો પ્હેલા ૧૫ અધ્યાયોમાં છે. અને બાકીના અધ્યાયોમાં જુદા જુદા માસની પ્રતિપતથી આરંભી સપ્તમી પર્યંત તિથિઓના કલ્પોનો વિષય છે, પણ એમાં સૌથી વધારે સૂર્યમન્દિર નિર્માણ, મગ નામના સૂર્ય પૂજક બ્રાહ્મણોની વાત વગેરે સૂર્ય પૂજાનો વિષય છે. મત્સ્ય પુરાણ અને નારદની સૂચી પ્રમાણે આ સૂર્ય પૂજાનો વિષય ભવિષ્ય પુરાણમાં હોવો જોઇએ. ટુંકામાં આ પર્વમાં કેટલોક જૂનો અંશ લાગે છે.

બીજા મધ્યમ પર્વનું સૂચીઓમાં નામ જ નથી પણ એમાં કૂવા, વાવ, તળાવ, વગેરેનો વિધિ, વૃક્ષારોપણ અને બગીચાનું વર્ણન તથા કર્મ પરત્વે હોમવિધિ, મંડલ નિર્માણ પ્રકાર, વાસ્તુયાગ વગેરે બ્રાહ્મણોને કર્મ કરાવવામાં ઉપયોગી પરચુરણ વિષય છે.

ત્રીજા પ્રતિસર્ગપર્વમાં મુખ્ય વાત ભવિષ્ય વર્ણનની છે પણ આ પર્વ છેક આધુનિક છે. એમાં છેક ગયા સૈકા સુધીની વાતો મેળવી દીધી છે. એ પર્વની રચના કોઇ બંગાળી દેવી ભક્તે કરી લાગે છે. એમાં કૃષ્ણ ચૈતન્યને શક્તિ પૂજક શાકત કહ્યા છે અને વિષ્ણુ સ્વામીને તથા માધવને કૃષ્ણ ચૈતન્યના શિષ્ય બનાવ્યા છે. ( જુઓ **भ. प्र. पः खं. ३ अ. ९९,** ) અકબર અને ઔરંગજેબની વાત છે, અરે અંગ્રેજી શબ્દો અને લૉર્ડરે તથા વિકટોરિયાનાં નામ પણ છે. કાલે કહે છે તેમ ભવિષ્ય ( up to date ) બરાબર આજ સુધી ખેંચી આણ્યું છે. એટલે આ પ્રતિ સર્ગપર્વ તો તદ્દન આધુનિક જ

છે. ચોથું ભવિષ્યોત્તરપર્વ, આમાં ફરી પ્હેલા પર્વ પેઠે શકટ વ્રતાદિ વ્રતો અનુક્રમે પૂરેપૂરાં છે. કોઇ વ્રતો રહી જતાં હોય એમ લાગતું નથી. વ્રતો પછી દાનોનો વિધિ છે. અને અપરાર્કે જેમાંથી ઉતારા કર્યા છે તે જ આ ભવિષ્યોત્તર છે. એટલે પાછળથી ઉમેરા થયેલા હોવાનો સંભવ છતાં મુખ્ય ભાગ ઈ. સ. ૧૧મા શતકથી અર્વાચીન નહિ. આ ખરી રીતે વ્રતદાનના સમુચ્ચય રૂપ સ્વતંત્ર પુરાણ છે. અને પ્રતિ સર્ગપર્વ શિવાયનું ભવિષ્યપુરાણ આ ભવિષ્યોત્તર પ્હેલાંનું હોવાનો સંભવ છે.

આ પ્રમાણે વેંકટેશ્વર પ્રેસમાં છપાયેલ ભવિષ્યપુરાણની સ્થિતિ છે. કલકત્તાની સંસ્કૃત કોલેજની હસ્તલિખિત પોથી ( Catalogue No. P. 56 ) નારદસૂચીમાં કહેલ ભવિષ્યપુરાણ હશે એમ કાલે માને છે ( પા. ૧૧૬ ) પણ મને એ ઉપર કાંઇ શ્રદ્ધા નથી પડતી.

## નારદપુરાણ

નારદપુરાણ વૈષ્ણવ પુરાણ ગણાય છે અને છે; જો કે અનેક સ્થળે શિવ નામનો મહિમા ગાયો છે ખરો, પણ તે શિવ વિષ્ણુને એક ગણીને. નારદપુરાણ શ્રી ભાગવતાનુસારી વૈષ્ણવ પુરાણ છે. પણ ભાગવત પેઠે કેવળ હરિભક્તિ નિરૂપણ પરાયણ નથી. વ્રત માહાત્મ્ય અને તીર્થ માહાત્મ્ય પણ આ પુરાણમાં પુષ્કળ છે, શૈવ-યોગનું પણ વર્ણન કરે છે. ( અ. ૬૩ ) અને સર્ગ, વંશ, મન્વન્તર વગેરે પ્રાચીન પૌરાણિક વિષયો ભાગવતમાં છે તે આમાં નથી. ગંગામાહાત્મ્ય છઠ્ઠા થી ૧૬ મા અધ્યાય સુધીમાં છે. અને પછી ૧૭ મા અધ્યાયમાં બારે મહિનાની શુકલ દ્વાદશીના વ્રતનું માહાત્મ્ય કહ્યું છે. પણ આ પુરાણમાં વધારે મહિમા અગીઆરશનો મળે છે. જો કે ૨૪ એકાદશીના વ્રતનું વર્ણન પદ્મપુરાણમાં મળે છે, પણ આ પુરાણમાં તો ક્રમશઃ બારે મહીનાઓની પ્રતિપદાદિ પૌર્ણિમાન્ત તિથિઓનાં વ્રતો એક એક અધ્યાયમાં કહેલાં છે ( જુઓ અ. ૧૧૦

થી ૧૨૪ ). વ્રત સંબંધી આ સંપૂર્ણતા જોતાં પૌરાણિક વ્રત સાહિત્યમાં આ નારદીય અધ્યાયો છેલ્લા હોય એવું લાગે છે. અને આ પુરાણના ઉત્તરાર્ધમાં તો મોહિનીના મોટા આખ્યાનદ્વારા ૩૭ અધ્યાયોમાં એકાદશીનો મહિમા વર્ણવ્યો છે. દશમી વિદ્ધા એકાદશીનો આગ્રહ અને એકાદશીનો આવો મહિમા તથા ગંગા માહાત્મ્ય જેવા પૂર્વાર્ધમાં આવી ગયેલા વિષયોનો જ ઉત્તરાર્ધમાં પાછો વિસ્તાર કર્યો છે એ જોતાં ઉત્તરાર્ધ પાછળનો, વધારે આધુનિક લાગે છે.

નારદીય ભાગવત પછીનું છે એમાં તો શંકા જ નથી. ભાગવતોક્ત ભક્તિતત્ત્વનું જ નારદીયમાં વર્ણન છે અને અ. ૬૨ માં શુકદેવે ભાગવત રચ્યાનું સ્પષ્ટ કહ્યું છે. અ. ૧૧ માં અજામિલાખ્યાનનો ઉલ્લેખ છે. શાંકરવેદાંતની સ્પષ્ટ અસર સાધન ચતુષ્ટય સંપત્તિના કથનમાં, અને મહાવાકયના વિચારથી ઉત્પન્ન થતું જીવાત્મા અને પરમાત્માનું ઐક્યજ્ઞાન એ જ જ્ઞાન વગેરે જ્ઞાન વિવરણમાં ( જુઓ અ. ૩૩ ) દેખાય છે.

આટલા ઉપરથી જ નારદીય ઇ. સ. નવમા શતક પછીનું તો ઠરે જ છે. પણ એ તે કરતાં વધારે અર્વાચીન છે. કારણ કે નારદીયને રાધા અને તેની સખીઓનાં નામોની ખબર છે. વળી નારદીયમાં અઢારે પુરાણોની સવિસ્તર સૂચી છે. ( જુઓ પૂર્વાર્ધ અ. ૯૨ થી અ. ૧૦૯ ). આ સૂચીના સમય માટે આગળ વિચાર કરેલો છે. મને આ સૂચી ઘણી પાછળની લાગે છે. મત્સ્યોક્ત પુરાણાનુક્રમણિકા ઇ. સ. ૯૦૦ આસપાસની હોય એ સંભવિત છે. પણ એ અનુક્રમણિકા લખનારે ભાગવત, બ્રહ્મ વૈવર્ત, હાલનું ભવિષ્ય વગેરે પુરાણો જોયાં નથી લાગતાં, પણ નારદ સૂચીમાં ભાગવતનું વર્ણન આબાદ મળે છે. ભાગવતની પ્રસિદ્ધિ તો ૧૧ મા ૧૨ શતકમાં થઇ છે. નારદ સૂચીનું બ્રહ્મવૈવર્તનું વર્ણન હાલના બ્રહ્મવૈવર્ત સાથે તદ્દન મળતું નથી પણ કૃષ્ણ જન્મ ખંડનું વર્ણન મળે છે. હાલના ભવિષ્ય પુરાણ સાથે પણ નારદ સૂચીનું વર્ણન કેટલીક રીતે મળે છે.

મતલબ કે બ્રહ્મવૈવર્ત, ભવિષ્ય, પદ્મ, સ્કંદ વગેરેમાં પાછળથી ઉમેરા થયા છે તે બાદ કરીએ તો હાલના રૂપમાં એ પુરાણો રચાયા પછી નારદ સૂચી રચાઇ છે. અને નારદ સૂચીના વખતનું આખું નારદીય પુરાણ હોય તો એ બારમા શતકથી જૂનું નહોવું જોઇએ. અપરાર્કે નારદ પુરાણમાંથી ઉતારો નથી કર્યો એ હકીકત પણ આ અનુમાનને ટેકો આપે છે. અલબત્ત વિષ્ણુ, મત્સ્ય વગેરેની પુરાણાનુક્રમણિકામાં નારદીય નામ છે માટે એ નામનું કોઈક પુરાણ પ્હેલાં હશે પણ એ લુપ્ત થઈ ગયું અને હાલનું પુરાણ તો બારમા શતક પછી રચાયું લાગે છે.

## દેવી ભાગવત.

સામાન્ય રીતે જેની અઢાર મહાપુરાણોમાં ગણના થાય છે તેનો સામાન્ય વિચાર ઉપર કર્યો છે, પણ કોને મહાપુરાણ ગણવું અને કોને ઉપપુરાણ એ વિષે મતભેદ હોવાનું ઉપર કહ્યું જ છે. હાલમાં જે ઉપપુરાણો ગણાય છે તેમાંનાં કોઇ કોઇ ઇ. સ. અગીઆરમા શતક પ્હેલાં રચાયેલાં પણ એ બધાંનો સવિસ્તર વિચાર કરવાની જરૂર નથી લાગતી. માત્ર દેવી ભાગવત અને શિવપુરાણ એ બે પુરાણોનો ઘણો પ્રચાર છે માટે એ બે વિષે ટૂંકી નોંધ કરવી જોઇએ.

દેવીપુરાણ નામ ઉપરથી જ સૂચિત થાય છે તેમ તેનો મુખ્ય વિષય દેવી ભક્તિ છે. દેવી ભાગવત પોતાને મહાપુરાણ કહે છે અને વૈષ્ણવ ભાગવતને ઉપપુરાણ ગણે છે, એથી ઉલટું પદ્મપુરાણના ભાગવત માહાત્મ્યમાં દેવી ભાગવતને ઉપપુરાણમાં ગણ્યું છે. ( **पद्म. भागवत माहात्म्य अ. ११** ).

વળી વૈષ્ણવ ભાગવતના બાર સ્કંધ પેઠે દેવી ભાગવતમાં પણ બાર સ્કંધ છે. ભક્તિની વ્યાખ્યા ભાગવતને અનુસરતી આપી છે. ( જુએ દેવી ગીત ). શ્રીકૃષ્ણ સાથે રાધાનો ઉલ્લેખ વારંવાર આવે

છે. ભાગવતની બાહ્ય રચનાનું અનુકરણ સ્પષ્ટ દેખાય છે. જો કે ભાગવતની કવિતા કે ગહનતા નથી. દેવી ભાગવતને શાંકર વેદાંતની પણ ખબર છે. ( જુઓ स्कं. ૭ अ. ३२ ) એ બધું જોતાં વૈષ્ણવ ભાગવત પછી આ દેવી ભાગવત રચાયું છે એ પણ નિઃસંદેહ લાગે છે. વળી શિવપુરાણના એક વચનમાં "જેમાં ભગવતી દેવીનું ચરિત મળે છે તેનું નામ ભાગવત, પણ દેવી પુરાણનું નહિં" ( શિવપુ. उ. खं. મધ્યમેશ્વરમાહાત્મ્ય )* એ રીતે શબ્દો છે એનો અર્થ દેવી ભાગવત અને દેવી પુરાણ બે જુદાં પુરાણો હતાં એમ કરીએ તો અપરાર્ક દેવીપુરાણનો જ ઉલ્લેખ કરે છે; દેવી ભાગવતનો નહિં, માટે દેવી ભાગવતને બારમા શતક પ્હેલાંનું પણ માનવાની જરૂર નથી. ગમે તેમ હો દેવી ભાગવત અગીઆરમા શતક પ્હેલાં નથી રચાયું. દેવીનાં સ્થાનો તરીકે કોલ્હાપુર, તુળજાપુર, બામાદેવી, નીલાંબા, મીનાક્ષી વગેરે દક્ષિણનાં સ્થાનોનાં નામો વિશેષ દેખાય છે એ જોતાં આ પુરાણ દક્ષિણમાં રચાયું લાગે છે. દેવી ભાગવતમાં તિથિઓ અને વારોનાં વ્રતો પણ કહ્યાં છે.

## શિવપુરાણ

શૈવપુરાણોમાં શિવપુરાણ, વાયુ, કૂર્મ અને લિંગ કરતાં અર્વાચીન અને સ્કન્દ પુરાણના કેટલાક ભાગનું સમકાલિન હશે. શિવપુરાણમાં પ્રાચીન શૈવ સંપ્રદાયોના નિરૂપણ સાથે શૈવ કથાઓ, શૈવવ્રતો અને શિવભક્તિનું નિરૂપણ છે.

શૈવધર્મની પરિભાષામાં શિવપુરાણમાં કર્મ, યોગ, ઉપાસના અને જ્ઞાન એ ચારેય માર્ગની થોડી થોડી વાત છે. બાકી સૃષ્ટિની ઉત્પત્તિ, ભુવનકોશવર્ણન, વર્ણાશ્રમના ધર્મો, પ્રાચીન રાજવંશોની કથાઓ વગેરે સામાન્ય પૌરાણિક વિષયો છે.

શિવપુરાણમાં જ્ઞાનસંહિતા, કૈલાસસંહિતા, સનત્કુમારસંહિતા, વાયુ સંહિતા અને ધર્મસંહિતા એ રીતે છ સંહિતાઓ અને ચોવીશ હજાર શ્લોકો છે.

---

* જુઓ પુરાણનિરીક્ષણ પા. ૮૬.

# જૈનપુરાણો

**હરિવંશઃ**—જૈન હરિવંશપુરાણ શક સં. ૭૦૫માં દિગંબરાચાર્ય જિનસેનનું રચેલું છે. મહાભારતના હરિવંશમાં યાદવકૃષ્ણનું અને જૈન હરિવંશમાં તેજવંશના નેમીનાથ સ્વામીનું ચરિત્ર વર્ણવેલું છે. જિનસેને પોતે હરિવંશના અન્તમાં આપેલા પરિચય પ્રમાણે એ વખતે ઉત્તર ભારતમાં ઈન્દ્રાયુધ, દક્ષિણમાં કૃષ્ણરાજ પુત્ર વલ્લભ, પૂર્વમાં અવંતીમાં વત્સરાજ અને પશ્ચિમમાં સૌર્ય વીરવરાહનું રાજ્ય હતું, એ વખતે વર્ધમાનપુરમાં નન્ન રાજાએ બંધાવેલ પાર્શ્વનાથના મંદિરમાં આ ગ્રન્થ પુરો થયો.

**આદિપુરાણઃ**—સર રામકૃષ્ણ ભાંડારકર, ડૉ. ફ્લીટ અને કે. બી. પાઠકના મત પ્રમાણે ઉપરના જિનસેને જ પોતાની વૃદ્ધાવસ્થામાં જયધવલ ટીકા અને આદિ પુરાણનો પ્રથમાંશ લખ્યો છે. પણ હરિવંશના હિંદી ભાષાંતરની પ્રસ્તાવનામાં શ્રી નગેન્દ્રનાથ વસુ કહે છે કે હરિવંશકાર જિનસેન પુન્નાટગણીય અને કીર્તિષેણના શિષ્ય હતા જ્યારે આદિ પુરાણ અને પાર્શ્વાભ્યુદયના કર્તા જિનસેન સેનસંધિય તથા વીરસેન આચાર્યના શિષ્ય હતા. હરિવંશકારના જ કહેવા પ્રમાણે વીરસેન શિષ્ય જિનસેન એમની પ્હેલાં થઈ ગયા. ( જુઓ સર્ગ ૧ શ્લો. ૪૦ )

**ઉત્તરપુરાણઃ**—ગુણભદ્રાચાર્યે આદિપુરાણ પૂરૂં કર્યું તથા ઉત્તરપુરાણ શક સં. ૮૨૦માં લખ્યું છે જેની પ્રસ્તાવના પ્રમાણે રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ આદિપુરાણકાર જિનસેનના શિષ્ય હતા, એમ નક્કી થાય છે. આ અમોઘવર્ષ ઉપર કહેલો શ્રી વલ્લભ ( શક સં. ૭૦૫ ) હોવો જોઈએ એમ નગેન્દ્રનાથ વસુ કહે છે.

**પદ્મપુરાણ**—રવિષેણે વિ. સં. ૭૧૬માં અથવા ૭૩૪માં ( –મહાવીર સં. ૧૨૦૪માં ) જૈન પદ્મપુરાણ લખ્યું છે જેમાં જૈન દૃષ્ટિએ રામકથા કહી છે.

આ ગ્રંથમાં મુખ્યત્વે બ્રાહ્મણપુરાણોનો અને તેમાં પણ મહા-

પુરાણોનો જ વિચાર કર્યો છે. ઉપપુરાણો મહાપુરાણો કરતાં અર્વાચીન છે અને ધાર્મિક, સામાજીક તથા ઐતિહાસિક ઉપયોગિતાની દૃષ્ટિએ મહાપુરાણો કરતાં ઉતરતી કિંમતનાં છે.

જૈનપુરાણોમાંથી હરિવંશપુરાણ, આદિપુરાણ, ઉત્તરપુરાણ અને પદ્મપુરાણનો ઉપર ઉલ્લેખ કર્યો છે, એ પુરાણોનું સવિસ્તર વિવરણ આથી સ્વતંત્ર અને કોઇ જૈન વિદ્વાનને હાથે જ થવું જોઇએ. અહીં આટલી નોંધ લેવાનું કારણ એટલું જ છે કે વિ. સં.ના આઠમા, નવમા અને દશમા શતકમાં જૈનપુરાણો રચાયાં છે એ હકીકત બ્રાહ્મણપુરાણ રચનાનો સમય ઉકેલવામાં ખાસ ઉપયોગી છે. હાલનાં બ્રાહ્મણ પુરાણોનો મોટો ભાગ પણ એ ત્રણસો વર્ષ દરમિયાન રચાયો છે, અલબત્ત બ્રાહ્મણપુરાણ રચના એ પ્હેલાં જ શરૂ થયેલી અને પછી પણ ચાલુ રહી હતી.



# અનુક્રમણિકા.